# વિશ્વ ઇતિહાસનું પાત્રાલેખન

માધ્યમિક શાળાઓ
માટેનું વિવિધ
વાચન





કિંમત   સાડાપાંચ રૂપિયા

ઓકટોબર   ૧૯૫૫




પ્રકાશક —[illegible] કાળીદાસ ભટ્ટ જવાહર નગર, અમદાવાદ–૭
મુદ્રક —[illegible]કુમાર કે. શાસ્ત્રી [illegible] પ્રિન્ટરી, માણેકચોક અમદાવાદ

# સંસ્કાર જ્યોત

## ખંડ પહેલો

મનોરંજક, વિચારપ્રેરક પ્રગતિશીલ અને ચિત્રાત્મક સરળ શૈલીવાળા આલેખનમાં માનવીના જીવન વ્યવહારમાં સૌંદર્યનું રૂપ ભરનાર કલાકારોની જીવનકથાઓના રંગમાં કિશોરો વિદ્યાર્થીઓ અને પ્રૌઢોના જીવન પથ પર સંસ્કારના પ્રકાશકણિકાઓ પાથરે છે





## વિજ્ઞાન જ્યોત

ખંડ ૧ : પૃથ્વી પરના પ્રદેશોના સંશોધકો તથા ખગોળ વૈજ્ઞાનિકો.
ખંડ ૨ : ભૌતિક વૈજ્ઞાનિકો.
ખંડ ૩ . શરીર તથા વૈદકીય વૈજ્ઞાનિકો.
ખંડ ૪ વાહનવ્યવહાર તથા માધ્યમોના વિધાયક વૈજ્ઞાનિકો
ખંડ ૫ વનસ્પતિ તથા પ્રાણીજીવનના વૈજ્ઞાનિકો.



## સંસ્કાર જ્યોત

ખંડ ૧ : માનવઇતિહાસનું સંસ્કારરૂપ આપનાર કલાકારો
ખંડ ૨ : માનવ માનવ વચ્ચેના, શાંતિમય સહકારવ્યવહારના સંતો.
ખંડ ૩ : જીવન સાહિત્યના લેખકો, અને કવિઓની જીવન સૌરભ.
ખંડ ૪ . વિશ્વ ઇતિહાસના પ્રગતિશીલ મહાનુભાવો.
ખંડ ૫ . માનવ સમાજના સહકારમય નવનિર્માણના દ્રષ્ટાઓ અને વિધાયકો.

**પ્રગતિ પ્રકાશન ગૃહ**
જવાહરનગર, સરખેજ રોડ, અમદાવાદ-૭

સરકારનો કાનુન (ઈજીપ્ત)

(શામાશ, હેમુરાબીને માનવવ્યવહારનો કાનુન આપે છે)



ઇતિહાસની દેવી (ગ્રીસ)



પ્રજ્ઞા પારમિતા (જાવા)



સંગીતની દેવી (ગ્રીસ)



લીઓનાર્દો-દા-વિન્સી (ઓંકાર જેવો જ્યોતિર્મય)



હૈથોર સ્તભ ( ઇજીપ્ત )



જેની સહજ સહૃદયતાની
સંસ્કારી સૌરભ અંતરમાં અનુરાગ ઉભરાવે છે તે,
શ્રી રામભાઈ હિરાભાઈ પટેલને
સપ્રેમ—

અનુક્રમ:— પાન

# પ્રવેશ

જેની આંખ અવલોકી શકતી નથી અથવા જેની નજર પિછાણી શકતી નથી, અથવા જેની દ્રષ્ટિ પદાર્થના રૂપનું અવલોકન કરવાની આવડત અથવા શિક્ષણ પામી શકી નથી, તે, ઇંદ્રયવિકાસ વિનાની એકલી બુદ્ધિની ક્રિયાવડે નિર્ણય શો કરી શકે?

નિર્ણયાત્મક બુદ્ધિનુ રૂપ, છેવટે તો, હાથ વડે સપાટ છે કે, ખરબચડું છે તે તપાસીને, નાકવડે ગંધની પારખ કરીને, કાનવડે, સાંભળીને, અને આંખવડે અવલોકન કરીનેજ નિર્ણય કરી શકેને!

આંખો મીચીને, અંતરધ્યાનથી જાણી જવાની, ઉલ્લુ બનવાની કે બનાવવાની, તરકીબોને જ્ઞાન માનવાની, હવે તો કોઈ હા, પાડી શકે તેમ નથી.

પણ આપણી માતાનો શબ્દ હણી લઇને, આપણી જનેતાની જબાનનો નાશ કરીને, જનતાને "મુગી કરોડો" અથવા "ડમ્બમી લીયન્સ" નું નામ આપીને અંગ્રેજી શાહીવાદે, સૌ શાહીવાદોની જેમ, આપણા શિક્ષણમાંથી, રૂપ-દર્શનનું અથવા ચિત્ર શિક્ષણનુ, જ્ઞાન, અભ્યાસક્રમમાંથી આજ સુધી રદ કરી નાખ્યુ હતુ.

પણ આજે નુતન શિક્ષણનો અભ્યાસક્રમ રચવા માગતી આપણી આઝાદીની પુનર્ઘટના હવે આસ્તેથી સમજવા માંડી છે કે, અંધ બનેલી આંખ, જો ઉઘડે નહી અને પદાર્થનુ રૂપદર્શન અથવા અવલોકન કરવાનુ શિક્ષણ પામે નહીં તો, જીવનની પ્રગતિ કરવા માટેનો જરૂરી નિર્ણય, બુદ્ધિમાપનના અમેરિકન કોષ્ટકો ભરીભરીને બુઠ્ઠી બની ગએલી બુદ્ધિ કરી શકશે નહી, અને બધિર બનેલો કાન, સાચા શબ્દનુ શ્રવણ-ભાન પામી શકશે નહી.

બે હજાર વરસ પહેલાથી, માનવજાતના કલાકારોએ, એકના પદાર્થના નહીં પણ પદાર્થ વાસ્તવતાના, જીવનવ્યવહારની વસ્તુને

જુદાં જુદાં રૂપોમાં, લાકડાપર, પત્થર પર, કાગળ પર, અને ધાતુપર આલેખી છે તથા એ આલેખનને અનેક રંગ અને રેખાઓનાં પ્રમાણોની એકતાનતામાં તેમણે મઢયું છે.

જેવું માનવ ઈતિહાસના યુગ યુગાન્તરની ઓળખાણ આપતું ઇતિહાસનું, એક રૂપ રાજવહીવટનું તો બીજું અર્થ વહીવટનું અથવા ત્રીજું, તે સમયના, લેખક કે કવિનું કવન બનેલા રૂપવાળું હોય છે તેવું જ માનવ ઇતિહાસને ઓળખવા, યુગયુગનું રૂપઆલેખન પણ, ઈતિહાસ દર્શનનું પાસું બને છે. હોમરની કવિતા, ઇજીપ્શન કલા વિના કે ઇજીપ્શન કલાના પિછાણને ત્યારના અર્થકારણ અને લોક જીંદગીના રાજકારણની સમજણ વિના, કેવી રીતે પામી શકાય!

માનવ સંસ્કૃતિની મહાન વિભાવના જેવો માનવ ઈતિહાસ, સામુદાયિક માનવીના,અનુભવના જ્ઞાનનો, અથવા વિજ્ઞાનના સામાજીક વ્યવહારનો, અને સંઘ માનવીના સરકારના અથવા કલાના વ્યવહારનો, ઈતિહાસ છે.

એ ઇતિહાસની વિજ્ઞાન જ્યોતનું સંસ્કારરૂપ, માનવીના, કલાવિજ્ઞાન, પર ઉભેલું, સમુદાયના જીવનવ્યવહારના કળશ જેવું સંસ્કાર જ્યોતનું સ્વરૂપ છે.

સરકારની એ જ્યોતને ઝગતી રાખનાર, યુગયુગના રૂપદર્શનનુ વિજ્ઞાન દાખવનાર, ચિત્રકલાના, કલાકારોનો ઐતિહાસિક પરિચય વિના કોઇ ચલાવી શકે જ નહીં.

કલાકાર એટલે સરજનહાર અથવા સર્જક. પ્રાણીઓમાં, માનવી નામનુ એકલુ જ પ્રાણી કલાકાર છે, અથવા સર્જક છે, અથવા સરજનહાર છે.

એવું કેમ છે!

એવુ એમ છે, કારણ કે માનવીનુ શરીર એવું છે. અને

શરીરમાં મગજ એવું છે. બીજાં ઘણાં મોટાં પ્રાણીઓનાં શરીરો ઘણાં મોટાં હોવા છતાં અને એ મોટાં પ્રાણીઓનાં માથાં ઘણાં મોટાં હોવા છતાં પણ મોટાં માથાંઓમાં માનવી જેવા નાના શરીરવાળા પ્રાણીના નાના સરખા માથામાં જેટલું ભારે મોટું વજનદાર મગજ છે તેટલું મોટું અને તેટલું વજનવાળું મગજ, હાલતા ચાલતા ડુંગર જેવા ઊંટ કે હાથીના માથામાં પણ નથી. આવા મોટા પ્રચંડ અને વિશાળ પ્રાણીના આવડા મોટા વિશાળ માથાની અંદર દેખો એનું મગજ કેવું નાનું સરખું અને ઓછા વજનવાળું છે, જ્યારે, નાના સરખા માનવીના નાનકડા માથામાં, દેખો એનું મગજ કેટલું બધું મોટું અને સૌથી મોટા વજનવાળું છે.

સૌ કરતાં મોટી કલાકાર એવી કુદરતે લાખલાખ વરસો સુધી પ્રાણીઓનાં શરીરોમાં, માથાં, અને મગજો ઘડી ઘડીને છેવટે, લાખો વરસના વિકાસ ક્રમ પછી, એણે જે સંસ્કારી પ્રાણી નિપજાવ્યું તે માનવ પ્રાણી છે. એ પ્રાણીનું શરીર જ, નવી જાતના મગજવાળું નૂતન છે. માનવીના નૂતન દેહમાંનું નૂતન મગજ માનવ પ્રાણીનાં ભાનને ભાનવાળું નહીં પણ સ્વભાનવાળું બનાવે છે. ભાન અથવા ચેતના તો સૌ પ્રાણીને હોય છે, પણ એકલા માનવ પ્રાણીને પોતાને પોતાના ભાનની ખબર હોય છે. એકલા માનવ પ્રાણીના મનમાં જ એના અનુભવનું ભાન, એના પોતાના કાબુમાં હોય છે. એ ભાનને, એ ભાષાનો શબ્દ બનાવીને, અને પદાર્થમાંથી, વસ્તુઓ બનાવીને તથા, જીવનનાં સાધનો બનાવીને, પોતાના એ ભાનને અનેક ચિત્રોમાં, પ્રતિમાઓમાં, મનુષ્ય કોતરી કાઢે છે કે ચીતરી નાખે છે.

આ બધું જ સર્જન છે. માનવી એકલું જ સર્જક પ્રાણી છે. એકલું સરજનહાર એવા માનવ પ્રાણીએ પોતાની આ આવડતનું નામ કલા પાડ્યું એકલું માનવ પ્રાણીજ કલાકાર છે. એકેએક માનવી ઓછું વત્ત કલાકાર છે જ. એનું કલાકારનું રૂપ એના માનવ

રૂપમાં જ એના જન્મ સાથે જોડાયલું છે.

છતાં કલાની આવી કોઈ આવડત વ્યક્તિગત માનવીની આવડત નથી. કલાકાર માનવીનું કલાનું રૂપ માનવ સંઘ અથવા સમાજનું છે. માનવ સમાજનું જીવન સમુદાયના વ્યવહારનું, અખંડ ચાલતું વહેણ, સંસ્કૃતિ નામની સંસ્કાર ઘટનાને ઘડે છે. આ ઘડતરમાંથી નિપજતાં નવનીત જેવાં રૂપ, માનવકલાકારોનાં છે.

એ કલાકારોનો પરિચય એટલે માનવ વિરાટના હૃદયના ધબકારાનો અને તેમના ફાળ ભરતા પ્રાણનો અથવા યુગવેગનો પરિચય હોવો જોઈએ.

આ કલાકારો, અને વૈજ્ઞાનિકો, જ્યારે જ્યારે સંસ્કૃતિનાં હજારો વરસનાં સાધનોનો વારસો ધારણ કરીને જીવનની પગદંડીપર ઉભેલાંઓનો, આપણો સંગ કરે છે ત્યારે, તે એકલાં નથી હોતાં પણ પોતપોતાની તે તે સમયની જીવન પરિસ્થિતિઓને સાથે લઈને આવતા હોય છે તથા ઈચ્છતાં હોય છે કે આપણે તેમનાં જીવતરનો કોઈ ટુકડો ઉપાડીનેજ તેનું સ્વાગત કરવાને બદલે તેમનો સર્વાંગી આદર કરીએ અને સમગ્ર પરિચય પામીએ.

આ પરિચયનું રૂપ આપણને કહેવા માગે છે કે, સમાજના જીવનમાં, માનવ સમુદાયની સામુદાયિક ક્રિયાએ અથવા પ્રવૃત્તિએ અમારી કલાકૃતિઓનો પાયો રચ્યો છે, અને એ પાયા પર ચિતરેલી જીવનકલા મારફત માનવ માનવ વચ્ચેના સંબંધોનુંજ રૂપ અમે પિંછી કે ટાંકણા વડે મઢયું છે.

આ રૂપ ઘડતરમા અનેક રેખાઓ અને રંગોમાં અંકિત થએલો એક આવેગ માનવ માનવ વચ્ચેના બંધુભાવવાળા સમાજ વ્યવહારને રચવાનો છે, એમ કહેવા માગતો એકેએક કલાકૃતિનો પ્રાણ પૂકારે છે કે, આ ભાવનું રૂપ જ જેમ કોઇ પણ કલાનું રૂપ મૂલ્ય રચે છે તેમ અમારી કલાનું મૂલ્ય પણ એજ બંધુભાવ છે.

જે જે રહેણી કરણી કે, વ્યક્તિઓ, અને જે જે સંસ્થાઓ, માન વીની જીંદગીના આ સર્વ સામાન્ય મૂલ્યને અનાદર કરે છે તેનો શણગાર સજવાનું કામ કોઈ કલા કે કલાકારનું નથી, છતાં જે કલાકારની કલા અવનત બને છે તે કલાકાર કલાનો પ્રાણ કે શ્વાસ ગુમાવે છે, અને જીવનવાસ્તવતાની પ્રગતિનો સાથ ગુમાવીને, સૌંદર્યને સજી શકતો નથી.

ઓછામાં ઓછા આટલા અને આવા ભાનસાથે આજનો વિજ્ઞાન–યુગ, પોતાનાં ઘરો શાળાઓ અને સંસ્થાઓમાં માનવ જીવનનાં જ્યોતિર્ધરોનો, જેવા, સમાન સહોદર ભાવે અને મુક્ત દિલ વડે આદર કરે છે તેવા આદરની ભૂમિકા ઇતિહાસના બીજા કોઈ પણ તબક્કામાં માનવસમાજમાં રચાઈ નહોતી.

આ ભૂમિકા તમામ સામાજીક મૂલ્યોની વ્યાપકતાને અમલી બનાવે છે, અને તેની સાથે સમાજ વ્યવહારનાં તમામ સંસ્કાર આગેવાનોની જવાબદારીને પણ વિશાળ બનાવી દે છે.

સમાજ વ્યવહારની આટલી ઓછામાં ઓછી ભૂમિકાનું ભાન આજનો યુગવેગ, પુનર્ઘટનાના પંથ પર ચડેલા એકએક રાષ્ટ્રપાસે માગી લે છે.

વિજ્ઞાન-યુગની શિક્ષણપામવાની આ ભૂમિકાનું ભાન તમામ સંકુચિતતાઓને છેદી નાખીને અનીવાર્ય એવો એટલો નિખાલસ સ્વીકાર માગી લે છે કે, જ્યાં હોય ત્યાં, સંસ્કાર વૈભવ કોઈ એક પ્રજા કે રાષ્ટ્રનો નહીં પણ આખી માનવજાતનો છે, કારણકે સંસ્કૃતિ નામની ઘટનાને ઘડનાર આખી માનવજાત છે.

એ ખ્યાલ પૂર્વક જીવનકલાના સંસ્કારનાં વૈજ્ઞાનિકોનાં જીવનચરિત્રોને એકઠાં કરવાનો અલ્પ પ્રયત્ન અહીં કરવામાં આવ્યો છે. જીવતર જીવવાની કલાનો સંસ્કારવિભાગ, ભૌતિક વિજ્ઞાનનાં સાધનોનાજ પાયાપર, સક્રિય રીતે ઉભો રહી શકે છે, છતાં વૈજ્ઞાનિક સંતો,

જેવાંજ સંસ્કારજ્યોતને જલતી રાખનાર જીવનકલાકારો અથવા સંસ્કાર મંતોનાં ચરિત્રોનો પરિચય જીવનવિકાસની મરામત માટે જરૂરી છે. એ વિનાનો અભ્યાસક્રમ જડ છે.

ભૌતિક વૈજ્ઞાનિક કે સંસ્કાર વૈજ્ઞાનિક,સૌ કોઈ જીવનવાસ્તવતાનાં અદ્દનાં સ્વરૂપો છે. જીવનવાસ્તવના અથવા માનવજીવન, સમુદાયનું જ ધાવણ ધાવીને ઉછરતાં જીવતાં અને વિકાસ પામવાની ગડમથલમાં પડતાં ને પાછાં ઉભાં થતાં આ સંતોની મહત્તાનું સર્વસામાન્ય અવશ્યમેવ સ્વરૂપલક્ષણ એ છે કે, તે કોઈ માનવસમુદાયથી પર હોવાની ઘેલછા કરતાં નથી. કોઇપણ સાચું કલાકાર " કલાખાતર કલા "નો ઉન્માદ ધારણ કરતું નથી પણ જીવતરનાં રોજબરોજનાં જીવન્ત સ્વરૂપો તરફની મમતામાં મશગુલ બનીને, સર્જન કર્યા કરે છે.

શું છે એ સંસ્કારનું સર્જન !

સંસ્કાર એટલે સંસ્કારી વર્તન અથવા સંસ્કારનું વર્તન. એવું વર્તન સ ઘના અથવા સમાજના જીવનવ્યહારમાં જ જીવતું બની શકે,કોઈ એક વ્યક્તિમાં નહી. **તેજ રાષ્ટ્ર સંસ્કારી છે, જેનો માનવસમુદાય સંસ્કારી જીવન જીવી શકે છે.**સમુદાયનો અથવા સમાજનો જીવન-વ્યવહાર માનવી વર્તનના જે સંસ્કારના રૂપને પોતાનું બનાવે છે, તે રૂપ અથવા રૂપો, સંસ્કૃતિનું સ્વરૂપ બને છે.

તેજ રીતે, સંસ્કૃતિનું કોઈ પણ સ્વરૂપ એક દેશનુંજ કે એક રાષ્ટ્રની જ ખાનગી મિલકત નથી બની શકતું. સંસ્કૃતિનું સ્વરૂપ કોઈ પણ રાષ્ટ્રમા દેખાયા પછી કદી નાશ પણ પામી શકતું નથી. સંસ્કૃતિ પૂર્વકે પશ્ચિમની પણ નથી હોઈ શકતી, સર્વ દેશીય હોય છે.

સંસ્કૃતિનું સ્વરૂપ ઇતિહાસનું પરિબળ છે અને નવા નવા સ્વાંગ સજીને વિશ્વઈતિહાસનું એ પરિબળ દેશદેશની સીમાઓને ભૂસી નાખીને, નિત્યનૂતન બનતું અને જીવન્ત રહેતું, વિશ્વ-ઈતિ-

હાસનું ઝંડાધારી બને છે, અને જે દેશ અને કાળમાં સંભવે છે ત્યાં પહેલું દેખાય છે છતાં તે સર્વદેશીય બનાવાનુંજ હોય છે

પૂર્વની ગ્રીક સંસ્કૃતિનું મરણ થયું અથવા ભારતીય સંસ્કૃતિનો નાશ થયો, એવો સંકુચિત પ્રલાપ સાંભળતો વિશ્વ ઇતિહાસનો પગથાર સાબીત કરે છે કે, રાષ્ટ્રોની સીમાઓ મિથ્યા છે, ગ્રીક કે ભારતીય, અને પૂર્વ કે પશ્ચિમની, સંસ્કૃતિ એકજ છે, તથા આંતરરાષ્ટ્રિય છે એ હકીકતને માનવજીવન વ્યવહારમાં પૂરવાર કરતું, સંસ્કૃતિની સંકુચિત રાષ્ટ્રિયતાને તથા તેના મોતની વાતને ઇતિહાસનું સત્ય હસી કાઢે છે તથા સંસ્કૃતિના નિત્યનૂતન બનતા અને આગે કૂચ કરતા, વાસ્તવરૂપને વિશ્વ સંસ્કૃતિ તરીકે પૂરવાર કરે છે

એક સંસ્કૃતિ જ્યાં વિનાશ પામતી દેખાય છે ત્યાં રાષ્ટ્રના ભેદભાવ વિના, તે પોતાનું જુનુરૂપ પનગીને નવાને જ ધારણ કરતી હોય છે જીવનના બધા રૂપોની જેમ જુની કાચળીને કાઢી નાખીને નવી ચામડી ધારણ કરનાર સંસ્કૃતિનું રૂપ દરેક ડગને માનવપ્રગતિના યૌવનનું ઝંડાધારી બનીને મોતને મ્હાત કરે છે

એટલે જ આજે ગ્રીક સંસ્કૃતિ અને ભારતીય કે ચીની સંસ્કૃતિ, અથવા પૂર્વની કે પશ્ચિમની સંસ્કૃતિ, વિશ્વના ઈતિહાસનું પરિમળ અથવા વિશ્વ-સંસ્કૃતિ બનીને, અથવા માનવજાતનો પ્રાણવાયુ બનીને જીવનની પ્રગતિનો નેજો ફરકાવતી જીવનનો જયકાર ગજવે છે

આજે જ્યારે વિશ્વના વાતાવરણમાં અસરકારી એવી અમેરિકન શાહીવાદી પાશવતા, હીરોશિમા અને નાગાસાકીના ખૂન કર્યા પછી, અણુબોંબના ધડાકાઓમાં મોતની આરાધનાની ચિચીયારી કરે છે ત્યારે પણ, વિશ્વ ઇતિહાસની વેણુપર સોલોન અને સોક્રેટીસના ગૌતમ અને ઇસુના, પ્રેકસીટેલીસ અને આરકીમિડિસના, તથા લીઓનાર્ડો અને બેકનના અને લેનીન તથા લીંકનના ટાગોર તથા ગાંધીના અને જોલીયો કયુરી તથા પીકાસોના, તથા નૂતનજીવન

સંસ્કારના પ્રાણવાયુમાં વિહરતી એશિયા આફ્રિકાના નૂતન ઉત્થાનના ઉંબરપ્રદેશપર પ્રકાશમય બનીને ઉભેલી, માનવજાતના પોણાભાગ જેટલી, માનવતાના જીવનવ્યવહારના સહકારી અને સમાન ઘડતરના, પંચશિલમના વિશ્વસંસ્કારના બધા કારભારને સંસ્કૃતિનો લોક ઝંડાધારી કલાકાર, આજે અભયસંશુદ્ધિ સાધતા સ્વરોનો અનાહત નાદ બનીને અવિરતપણે વહાવ્યા કરે છે.

ત્યારે આવી ભૂમિકાપર આજે ઉભાં રહેલાં આપણે, આ અનાહતનાદને સંસ્કૃતિના ઉદરમાંથી સાંભળતાં હોઈએ ત્યારે, માનવીને શોભે તેવી મગરૂરી પૂર્વક, માનવજાતનો અને આ જગતનો સંહાર બાખતા કોઈપણ પક્ષ કે વર્ગ સાથે આપણે સહમત થઈ શકીએ તેમ નથી, કારણ કે, અંધકારમાંથી જ્યોતિમાં જવાની દંતકથાથી શરૂ થએલા આ માનવજાતના જીવનના વિકાસના આંદોલનનું આરંભનું મોજું હવે તો, એકમાંથી અનેકની એકતાનું સામુદાયિક જન તાકાતનું, વિરાટ અને વધુ વિરાટ આંદોલન બન્યા કર્યા પછી આજે આંતરરાષ્ટ્રિય માનવ–વ્યવહારના કાનુનનો, પંચશિલમનો નક્કર આકાર ઘડવા માંડયું છે.

આવી અદ્ભૂત એકતાનું આવું સમર્થ અને આટલું વ્યાપક-રૂપ માનવજાતની આજસુધીની જીંદગીમાં કયારેય સરજાયું નહોતું.

આપણા જગતના હવામાનમાં આકાર ધરતી આવી મહાન બીનાઓને માપવાનું સૌથી મોટું બેરોમીટર, વિમા કંપનીઓ, શેર બજારો, કે બેંકોમાં નથી ગોઠવાયું પણ જીવતરની કલાઓ અથવા કલાવિજ્ઞાનો, જ્યાં આલેખાય છે, અને આકાર ધરે છે ત્યાં અને માનવજાતની જીંદગીની રોજબરોજની ધબકતી વાસ્તવતા જે, ખાણુ ખેતરો અને કારખાનામાં, નૂતન જીંદગીની પુનર્ઘટના ઘડે છે ત્યાં દેખવા મળે છે.

એ વાસ્તવતામાંથી તથા માનવ કલાકારોના વિશ્વ–ઇતિહાસમાંથી, જીવનકલામાં સૌન્દર્યનું રૂપ મઢનારાં, અનેચિતરનારાં તથા શબ્દધ્વનિને,

એકતાનતા અથવા તાલમયતા, અથવા હારમની 'નુ સ ગીતરૂપ દેનારા, કલા સરકાર અને સ'ગીતસરકાર ઘડનારા, મહાનુભાવોનો, અલ્પ અને આછો પરિચય આપવાનો આ પ્રયત્ન છે

આજના આઝાદી પછીના, આપણા નુતનરાષ્ટ્રના ઘડતરના ઉત્થાનનો કોઈ પણ આકાર, નના શિક્ષણની ઘટનાના અભ્યાસ ક્રમમા, સરકાર ઇતિહાસની અનીનાર્ય જરૂરનો આજે અનુભવ કરે છે.

**જેમ જેમ શિક્ષણનુ જડ ખોખુ નુતન ઉત્થાનની નવી ચેતનાથી સભર બનતુ જશે તેમ તેમ આ જરૂરિયાત વધારે ગંભીર અને વ્યાપક બનતી જશે**

માધ્યમિક શિક્ષણઘટનાના અગ્રેજી શાહીવાદે ઘડેલા જુના અચેતન ખોખાને, નૂતન બનાવવા નૂતનપ્રાણનો સચાર, કલા અને સગીતને અભ્યાસના જરૂરી વિષયો તરીકે સ્થાન આપવાથી શરૂ થઈ શકે

પણ એટલું જ પુરતું નથી આજનુ નુતનરાષ્ટ્રનુ નુતન પુનરૂત્થાન માગે છે કે, આ વિષયોનો જીવન્ત ઇતિહાસજ, અથવા તેની જીન્દગીનો પરિચયજ, આપણા દિકરાદિકરીઓના પ્રાણને જગાડીને, રાષ્ટ્ર ઉત્થાનના સરકારસર્જનના નૂતન સરકારસ્વરૂપોને ઉપજાવી શકશે

આ સરકારસર્જન વળી શુ છે? આપણી ભૂમિપર પણ અનેક પલટાએ અને પરિવર્તનો આવી ગયા છે તેમા આજનુજ પરિવર્તન અથવા પલટો આપણી જીવનઘટનામા, આજના વિશ્વ-ઇતિહાસમાથી એક નવી માગણી સૌ માનવ સમુદાય પાસે, જાત કે રગના ભેદ વિના રજુ કરે છે

એ માગણી, આપણી જીદગીમા અથવા આપણા જીવન વ્યવહારમા વિકાસની, ધરીની રચના કરવાની છે

આ માગણીનો અર્થ એ છે, કે, બધી જીવન કલાઓના જુદા જુદા હેતુઓ હોવા છતા, બધી કલાઓનો, એક અને પાયાનો સર્વ

સામાન્ય હેતુ, માનવજાતની જીવનમ્લાના વિજ્ઞાનને, સમાન અને સહકારી રીતે વિકસાવવાનો અને સમગ્ર રીતે અથવા સામુદાયિક રીતે સમૃદ્ધ બનાવવાનો છે

એટલે, ખેતીનો હેતુ એકલા અનાજના ઢગલા પકવવાનો નથી, ઉદ્યોગનો હેતુ કપડાના કે બીજી વસ્તુઓના ઉત્પાદન ખડકવાનો જ નથી, ઈજનેરી કલાનો હેતુ એકનુ બાધકામ કરવાનો નથી, શિક્ષણનો હેતુ પડિતો જ બનાવવાનો નથી પણ સૌ કલાઓ, અને, વ્યવહારોનો એક માત્ર હેતુ, જીવન વ્યવહારની કલાને સમાન અને સહકારી રીતે વિકસાવવાનો અને સમગ્ર રીતે અથવા સામુદાયિક રીતે, સમૃદ્ધ બનાવવાનો છે

માનવજાતે આજ સુધીમા સરજેની તમામ કલાઓ, અને માનવજાતે રચેલા, તમામ વ્યહારોનુ આ હેતુ ભવ્ય અને સરકારી મિલન મથક છે ! આ મિલનમા જ માનવ સરકારો કેવી ઉમદા એકતાથી ઓપી ઉઠે છે ! અને આ એકતા પર ઉભેલી માનવજાત, જીવતરની કેવા એક બીજાની પાછળ ઉગતા દેખાતા, એક બીજાથી ઉન્નત એવા વિકાસના શિખરો તરફ ગતિ કરવાની આગાહી આપે છે ! એ આગાહીને જ અપનવતો વિશ્વ-ઈતિહાસનો સરકાર માનવ, હજારો વરસથી આજસુધી, અનેક સાધનોને હાથમા લઈને આગળને આગળ ધપતો રહ્યો છે જીવનના કલાકારોની આવી વણઝારમા, પીંછી, ટાંકણુ કે તબુરો ધારણ કરીને, વસ્તુના રૂપનું ઘડતર કે અવનુના રૂપઘડતરના, વેગવાળા કલાકારો અહી રજુ થાય છે

પણ સરકાર હીલચાલના જ્યોતિર્ધરોની જીદગીનો સાચો પરિચય તો, જ્યારે એકેક શાળા, અને સંસ્કારી સસાર, પોતાના બધ કમાડને ખોલીને આ જ્યોતિર્ધરોને અદર આવવા દે ત્યારે જ થઈ શકે

જીવનની સંસ્કારી મમતાવાળાં અને સંસ્કારના શ્વાસ અને પ્રશ્વાસની ધમણો ધમતાં આ જ્યોતિર્ધરો જ્યાં આવે છે ત્યાં એકલાં નથી આવતાં પણ પોતાની સાથે જીવતરની એકતાથી જોડાયલાં, અને વણાઈ ગએલાં, ત્યારના દેશ અને કાળનાં, અદનાં માનવોને, તેમનાં ઘરબાર અને બાગ બગીચાઓને તેમનાં ગામ અને નગરોને, તેમનાં વિતકો અને યાતનાઓને, અને, રોજબરોજના અનેક અનુભવોને બીલકુલ નિખાલસ ભાવે, સાથે લઈને, પોતાનો પરિચય આપવા અને તમારો પરિચય પામવા આવી પહોંચે છે.

આઝાદીની રોશની કરીને અને આઝાદીમાં, લોક સમુદાયના સાર્વભૌમત્વની જાહેરાત કરીને આજે, આપણી મહાનભૂમિએ પોતાના ઉંબરાપર આ તમામ જીવન કલાકારોને આણી મૂક્યાં છે.

ત્યારે ઉંબરાપર ઉભેલાં, અને આપણાં બંધ કમાડ પર ટકોરા દેતાં સાફો અને મીરાં જેવાં, લીઓનાર્દો અને બીથોવન જેવાં, પિરામીડોની રફી કસ ઘડનારાં અને અજન્તાનું કલાધર રચનારાં તથા ગોગ અને પિકાસો જેવાં, સરકાર માનવો, આપણા ઉંબરાપર ખડાં ઉભાં હોય અને પૂકારતાં હોય કે, "હવે તો ઉઘડી જાવ ઓ, બંધ કમાડો !"

ત્યારે દિલ અને દિમાકની અહોનિશ ઉઠયા કરતી વ્યાપક જીવનના અનુરાગની ઝંખનાનો નિરોધ કરવાનું કોઈને પણ છાજવાનુ કે પાલવવાનું નથી જ નથી.

તા. ૧ ઓક્ટોબર–૧૯૫૫ લેખક

*



કળા અને સૌંદર્યની દુનિયામાં અનુપમ એવું આ રહ્યું એક ચિત્ર. આ ચિત્રની ચિત્રલેખા કુદરત છે. કુદરતે પોતાના શરીરમાંથી જીવતરની કણિકાઓ ઘડી ઘડીને અને એ કણિકાઓને મઠીમઠીને આ ચિત્ર આલેખ્યું છે. કુદ-રતનો દેહ, પદાર્થ, અથવા પદાર્થવાસ્તવતા છે. એમાં ચાલતી કલાકાર પીંછીએ નિપજાવેલું આ ચિત્ર અદ્‌ભુત છે અને અનુપમ એટલા માટે છે કે એ ચિત્ર જે ચિત્ર-



પટ પર લખાયું છે તે ચિત્રપટ જીવતો છે, અને ચિત્ર પણ જીવતું છે. આ જીવન્ત ચિત્ર માનવીનું ચિત્ર છે. માનવીનું આ જીવતું ચિત્ર, ઇતિહાસના શબ્દમાં ભલે પ્રાથમિક માનવી કહેવાય પણ આવું સુંદર ચિત્ર એટલે,



બોલતુ, દેખતુ અવલોકન કરતુ, અવલોકનને સંઘરી રાખતુ, અનુભવોનુ વલોણું ચલાવીને એમાથી પાઠ ભણતું અને એનુ આલેખન કરતુ, કુદરતના પદાર્થદેહના તાણાવાણામાથી આલેખાયું છે



માએ, જનેતાએ એને જન્મ આપ્યો. જનેતાએ જેને જન્મ આપ્યો તેણે, અથવા માનવીના કન્જ દે જનેતાના શરીરમાથી બહાર આવ્યા પછી પણ પોતાના જીવનના ધારણ માટે જનેતાના શરીરમાથી દૂધ પીવા માડ્યુ. જીવનને જન્માવનારી અને પછી ધારણ કરનારી જનેતા કેવી ભવ્ય દેખાઈ! માતાના સ્તન ચૂસતું માનવનું-

રૂપ આનંદ પામ્યું. જીવતરની આગેકૂચ જેવા પગ વડે,ડગલાં ભરતું અને આનંદથી નીતરતી આંખો વડે દેખતું માનવબાળ ખુશખુશાલ દેખાયું.



પણ બીજાં સૌ પ્રાણીઓનાં બાળકોથી અસાધારણ જેવું માનવબાળ ધરતી પર ઊભું. એણે એની આસપાસ ધરતી-પર નજર નાખી. ત્યારથીજ, સૌને ધારણ કરવાવાળી અને જીવતર પાવાવાળી અને ખોરાક દેવાવાળી ધરતી માતાના સંગમાં એ માનવબાળે શીખવા માંડ્યું.

એણે જોયું કે ધરતીમાતા પોતાની અંદરથી નવું નવું નિપજાવે છે. એણે પણ ધરતીના સંગમાં નવું નવું નિપજાવવા માંડ્યું. એણે લાકડાં ઘસીને અગ્નિ નિપજાવ્યો. એણે ધરતી ખેડીને ધાન નિપજાવ્યું. એણે વાસણ ઘડવા માંડયાં અને ધરતી પર નીપજતાં હતાં તેવાં પ્રાણીઓનાં અને પોતાનાં રૂપોનાં ચિત્ર ચીતરવા માંડયાં.



કરોડ કિરણોની રેખાઓ ચમકાવતો સૂરજ સ્મિત કરવા લાગ્યો. ધરતી માતાએ આ નવીન જાતના માનવ ફરજંદને ધારણ કરીને જીવતર ધન્ય માન્યું.

ઇસવીસન પૂર્વે સેંકડો કે હજારો સૈકાઓ પર આ માનવબાળની પગલી પડી છે. સંસ્કૃતિનો એ જન્મ–સમય કહેવાય. માનવજાતની આ બાલ્યદશાનો યુગ પથ્થર યુગ છે. આ બાળદશામાં જ માનવે પથ્થરનાં ઓજારો બનાવી દીધાં છે. છતાં જીવનની આ દશામાં એ શિકારી જ છે, અને તોયે કલાકાર પણ છે. આ કલાકાર માનવ આગળ ધપે છે. એક સો સૈકાઓ પસાર થઈ ગયા, અને આ શિકારી પાળક પણ બન્યો છે. એણે ઘેટાં, બકરાં, ગાયો કૂતરાં

વગેરેને પાળવા માંડયાં છે. એ હવે જ્યાં ઘાસ અને લીલો તરો હોય ત્યા ધણ હાંકીને જાય છે. અને જ્યા એનો મુકામ પડે છે, ત્યાં ઝૂંપડાંઓ બાંધીને એ રહે છે. હવે



એણે નદી કિનારાઓ પર માટી અને લાકડાંનાં ઘર બાંધીને રહેવા માડયું છે અને ધરતીને ખેડીને ધાન પકવવા માડયાં છે. આદિ માનવની એ પહેલી પગદંડી છે

એ પગદંડી પર માનવી એકલો નથી ઊભો, પણ આખો માનવ સમાજ છે આ આદિકાળમાં માનવીની અંદર અંદરની કૂંકવાળું એનું રૂપ સંઘ–માનવનું છે. આ રૂપથી એ હજુ વિખૂટો પડતો જ નથી, અને એકલો ઊભો રહીને હુંકારો કરતો જ નથી. એને જે થોડા શબ્દ બોલતા આવડે છે તે સંઘમાથી સરજાયા છે. એના બધા આનંદો અને અનુભવો, તથા એની બધી ક્રિયાઓ. એ સહિયારી કરે છે, સંઘજીવનના અંગ રૂપે જ કરે છે.

જે કંઈ એ એકલો કરે છે તે પણ, એનું એકલાનું નથી, પણ સંઘ અથવા ટોળીમા અંદર અંદર એકમેકના સહયોગના અંકોડા તરીકે અથવા સંબોધન તરીકે હોય છે, માનવમાનવ વચ્ચેના સહચારના સેતુ તરીકે હોય છે.

જુઓ એ, ચિતરે છે. આદિમાનવ કલાનું રૂપ ઘડે છે. એ કલાકાર બને છે, તે સંઘથી જુદો પડવા માટે નહિ કારણ કે સંઘ સાથેના સહયોગનોજ એની કલાનો આકાર છે એના સહયોગમા એને કલાના રૂપનો નવો શબ્દ સાપડે છે. આ ચિત્ર જોઈને એને આનંદ થાય છે આ ચિત્રમા એ સુંદરતાને નિહાળે છે આ ચિત્ર વડે એને સંતોષ થાય છે એનો આ બધો આનંદ, આ સંતોષ, એના, આ ચિત્ર વડે વધતા, સંઘ માનવ સાથેના સહયોગનું ચિત્ર-નામનું નવું સાધન પામવામા છે.



એવું કલાકાર માનવી, પોતની પ્રાથમિક દશામાં, ચિત્રરૂપ ઘડે છે. જેવું નાચના તાલનું, જેવું ગીતના આલાપનું, તેવુંજ પોતાની સામાજિક ક્રિયાના પદાર્થનું, ભરેલું આ ચિત્ર-રૂપ છે. સીધું, સાદું અને સરળ, સામાજિક સહચારનું આ, કલાકાર માનવીનું, આ સર્જન છે

પણ ખાઉં ખાઉં કરતા જંગલના શિકારજીવનમાં શિકારી બને તોજ જીવતો રહી શકે એવા જીવનકલહમાં માનવી શિકારી બન્યો, છતાં એનું જાણકાર દિલ અનુભવને દાખવ્યા વિના જંપી કેમ શકે! ભયાનક એવા એનાજંગલ જીવનના વેરાનમા એણે ચિત્રશાળા ખોલી છે. કેવી છે એ ચિત્ર શાળા! જેવું જીવન ગરીબ હતું તેવી જ, ગરીબની એની ચિત્રશાળામાં બેઠો બેઠો, એ ચીતરતો હશે! બીજાં પ્રાણીઓ સાથેના જીવલેણ અનુભવના એના અંતરમાં અંકિત થયેલા અંકુરો કેવા ત્યારે જીવતરના ચિત્રપટ પર આકાર ધરતા હશે!

" પણ માનવી, મૂકી દે તારાં ટાંકણાં હેઠાં અને ઊતરીપડ જંગલના ધમસાણમાં " બોલતું જીવલેણ જંગલ એને ત્રાડ દેતું હતું. એ ફાળ ભરીને ઊઠતો હતો. જીવતા રહેવાનો ભયાનક કલહ તાલ દેતો હતો જંગલનું જીવતર આખું કોલાહલ કરતું ઝપાઝપી કરતું હતું.



ઝપાઝપી પણ જીવતરનીજ નક્કર હકીકત હતી. એ ઝપાઝપીમાં પણ એણે કૂતરાને પોતાનો સાથીદાર બનાવ્યો

હતો. આ ઝપાઝપીમાં જીવતા રહેવા માટે એણે,મૈત્રીનો કોલ દઈને વરૂની જાતને સાથીદારી શીખવી હતી. આ ઝપાઝપીમાં પણ એણે જંગલનાં પશુઓને પોતાને ઘેર પાળવા માંડ્યાં હતાં.

માનવનો એવો રોજિંદો ઘરવ્યવહાર કષ્ટમય તોય કલામયહતો. માનવે એનું ચિત્ર દોરીને પોતાના કલારૂપને અમર બનાવી દીધેલું આજે પણ ઓપે છે. આ કલારૂપ પાછળનું જીવન કેવું ભયાનક કલહમય હતું ! એનું શબ્દચિત્ર આફ્રિકાનાં આદિવાસીઓના જીવનમાથી રટેનલી નામના એક મહાન મુસાફરે દોર્યું છે, તે, આ રહ્યું;

"તેત્રીસ માનવોની એક હરોળ એવી તેત્રીસ હરોળોના પગ દંડના ધરતીપર પડછંદ ઠોકાતા હતા. એક સાથે એક હજાર મસ્તકો ઊંચકાતાં ત્યારે શરીર–તાકાતની ઘૂમરીઓ ઉછળતી અને માનવ મહેરામણમાંથી ઉછળતા ઉદ્વેગના પ્રશ્વાસ પીને જાણે એક હજાર માનવનો તુફાનનો આકાર પ્રકોપની જવાલાઓ ફૂંકતો નિકંદનના તાંડવપર એકેએક જીવનને ઝોલાપર ઝંકોરી નાખતો આખા માનવ સાગરને સંહારના સંગ્રામનો વિરાટ બનાવી દેતો, ઊછળતી મુઠ્ઠીઓના ચંડ પ્રચંડ સ્વરૂપમાં આલેખી નાખતો હતો. આ આકાર જ્યારે ઉન્નત અને ઉગ્રગ્રીવાઓનો ઝોક ખાઈને નમતો ત્યારે એક પળવાર એક હજાર માનવના વિરાટ ચહેરા પર યુદ્ધની વેદના, યુદ્ધનો પરિતાપ અને યુદ્ધની યાતનાની રેખાઓ અંકાઈ જતી. આ રેખાઓમા જ જાણે અનેક માનવોનો ચિત્કાર, બાળકોના આક્રંદનો, વિધવાઓના કલ્પાંતનો, અને સંસારના ભંગારનો, કરુણ શબ્દદેહ ધરીને યુદ્ધનામની, પૈશાચિક અને ગલીચ ઘટનાપર લાખલાખ શાપ વરસાવી નાખતો હતો"

ઉપરનું આ ચિત્ર આલેખનાર કલાકાર પ્રાથમિક દશાનો સંઘમાનવ હતો. એ શિકારી હતો, કારણ કે

શિકાર એના જીવનનો નિર્વાહ કરવાની જીવન કલા હતી. એવી જ જીવન કલા એના જીવતરમાંનો કલહ હતો અને એ કલહજીવનમાં એની પાસે શિકારનાં હાથયારોજ હતાં.

આ કલાકાર માનવ કોઈકોઈ વાર જીવન કલહથી દૂરદૂર વધારે સારા જીવનનો વિચાર કરતો અને માનતો કે પોતાના સંઘ જીવનમાંથી મરી પરવારેલા યોદ્ધાઓ, આગેવાનો મરણ પછી વધારે સુખીજીવન માણતા હશે. એવા વધારે સુખી જીવનના તરંગોમાં એની નજર સામે દેવ બનેલા વડવાઓનાઆકાર એને દેખાતા. એ આકારો અથવા આકૃતિઓ એની પોતાની જ ઘડેલી કલ્પનાઓ



હતી. આ કલ્પનાઓના આકાર હવે એણે પથ્થરમાં કોતરવા માંડયા હતા.

આ આકૃતિઓ એને દિલાસો દેતી હતી. આ આકારોમાંથી એ આદેશો લેતો હતો. પોતાના અંતરમાંથી જ પોતાના જીવતરના અનુભવોમાંથી નિપજેલી આ આકૃતિઓ એને આનંદ આપતી હતી. એ આનંદ–આકૃતિઓને દેખીને એને જે નવા નવા વિચાર આવતા તે વિચારોથી આનંદ પામતો એ અનુભવોને ચીતરતો હતો.



આવી પ્રતિમાઓને પોતાનાં દેવદેવીઓ બનાવીને આદિમ માનવે એની પૂજા કરવા માંડી હતી.

પણ એ સૌમાં એની બાથમાં આવેલું જગત અથવા વ્યવહારજગત એનું જગત હતું. એ જગતના અથવા માનવસમાજના આલિંગનમાં એના ભાવ જાગ્યા હતા.

આવા ચિત્રાલેખનને માટી પર, પથ્થર પર ઘરની દીવાલ પર આલેખતો અને દરેક આલેખન સાથે, ઈતિહાસની પગદંડી પર, આપભોગના અવધિ વહાવતો, જીવનનો જયકાર ગજવતો, એ આગળ વધે છે. ઇતિહાસના

યુગ એના પગલે, પગલે, એની જયન્તીઓ ઊજવે છે. કાળના સૈકા એના કદમ બને છે.





"કેવું હતું અને કેવું થઈ ગયું!"

"શું!"

"આપણું નગર, આપણું વિશ્વ નગર, આ આર્ય જંગલીઓના ધસારા નીચે!"

"અને કેવું થઈ ગયું આપણું જીવતર પણ! ભૂસી નાખ બેટી, તેં આલેખેલું આપણું નગરનું રૂપ, પેલી માટીની પાટ પરથી"

"કેમ પિતા" ચિત્રલેખાએ ડોક ઊંચકી.

"કારણ કે પલટાઈ ગયું છે એક વખતના આપણા નગરનું, હાડપ્પાનું! અને આ સિન્ધુ-મૈયા પર તો હતા, ન હતા થઈ ગએલા આપણાં જીવતર પણ ડઘાઈ ગયા છે. આ તારું આલેખેલુ નગર છે હવે અહીં! જો તે પણ નથી તો પછી

પાટીપરનું તેનું ચિત્રણ, અંગાર જેવી યાદનો વિષાદ જ બન્યો છે બેટી ... .. ..."

"હે, તે છે, ભૂમિમાતાએ તેને સંઘરી રાખ્યું છે. ભૂમિમાતા તેનું ભારણ કરી નાખશે, અને ભૂમિમાતા કોઈવાર તેને પહાડ જેવા પેટાળ ફાડીને "

"ઘેલી, ગા, થા! તને ખબર છે, એકવાર આ ભૂમિપર આપણા વડવાએ એક ચિત્ર દોર્યું, ચક્રનું! એ ચિત્રને એણે પત્થરમા, લાકડામા,બધી ધાતુઓમા બનાવ્યુ,એક નહીં અનેક ચક્રો આપણી ધરતી પર અંકાઇ ગયા આપણે ચક્કાર પિતાના નામ પરથી, ત્યારથી ચક્કારો કહેવાઈએ છીએ આજે પણ."

"હા, પિતા!"

"ત્યારથી આપણું બહુમાન થયું આપણી ભૂમિપર રસ્તા બધાયા આપણા માનવો, ચક્રપર, એટલે રથપર દેઠ સપ્ત સિંધુઓ સુધી ફરી આવ્યા. સાતે સિંધુઓપર ચક્કારનું માન થયું આપણી નગર સંસદમા ચક્કારને, બેઠક મળી હતી ત્યારથી, અને પછી ચક્કારોની સંખ્યા વધી જતા,





આજે એ સસ્કૃતિના આરભમા વિશ્વ-મૈયાના કિનારા પર ઊભો છે, જેના આરા પર એ ઊભો છે તે જગત-ગગાઓના નામ નાઈલ છે, યુફ્રેટિસ અને તૈગ્રિસ છે, જોરડન અને સિંધુ છે, ચિનાબ અને રાવી છે

એની કળાનાં સ્વરૂપો પણ અદ્દભુત એવાં રૂપ ધરીને જાજરમાન અને જંગી બનીને, આખી ધરતીનાં રાનવેરાનોના બધા બિહામણાં રૂપોને જાણે ઢાંકી દેવા હોય તેમ વિરાટ જેવાં મહાકાય બની ગયાં છે. જગતની મહાન નદીઓપર મહાન નગરો બાંધીને એણે વિરાટ કલાકૃતિ સરજવા માંડી છે.

હજુ તો ઇ. સ. પૂર્વેના કાળશીશીનો ટકોરો હજારોની સાલને પુકારે છે. હજુ ગ્રીકોએ પોતાના એથેન્સ નગરમાં એક્રોપોલીસ નથી બાંધવા માંડયું. હજુ તો, હારાપ્પાનગરે, તક્ષશિલામાં નવી નિશાળનો પાયો પણ ખોદવા માંડયો નથી. હજુ સોક્રેટિસે પથ્થરનું રૂપ ઘડ નારૂ ટાંકણું, માનવીની જાતના સૌંદર્ય ઘડતર માટે નથી ઊંચક્યું, કે "સંઘ એજ શરણ છે" એવી બૂમ પાડીને હિમાલયની તળેટીમાંથી કોઈ મહાનુભાવ તથાગત પણ નથી નીકળી પડયો ત્યારે મહાનદીઓમા, મહાનસિંધુના કિનારા પર, કલાકાર-માનવે દેખોતો, ખરા, અનુપમ એવા નગરરૂપ રચી દીધા છે.

★

ચક્કારોના મંડળે આપણી નગર સંસદમાં પોતામાંથી એકને ચૂંટીને મોકલવા માંડયો.

"એ તો બધું તમે મને અનેકવાર કહ્યું છે."

"પણ આજે આપણે ગુલામ છીએ. આર્યો શિવાય સૌ આજે ગુલામ છે. મને આપણા આંગણામાંના શિલાના ચક્ર સાથે બાંધીને, એ આર્યોએ......"

"પિતા, પિતા, એ યાદ..." ચિત્રલેખાની આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં.

"મેં કોઈ વાર નહીં કહેલી વાત આજે મારા હોઠ સુધી આવી ગઈ છે" ચક્કારે આગળ ચલાવ્યું.

"આપણે આર્યોનાં ગુલામ છીએ. આપણો દેહ ગુલામ છે અને ચક્રો ઘડવા માટેજ આપણા હાથ છુટા છે."

"દિવસભર... ..એવું તો તમે કહ્યા જ કરો છો!"

"ના, ના, મેં તને કોઈવાર એ વાત નથી કહી."

"તો કહી નાખોને પિતા" ચિત્ર-લેખાનો અવાજ રડી પડયો.

"રાજકુમાર મોસેસની એ વાત છે."

"રાજકુમાર! આપણે ત્યાં તો કદિ કોઈ રાજા હતો નહીં, કોઈ રાજકુમાર પણ હતો નહીં!"

'એટલે આપણે સુખી હતાં. આપણા નગરનું તેં કલ્પના કરીને આલેખેલું ચિત્ર દેખ, એમાં કોઇ ભગવાનનું એકે દેવળ નથી કારણ કે આપણે કોઇ દેવળ બાંધ્યું જ નથી, આપણી તો ભૂમિમાતા, અને આપણી નગર સંસ્થા અને ધ્વજા ફરકાવતાં આપણાં સંસ્થાગારો........એટલે આપણે સુખી હતાં પણ નાઈલ મૈયા પરના મહાનગરમાં તો મોટો ફારોહ નામનો શહેનશાહ અને તેના મહાલયો અને તેનાં દેવતાઓના મંદિરો અને .....પણ હું તને શું કહેવા માગતો હતો!" નિસ્તેજ નજરે કલાકાર દેખી રહ્યો.

"રાજકુમાર મોસેસ, નાઈલ નગરના ફારોહનો જ એ રાજકુમાર હશે, કાં પિતા!"

"હા, બેટી, એણે હિજરત કરી. એણે અનેક માનવોના સંઘ સાથે, ઇજીપ્તની ભૂમિને મધરાતે છોડી દીધી, અને "જ્યાં જવાય ત્યાં, પણ અહીં નહીં જ નહીં," એવો શપથ લઈને એ નીકળી ચૂકયો ત્યારે, અહીંથી કાટમાળ લઈને હું ત્યાં ગયો હતો. આપણું જહાજ નાઇલમૈયાને કિનારે લાંગર્યું હતું અને હું રાજકુમાર મોસેસને મળ્યો હતો."



" તમેય ત્યાં હતા ત્યારે! કેવો હતો એ રાજકુમાર!"

" માનવતાની મૂર્તિ સમો. એક જ ઘડીભર હું એને દેખી શકયો. સાંભળી પણ શકયો, "ગુલામી કરતાં મોત વધારે પસંદ છે, અમને!" એ બોલ્યો હતો. અને પછી તેજ રાતના મધરાતના સૂસવાટ જેવા સમાચાર ફેલાયા કે, મોસેસે હિજરત કરી !"

" પણ રાજકુમાર ગુલામ ! " ચિત્રલેખાએ બૂમ પાડી

" એક યહુદી ગુલામથી, રાજમહાલયની ગુલામી કરતાં કરતાં ફારોહની દિકરીને એક ગુલામના સંગથી સાંપરેલો એટલે રાજકુમાર, યહુદી ગુલામોપરની મમતાને છોડી નહોતો શકયો.યહુદી ગુલામોને ઉઠાડીને,મોટા શહેનશાહે આલમની શહેનશાહતને પડકાર કરીને એ ચાલ્યો ગયો..."

" કયાં ! એની ભાળ પિતાજી ! "

" જ્યાં ગુલામી ન હોય ત્યા ...એથી તો મરવું ભલું એના બોલ મને પણ યાદ આવે છે, આજે, " ચિત્રલેખા કયા સુધી અવાક બનીને દેખી રહી, અને ચક્રકાર એના અંતરને ઉકેલવા મથતો હોય તેમ એકદમ બોલી ઉઠયો.

" પણ એ આવવાનો નથી. આર્યોનાં વચન શાં બેટી! અને ધાર કે એ આવે તો,એ તને છોડાવી શકવાનો નથી !'

" એમ કેમ કહો છો, પિતાજી ? "

" કારણ કે આ ધરતીની જ છોડી છે તું...તારી નાભિ સાથે બંધાયલી ભૂમિમાની જીવાદોરી આર્યેતરો સાથે, એકેએક અનાય એટલે ગુલામો સાથે બધાયલી તારી ગાંઠ તોડીને તું આર્ય સાથે જઈ શકવાની હતી ! તું ગુલામ, તું તારાલોકને છોડીને એકલી આર્ય બની શકવાની હતી!"

"કદિ નહીં " ચિત્રલેખાએ બૂમ પાડી.

" અને એ આર્ય આર્યોની પાશવતા સાથે જોડાયલો એનો પગ! એ ગમે તેવો ઉમદા હોય તોય માનવીને

ગુલામ બનાવનારી પાશવી ઘટના સાથે બંધાયેલો એનો,...પશુનો પગ આ ભૂમિની, આ સિંધુના નગરની નાગરિક માનવતાને ગુલામ બનાવનારો, હેવાનનો પગ, સિન્ધુની નાગરિકતાની પગદંડી પર એક અને સમાન બની શકવાનો છે, આજે ! આજે જ એ સૌ આપણા સંસ્કાર શિખી લઈ શકવાના છે !"

"ના, પિતાજી."

"તો લઈ આવ પેલુ ચિત્ર .."

"કયું ચિત્ર, પિતા !"



"મારાથી તેં છુપાવી રાખ્યું છે તે !" ચિત્રકાર ખડખડાટ હસ્યો.

"એમાં છુપાવવા જેવુ શું છે ?" બોલતી ચિત્રલેખા ઉઠી અને એક પળવારમા જ, લઇ આવીને એક પંખીના ચિત્રને એણે પિતા પાસે રજુ કરી દીધું, અને કહેવામાંડયું, "આ સિન્ધુ મૈયાના નીર પર, આ, ચંદ્રની ચાંદનીમા, આ કિનારાપરથી લ બાયલી તરૂ શાખાપર બેઠેલું પંખીરૂપ ..... આપણી ભૂમિમાતાનું આ ચિત્ર

છે પિતાજી ! ઉડવા માટે આતુર એનો જીવ, અરૂણને પૂકારે છે ! આપણી ભૂમિમાતાને આપણે અનેકવાર પંખિણી નથી કહી ?"

"હા, બેટી" ચિત્રકારે ફરીથી હાસ્ય કર્યું

"આવુ હસો છો કેમ તમે !"

"આજે મારા આનંદનો પાર નથી"



"કેમ !"

"તુ પંખીરૂપિણી, મારી સાથે આવીશ !"

"જી પિતા ! પણ પંખીરૂપી તો આપણુ જીવન"

"આ ધરતીમા સંતાડાવા માગુ છે આ ધરતીના પડ પર પડ એના પર રચાશે અને આપણા જીવતરનુ પંખીરૂપ જળવાઈ રહેશે નાગરિકોના જીવતરનુ એ એક જ ધન, એ એકલી દોલત જેવુ જીવતર, જ્યારે ચારો આથમી ગયો હશે અને ઉત્થાન જેવો અરૂણોદય થતો હશે ત્યારે પણ ક્યારે તને ખબર છે બેટી !'

"ચિત્રલેખાએ માથું હલાવ્યું. "ખોટી મમતા ત્યજીને, આપણી ધરતીમાં નિપજેલું ચકરૂપ ધરીને, આપણી સિન્ધુ મૈયા પર, દોડતા શઢચક્રને સજીને, આપણી સિન્ધુમૈયાનું સિન્ધુ ગીત ગાતાં ગાતાં આપણે, આપણી નાગરિકતાને લઇને, આ આર્યોના પાપ પ્રદેશ પરથી નીકળી જઇએ તોજ"

"ક્યાં !"

"જ્યાં જવાય ત્યાં ! જ્યાં ગુલામી નહીં હોય ત્યાં !"

"ત્યાં ગમે ત્યાં ?"

"મોસેસ ગમે ત્યા ગયો. આપણે દક્ષિણનાં આપણાં નગર તરફ નહીં જઈ શકીએ કારણ કે, ધરતી પરનાં આપણા રથચક્રો પર આર્ય જાલીમોનું માલીકોનું શાસન છે આજે ! પણ અહીંથી, આ સિન્ધુમૈયાના મુખમાંથી, સુરાષ્ટ્રના સાગરતીરે આપણાં, આપણીજ સંસ્કૃતિનાં નગરો છે, બેટી"

"હા, પિતાજી"

"તો તું !"

"હું તૈયાર છું"

અને ચક્કારે પંખિણી સમી પુત્રીને છાતી સરસી ચાંપીને અત્યાનંદમાં આંખો મીચી દીધી.

પછી મધરાતે, સિન્ધુમૈયાના પાણી પર બે ચાર હોડ કાંમાં ચંપાતા દબાતા અવાજો કરતા નાગરિકો ગોઠવાયાં, અને નાગરિક માનવની આ હિજરતને, જુગજુગ જીવજો એમ બોલતો આકાશનો ચાંદો, બીજું કોઈ દેખી ન જાય તે માટે અંધારપટ ઓઢતો, ક્ષિતીજમા ઉતરી પડયો. ત્યારે તારાઓના તેજમા શઢ ખેંચાયા અને ચક્કાર અને એની દિકરીએ અંધારપટ નીચે દફનાતા મા–ભોમ પરથી ઉઠતા, નગરરૂપના અનેક આકારોને અંતરમા શમાવી શમાવીને, ધબકતાં દિલ સાથે, હલેસાના તાલને જોડી દીધા.



પછી સિન્ધુમાનવોને લઇને કેટલાક જહાજો સુરાષ્ટ્રના સાગરના તોફાન નટાવતા,આગળને આગળ ચાલ્યા કર્યા

વિશ્વ—ઇતિહાસના આ યાદગાર બનાવને આજે સાત હજાર વરસ વહી ગયા હતા. સાત હજાર વરસોએ, માનવીની યાદ પર આજે થર પર થર ચઢાવીને,સિંધુ નાગરિકોના જીવનરૂપને ભોમ ભિતર કરી દીધું હતું

સિન્ધુનાં ભંડારીયામાં ભંડાગઈ ગએલા આ રૂપપર, સમયની લેખડો બાઝી ગઇ હતી, અને સિન્ધુ માનવોની સંસ્કૃતિ સૈકાઓની નિંદરમાં અચેતન રૂપે પોઢી ગઇ હતી.

પછી સાત સાત હજાર સાલ ગિરાહમાં હજુ ગઇ કાલે જ વીતી ગએલા ઇસ્વિસનના સત્તર સૈકાઓની સાલ મુબારક બોલતી ગોરી પ્રજાઓ આ મહાન ભૂમિને ગુલામ બનાવીને તેની ખાનાખરાબી કરતી આવી પહોંચી હતી. આ ભૂમિ પરનાં ફરજંદોને એણે ગુલામ સૈનિકો બનાવીને સંહારની ઘટમાળમાં જોતરી લીધાં હતાં, અને પછી આ સાહેબોએ હાથીઓ પર બેસીને, સસલાંથી માંડીને, તે આ ભૂમિનાં વતનીઓ સુધી સૌના શિકાર કરવા શરૂ કરી દીધા હતા.

ત્યારે ત્રણ વરસથી મેજર સ્લેટરનો મુકામ અહીં સિન્ધુ ભૂમિમાં પડયો હતો. પંજાબની પાંચ નદીઓના પ્રદેશ પરની ઘોડેશ્વાર ટુકડીનો એ કર્નલ હતો, અને આ કર્નલને નવા ખોદાઇ નીકળેલા, ભૂમિનાં પડ નીચેથી બેઠા થઈ જતા એક આખા નગરને દેખવામાં એવો તો રસ પડયો હતો કે એણે હાથી પર બેસીને વાઘનો શિકાર ખેલવા જવાનો કાર્યક્રમ રદ્દ કરી નાખ્યો હતો. આ કર્નલ હવે સિન્ધુના નીચાણ પ્રદેશમાથી જડી આવેલા આ નગરની વાતો સંભળાવતો કહેતો હતો, "મેં મેસોપોટેમીયા દેખ્યો છે, મેં અકડ અને સુમરના નગરો દેખ્યાં છે. એ નગરોથી અતિ મહાન એવુ આ નગર, નરી પાકી ઈંટોનુ ચણાયલું, સીધીદોર શેરીઓનું અને બજારોની રચનાવાળું, ઘર ઘર સાથે ગટરોના જોડાણવાળું, લોકસંગ્રહસ્થાનો અને જાહેર સ્નાનાગારવાળું, ઘર આંગણાનાં ગટરોવાળા કુવાઓવાળું,



એક પણ દેવળ વિનાનું, અને ભૂમિમાતાની પ્રતિમાવાળું, પૈડાઓના વાહનવાળું, બાળકોના રમકડાંવાળું, ભાતભાતના અલંકારો પહેરતું, રાજસંસદની ભાષા બોલતું, વાણિજ્યની હુંડીઓ વટાવતું જગતભરનાં બજારોમાં વેપાર ખેડતું ... "બોલતો કર્નલ રણભૂમિ પર લગામ વિનાના ઘોડાપર ઘૂમતો હોય તેમ હાંફી જતો, પણ પાછો બોલવા માંડતો



"આજે લંડનમાં પણ એવું એકે સ્થાન નથી જેને આ સિન્ધુનગર જેવું, જાહેર સ્નાનાગાર હોય કે ઘરઘરને આંગણે કુવો હોય કે, ગટર સાથે જોડાયલી ન્હાવાની ઓરડી હોય ! અને તે પણ પાંચ હજાર વરસ પર...પાંચ હજાર વરસ પર માનવ સંસારની આવી વિભાવના હતી, તે ભૂમિપર આજે અમે..." બોલતો કર્નલ આ ભૂમિના ઇતિહાસની આરસીમાં મુખ દેખતો શરમિંદો બનતો હતો.



"કર્નલ કહો, કહો..." અને કર્નલે નજરે દેખેલી નગરની ઘટના આબેહૂબ બનીને બોલવા માંડી. "રમકડાં, પંખીઓ, બે પૈડાંવાળાં રથવાળાં અને બાળકોનાં રથ–રમકડાં વાળાં, કેવાં અનુરાગી માનવો અહીં કિલ્લોલતાં હશે ! કેવી નિશાળો અહીં પઢતી હશે ! કેવા શિલ્પીઓ અહીં રૂપના આકાર કોતરતા હશે ! અને કેવા ચિતારાઓ અને ચિત્રલેખાઓએ અહીં માટીનાં વાસણોને પણ ચિત્રનાં રૂપોથી મઢી દીધાં હતાં ત્યારે !"



પણ પાછો એ ગોરું માથું હલાવતો અને કહેતા, "પણ એમના હથિઆરોમા તરવારો પણ નથી,ત્રબાના ભાલા છે તે, શી ધાડ પાછી વાળે વારું! કદાચ એમને લડાઈઓ નહીં કરવી પડતી હોય! લડાઇનાં રણમેદાન કે ભગવાનના દેવળની એમને જરૂર જ નહીં પડી હોય!"

એમ બોલતા, કર્નલનો મિજાગ થોડોક ગરમ થઈ જતો, "પેલો, રખડુ, વંઠેલ, ઉઠાવગીર છોકરો, પેલો રોબર્ટ કલાઈવ તો કહે છે કે હિંદોસ્તાન એટલે એક પુના અને બીજું સીમલા અને ત્રીજું શિકારખાના ....પૃથ્વી પરની અતિ પ્રાચીન એવી સંસ્કૃતિને ભંડારીને આ ધન્ય ધરતી અરૂણોદયના જાપ જપતી ધીરવણ ધરી રહી છે તેની એને વેતીયાને ગતાગમ પણ શી પડે!"

બે હજાર વરસથી ઈતિહાસને પણ આ મહા જીવતરના મહા કથાનકની ગતાગમ નહોતી પડી. પોતાને ઉમદા કુળ અને ઉમદા ઓલાદવાળા કહેનારા આર્યો ઉમદા નહોતા પણ નર્યા જ ગલીઓજ હતા અને, આ સંસ્કૃતિની જનેતાનો ખોળો ખૂદીખૂંદીને સુધરવાના હતા તે વાતને પૂરવાર કરતો, સિંધુનો સંસ્કારમાનવ ઇતિહાસના ઉંબરા પર સિન્ધુ નગરમાંથી જાણે આળસ મરડીને ઉભો થઇ ગયો હતો



સિંધુની માનવતાએ, પાંચ હજાર વરસોની ફાળ ભરીને, ઇજીપ્તની સંસ્કૃત સાથે, ક્રીટની સંસ્કૃતિ સાથે, ઈતિહાસના સંસ્કાર કાળની સહોદરના દાખવી, હતી તે વાત, આજે ઐતિહાસિક પૂરવાર થઇ અને ભારતનાં દિકરા દિકરીઓ પાસે, આર્યોના ભુવાઓએ, બ્રાહ્મણોએ આલેખેલા આર્યોના જુઠાણાને, આ નુતન સસ્કૃતિએ ભોમ ભિતરમાંથી ઉઠીને ઉઘાડા કરી નાખ્યાં.

સિન્ધુ, રાવી, અને ચિનાબની માનવતાના જીવન વ્યવહારનાં રૂપ ઉપરથી સૈકા જૂની ધૂળ ઉડી ગઇ એનાં સંસ્થાગારોમા જીવન વહીવટની વાતચીતો કરતા સિંધુ માનવોને દેખીને કોનું માનવદિલ આનંદ ન પામે ! આપણી ભૂમિપરની માનવજાતમાં પહેલાં સુધરેલા નાગરિકોનું નામ સિંધુ નાગરિકો કહેવાય. આ એ નગરોમાં ગોરા અને કાળા, તથા પીળાં અને ઘેરા રંગના માનવો,હું ઉંચ અને તું નીચ એવી આજની શરમજનક વાત છેડયા વિના, ગ્રીકો, બેબિલોનિયનો,ચીનાઓ વગેરે માનવો અહીં એક સાથે વિહરતાં હતાં. આ નગરોમાં ગ્રીકો, ચીની માનવો, બેબિલોનિયન માણસો



આવતાં હતાં અને પોતપોતાનાં કામકાજ હળીમળીને કરતાં હતાં. અહીંના નગર રસ્તાઓ પર બાજરો અને ઘઉંથી ભરેલા, બળદથી ખેંચાતા પૈડાવાળા રથ ફરતા હતા. અહીં કૂતરાંઓ રસ્તામાં રખડતાં હતાં. અહીં બિલાડીઓ લપાતી છુપાતી તાકતી હતી. નવ દશ હજાર વરસ પરનાં જમીનનાં ઊંડાણમાં દટાઇ ગએલા આ નગરની એક ઈંટ પર બિલાડીના પગલાનું નિશાન જાણે આજે કોઇએ માટીમાં ચીતરી કાઢયું હોય તેવું જડી આવ્યું હતું. હજારો વરસ પર ઇંટો બનતી હશે ત્યારે લીલી ઇંટ પરથી કૂદી ગયેલી મોહેંજોદડોની બિલાડી અમર બની ગઈ છે ! પણ મોહેંજોદડોનાં સ્થાનનાં નરનારીઓ, બાળક, બાળકીઓ, ખેડૂતો, મજૂરો, કારીગરો, વિગેરે, જીવનનાં તે સમયનાં વહીવટદારોનું શું ? આપણાં હૈયાં કેવાં આપણી ધરતીપરનાં હજારો વસરપર જીવી ગએલાં એ માનવીઓ સાથેના પ્રેમથી ઊભરાય છે ! એ બધાં જીવતાં થઇને બેઠાં થઇને, આંખો



ચમકાવીને સ્મિત કરીને આપણી સામેસામ ઊભાં હોય તો આજે ...! એ આપણાં અને માનવ જાતનાં નાગરિક સહોદરો સાથે હળવા મળવાનો કેવો આનંદ આનંદ જામી ઊઠે છે!

પણ એ તો બધા ગયાં. આજે એને હજારો વરસ વીતી ગયા. એ સૌની મીઠી મધુરી યાદ આપણી ધરતીએ સંઘરી રાખી હતી તે આજના વિજ્ઞાને અને શોધખોળે આપણી આગે ધરી દીધી છે. એક વાર જીવતા જીવનની એ નાની મોટી છણીઓ આપણા જીવતરનો વારસો બનેલી મુડી છે. આ રહ્યુ, મોહેંજો-દડો! હજારો વરસ પહેલા, આજે ખંડિયરો છે, તે બધા મકાનોમા માણસો જીવતા હતા વચમા દેખાય છે તે મોટા રસ્તા પર, મોહેંજો-દડોના એ અજ્ઞાત નગરના નાગરિકો માટે ઉત્તરના રસ્તા પરથી ઊંટોની વણઝાર માલ સામાન ભરીને ચાલી આવતી હતી. એ રસ્તા પરથી વહેતી વણઝાર ઊંચી નીચી ઝૂલતી ચાલી આવતી દેખાતી હતી ત્યારે ત્યારના નાગરિકો આનંદથી સ્મિત કરતા કહેતા હતા, "એ આવે પેલી ઊંટ સરિતા, ઊંચી નીચી ઊછળતી!" અને દક્ષિણના મહાન ઘાટપરથી કોટમા બંધાયેલી ઘંટડી ઓનું મધુર ગીત ગાતી હાથીઓની લંગાર પણ આ તરફ વહેતી હતી. ગરમ અને ભીનાશવાળા પ્રદેશોમાથી મોહેંજો દડોના એ નાગરિકો માટે એ ભાતભાતના માલ સામાન લઇને આવતી હતી.









હજારો વરસપરનું આપણી ધરતીપરનું નાગરિકોનુ નગર આજે જીવતું થઈ ગયું છે એમ ધારીને જરાક જુઓ તો નગરની અંદરની હલચલ કેવી મચીછે ! સ્ત્રીઓએ અને પુરુષોએ કાપડનાં કપડાં વીંટયાં છે. એમના શરીરોપર સોના, ચાંદી અનેહાથી દાંતનાં ઘરેણાં શોભે છે. પેલા સૈનિકો કૂચ કરતાચાલ્યા જાય છે. એમના ખભાપર ફરશીઓ છે. એમના હાથમાં ગદા છે અને ભાલા છે. કેટલાક પાસે તો તીર કામઠા પણ છે. હજુ એમની પાસે લોઢાની તરવાર નથી આવી. હજુ એમના કારીગરોને લોખંડ ઘડતાં નથી આવડતું ! એ બધા સંસ્થાગાર તરફ જાય છે. ત્યા સંસ્થાગારમાં એમનું વૈરાજ્ય સભા ભરે છે. અહીંનો વેપારી

સમાજ, રાજાવિના પોતાની સંસ્થા અથવા સંસદ મારફત રાજ્ય ચલાવે છે. સૈનિકો પણ સભામાં હાજર રહે છે.

મેસોપોટેમિયા અને બેબિલોનિયાથી આવેલા વેપારીઓ સાથે કંઈ ચર્ચા કરવાની હશે. ચર્ચા પછી મુદ્દાઓ નક્કી થશે. નક્કી થયેલી વાત કરાર બનીને લખાશે. એમને તો લખતાં ય આવડે છે. કરાર પર લગાવવાના સિક્કા પણ એમણે તૈયાર કર્યા છે.

પેલાં તો જુઓ ! મોહેંજોદડોના અજ્ઞાત નગરનાં એ દીકરા દીકરીઓ છે આજે વેપારી સમાજનાં એ બેટા બેટીઓને નિશાળે જવાની રજા હશે એટલે એ બધાં સંઘ સ્નાનાગારમાં જલ વિહારે ગયાં હતાં. કેવો ભવ્ય આ સ્નાનાગાર છે ! નાહયા પછીના પાણીને બહાર કાઢવાની ગટરો પણ અહીં બંધાયલી છે. નવું પાણી લાવવાની પણ અહીં કરામત થઈ છે.'

હવે આ બધાં ઘેર જાય છે. સંસ્થાગારનું કામકાજ પતાવીને એમના બાપાઓ પણ આવી પહોચવાના. એમના ઘરની અંદર પકાવેલી રસોઇની વાનગીઓ, માટીનાં સ્વચ્છ સુંદર પકવેલા વાસણોમાં પીરસાવાની ખાઇપીને અંદરના ઓરડાઓમા એ બધા આરામ કરવાના.

ત્યારે ખરે બપોરે પણ મોહેંજોદડોના એ અજ્ઞાત નગરના ખેડૂતો નગરની બહાર જમીન ખેડે છે ભરવાડોના બાળકો ઢોર ચરાવતા ગાય છે. એ બધાં મજૂરી કરનારાં માનવો છે. એમને સંસ્થાઓમાં બેસવાનું નથી હોતું, નિશાળમાં ભણવાનું નથી હોતું. પેલા સંઘ–સ્નાનાગારમાં

એ નાહી પણ નથી શકતાં. એમને તો મજુરી કરવાની હોય છે. નગર બહારનાં એ શ્રમ-માનવોના સમાજ, નગર બહારનાં માટીનાં કોટડાંમાં રહે છે અને વેપારી સમાજની સેવા ચાકરી કરે છે.

. . પેટ ભરી ભરીને અને નજર ઠારી ઠારીને દીઠું ને આ આપણી માતૃભૂમિ પરનું સાત હજાર વરસ પરનું નાગરિકોનું નગર !

હવે એ અલોપ થવા માંડે છે! હવે એના પર કાળનાં તૂફાન ફરી વળે છે અને એ ધરતીમાં દંકાઈ જાય છે! ઇતિહાસનો ડંકો બજ્યો. વરસો વીતી ગયા પછી આર્યોના ધસારાના આ નગર પર અવાજ સંભળાય છે!

આજે જાણે સંસ્થાગારમાં એકઠાં થયેલાં સિંધુમાનવોના સોના ચહેરા પર ચિંતા છવાઈ છે. એમના નગર પર આજે ઈ. સ. પૂર્વે પાંચ હજાર વરસ પર ઉત્તરના પ્રદેશો તરફથી આવી પહોંચવાની કાળની આંધીનાં એંધાણ સંભળાવા લાગ્યાં છે. એથી તો સંસ્થાગારમાં આજે એટલે આજથી પાંચ હજાર વરસ પરનો આપણી ધરતી પરનો નાગરિક સમાજ મેસોપોટેમિયા તરફ પોતાનો કંઈ સંદેશો મોકલે છે. પત્ર લખીને પોતાના નગર રાજ્યનો સુંદર સિક્કો એ પર લગાવે છે. મેસોપોટેમિયા, સીરિયા, બેબિલોનિયા, વગેરે દેશો સાથે એમનો વેપાર ચાલે છે. પોતાના વેપારીમિત્ર સમાજોને આ નગર-સમાજ લખતો હોય કે..."કે સમય કપરો બનતો હોય તેમ અમને ખાતરી થઇ ચૂકી છે. અમારા પર કોઇ મહાન આફત ઊતરી આવે તેમ અમને લાગે છે. કદાચ અમે ન પણ હોઈએ...! ઉત્તર તરફથી આર્યોના ધાડાં અમારા સિન્ધુનગર પર તૂટી પડવાની કાળની નોબતો અમારા કાનમાં વાગવા માંડી છે."



પણ કલાકાર ? આ બધી જીવન ઘટનાનો કલાકાર ? એ પણ ચિંતાતુર છે એ કલાકાર છે અને કારીગર પણ છે હજારો વરસ પર આ સિંધુનગરના એક મહાન કલાકારે પૈડું શોધ્યું.



પૈડાની પ્રતિમાનું રૂપ માનવોના જીવતરમા ઊતરી ચૂકયું. એ માનવોની જીવન કલામા જ્યાને ત્યા પૈડાની આગેકૂચ સમી સીધી લીટી આગળ વધી રાવી અને ચિનાબની કલા કાગ માનવતા સમુદ્રોપર ફરવા માડી અને ધરતી પર પણ પૈડાની કળા સજીને દોડવા લાગી એવી તો અનેક કળાઓના રૂપ એમણે એમના જીવનના રોજના વ્યવહારમા સજી દીધેલા, અને ધરતીએ સંઘરી રાખેલા આજે મોજૂદ છે.



કેરોથી આગબોટ ઊપડે છે. દક્ષિણ તરફના ઉપલાણુને આરે આરે કેરોથી વીશમાઇલની નીચે એ મેમફિસ આગળથી પસાર થાય છે. ઇજીપ્તનું અતિ પ્રાચીન પાટનગર મેમફિસ એકવાર અહીં જીવતું હતું.

આ પાટનગરમાં, જ્યાં વીશ લાખ માનવોનો

વસવાટ હતો ત્યાં, આજે થોડાક પિરામિડો અનંત રણમાં ઉભેલા દેખાય છે. આ રણ વેગન મોરોકકોથી શરૂ થઈને, સીનાઈ, અરબસ્તાન અને તુર્કસ્તાનમાં થઈને, તિબેટને અડીને મોંગોલિયામાં પહોચે છે.

પણ નાઇલમૈયાને આરે આરે એક અડવાડિયે આગળ વધતા, આગબોટ લુકસર આગળ આવી પહોચે છે. પ્રાચીન જગતનું એ મહાનગર એકવાર અહીં જીવતું હતું. અહીં મોટા મહાલયો હતા. આજે, ત્યારના મહારાજાઓની કબરો પાછળ રણના મહાસાગરમા સૂરજ આથમવા માટે ઊતરી જાય છે.

અહી શહેનશાહ રેમેસિસ બીજાની પ્રતિમાનો અવશેષ જે એકવાર છપનફૂટ ઊંચો હતો તે આજે છપ્પન ફુટ લાબો પડયો છે. ઇજિપ્તના આ શહેનશાહના અવશેષ આગળ સિકંદરોના અવશેષ તણખલા જેવા દેખાય છે. શિલાનું આ શરીર એકવાર આ ધરતી પર નેવુ વરસ સુધી જીવતુ હતું. આ શહેનશાહને દોઢસો દીકરા દીકરીઓ હતા. આજેતો, સાડા ત્રણ ફૂટ લાબા કાનવાળો, પાચફૂટ પહોળા પગવાળો અને એક હજારટન વજનવાળો, શહેનશાહતનો શિલા અવશેષ અહીં ત્રીસ સૈકાઓનો સાક્ષી છે

અહીં લુકસરમા શહેનશાહે આલમનો દરબાર ઇજિપ્તના ગજબનાક શિલ્પીઓએ, જંગી આકારમા અનેક સ્તભોથી સૌંદર્યની વિલાવના જેવો ઘડી દીધો હતો આ વિલાવનામા

અંકિત બનેલાં પુષ્પોવાળાં, શિલા ચિત્રો, વિશ્વઇતિહાસના લુકસરના સ્તંભો પર આજે પણ મોજુદ છે. આ બધાં સાક્ષીઓ ઉપર ત્રીસ ત્રીસ સૈકાઓની વેળુ સમયની શીશીમાંથી ખર્યા કરી છે, છતાં શિલાઓની સૃષ્ટિમાં અમર સાક્ષી બનેલાં માનવો આજે પણ કરનાક અને લુકસરનાં ખંડિયરોમાં મોજુદ છે. આ બધી પ્રતિમાઓની વસ્તી ગણતરી આજે છાસીહજાર જેટલી થાય છે.

કેવાં રાજા રાણીઓ, કેવા કારીગરો, કેવો ગજબનાક તાકાતનો ભરેલો, ગુલામ શ્રમમાનવોનો વિરાટ લોક સમુદાય અહીં ત્રીસસૈકાઓ પરની પગદંડી બનીને ઊભો છે! વિશ્વ–ઇતિહાસનું બાળપણ અહીં આરંભાતું હતું. માનવ વિરાટ અહીં શિશુ સમયમાં સંસ્કૃતિનો પહેલો કદમ ગોઠવતો હતો. પણ જે આવા સૌંદર્યનાં ગજબનાક રમકડાંથી રમતો હતો તેવા વિરાટની શી ખખડધજ સંઘતાકાત એના પ્રથમ પગલેજ અંકાતી હતી!

લોકવિરાટના શ્રમપર શહેનશાહતનો સર્વસત્તાધિકાર ધારણ કરીને, નાઇલ નદીથી રાતા સમુદ્ર સુધી નહેર ખોદાવીને, અનેક નારીઓવાળો સંસાર ભોગવીને, એકસો દીકરા અને પચાસ દીકરીઓને પાછળ મૂકીને, શહેનશાહ રામેસિસ બીજાએ, ઇ. સ. પૂર્વે ૧૨૨૫ની સાલમાં નેવુ વરસની વયે દેહ છોડયો.

ત્યારે, જ્યારે માનવ સંસ્કૃતિનો શૈશવકાળ ચાલતો હતો ત્યારે, આ શહેનશાહે આલમનો રજવાડો, અનેક રાજન્યોના રાજમહાલયો, અંતઃપુરો અને ગુલામોથી ઊભરાતો હતો ત્યારે સંસ્કૃતિના બાળપણમાં આરાધાયલાં દેવદેવીઓના ધર્મગુરુઓ અથવા, શહેનશાહતને દૈવી સલામતીમાં સાચવનારા બ્રાહ્મણો દસલાખ કરતાં વધારે ગુલામોના માલીકો હતા તથા ઈજીપ્તની સાડાસાત લાખ એકર ફળદ્રુપ જમીનની માલિકી એમની હતી, તથા પાંચલાખ પશુઓનું ધન એમની પાસે હતું. ઈજીપ્તના દોઢસો કસબાઓનો કર એમને મળતો હતો તથા એમના પવિત્ર ભંડારોમાં સોનાચાંદીના ઢગલા હતા.

ત્યારે યુફ્રેટીસપર પણ, માનવસંસ્કૃતિના બાળપણમાં વેપારી માનવી ઊભો હતો. બેબિલોન એના વાણિજ્યનો કિલ્લો હતો. ખગોળ અને વૈદાનો અભ્યાસ એણે શરૂ કરી દીધો હતો. ભાષાનું ભાન એનું સૌથી સારું હતું. કાયદાઓની ઘટના ઘડીને એણે વહીવટ માંડયો હતો. ગ્રીસ દેશ એની પાસે ગણિત ભણવા આવ્યો હતો. યહૂદીઓ અહીં ધર્મશાસ્ત્ર શીખતા હતા સિંધુને કિનારે જીવતા, મોહેંજોદડો અને પંજાબમાં હડપ્પાનાં જોડિયાં નગરોની વણઝારો અહીં આવતી હતી. રાવી અને ચિનાબનાં જહાજો અહીં તૈગ્રિસ અને યુફ્રેટિસમાં ઝૂલતાં હતાં. જેવી સિંધુ ત્યારના જગતની વિશ્વ–ગંગા હતી તેવીજ, તૈગ્રિસ અને યુફ્રેટિસની વિશ્વ–સરિતાઓ, સુમેરિયા અને અક્કડને પાણી પાતી, અને બેબિલોનની વાણિજ્ય શહેનશાહતના ઝૂલતા બગીચાઓને લીલા રાખતી હતી, તથા બેબિલોનિ-



યાના, વેપારવહીવટને હજારો માઈલ સુધી વિકસાવતી હતી મેસોપોટેમિયાના આ વિશ્વ-પાટનગરમા, સ સ્કૃતિના બાળપણમા જ હેમુરાબીનામનો શાહેઆલમ ઊભો હતો એના અનેક લખાણો આજે ઇતિહાસની સાક્ષી બનીને આ શહેનશાહના કાનૂનને એક મોટી શિલાપર મઢીને મોજૂદ પડયા છે મોસેસે, ભગવાનના નામમા પેલેસ્ગાઇનને નાગરિક વ્યવહારનો કાનૂન આપ્યા પછી, બેબિલોનનો ભગવાન હેમુરાબીને માનવોના વર્તનનો કાનૂન આપતો હતો

સૂર્યભગવાન શામાશ પાસેથી, માનવ વ્યવહારની કાનૂની ભેટ હેમુરાબીએ સ્વીકારી અને મેસોપોટેમિયાની માનવતા માટે પહેલુ શજણધારણુ આલેખ્યુ માનવીની નિશા ળમા, હેમુરાબીએ, નાગરિક શાસ્ત્રની પોથીનુ પહેલુ પાઠય પુસ્તક આપતા હુ કાર કર્યો કે,



"હું હેમુરાબી, સુમર અને અક્કડના માનવોનો રક્ષક અને વાલી છું મારા ડહાપણવડે હું એમના પ”

શાસન કરું છું. મારા શાસનનો હેતુ એ છે કે, શક્તિમાન, નબળાપર જુલમ ગુજારે નહીં, તથા અનાથો અને વિધવાઓને ન્યાય મળે. "

ઇતિહાસની એવી પગદંડીપર હજુ ગઈ કાલે જ પ્રાચીન સમયના જીવનવ્યવહારમાં પહેલી હિજરત નોંધાવતો અને પગદંડી પર પગ ઠેકવતો, ઈજીપ્તમાંથી અદના માનવોને લઇને મોસેસ, જ્યા હિજરત કરી ગયો હતો તે, પ્રાચીન દેશ પેલેસ્ટાઈનનું પાટનગર જેરૂસેલમ હતું.



જેરુસેલમ જેવુ પાટનગર પેલેસ્ટાઇનની ધરતીપર માનવજાતની સંસ્કૃતિના બાળપણમા જ બંધાઇ ચૂકયુ હતું. સોલોમન જેવા શહેનશાહે અહીં શહેનશાહત ઘડી હતી. અરબસ્તાનથી એ શેબા નામની મહારાણીને લાવ્યો હતો. આ મહારાણીના પ્રદેશપરજ સોનાની અને રત્નોની ખાણો ખોદાવીને એણે બેબિલોન, નિનેવેહ અને ટાયરની દોલતોને પણ પાછી પાડી દીધી હતી.

પ્રાચીન જગતમા આવો ધનદોલતનો માલિક શહેન-શાહ બીજો હતો જ કોણ? એની સાતસો રાણીઓ ઉપરાંત ત્રણસો રખાતોના અંતઃપુરવાળા આ શહેનશાહે, ઇજિપ્તના દેવદેવીઓથી અધિક એવા પોતાના યાહવેહ ભગવાન માટે મહાવિશાળ એવુ દેવળ ચણાવવા માંડયું હતું. અને એણે, પોતાને કહેવા માંડયું હતું કે, "સોલોમન, કેવુ વિચિત્ર આ જગત છે જેની જબાન આખા સમાજના એક શહેનશાહના નામનિશાન લખ્યા કરતી હોય છે!"

ઇતિહાસની પ્રાચીન સરિતા અહી જોરડન નામની હતી. જેવી ઈજીપ્તની વિશ્વ–સરિતા, નાઇલ, ભારતની જગત સિન્ધુ, તેવી પેલેસ્ટાઈનની લોકમૈયા, જોરડન, તેવીજ વિશ્વસરિતાઓ હતી. તૈગ્રીસને યુફ્રેટીસ, પર થઈને પૂર્વ ભૂમ ધ્યની ઉત્તરક્ષિતીજમા સમયની સીમા બની જઇને પૂર્વના છેડા પરથી, ઇતિહાસનો કદમ હવે ક્રીટ પર મંડાય છે.



ક્રીટપર ઇ સ પૂર્વેનો સમય ૨૧૫૦ નો ચાલે છે. ઈ. સ. પૂર્વેના નગરપ્રદેશ ક્રીટટાપુપરનું નોસસ બંદરગાહ છે. પત્થરયુગથી માડીને માનવ સંસ્કારના પગલા અહીં પડયા છે.



ક્રીટપર ત્યારે અનેક યુગોના ઓવારણા લેતી માનવતાએ નોસસ બંદરગાહ પર સંસ્કૃતિનુ નગર સરજી દીધુ હતું.

બંદરમા જહાજો ખડકાયા છે દરિયો ખેડનારા જહાજોની મોટી સંખ્યા ક્રીટની છે ટ્રોયથી, સીરીયાથી, પેલેસ્ટાઈનથી, પૃથ્વીના દરેક સુધરેલા ભાગમાંથી અહીં જહાજો આવી લાગ્યા છે.

પણ દેખોતો બંદરગાહની પાછળના સાડા ત્રણ માઈલ પરની નાની ટેકરીઓના ઢાળ પર શ્વેત મહાલયો પથરાયલા પડ્યા છે. ઇજીપ્તમાંથી આવેલા ઇજનેરોએ એના નકશા ઘડ્યા હતા. ઇજીપ્તની નિશાળમાં ભણેલા શિલ્પીઓએ એનાં રૂપ મઢ્યાં છે, ચિતારાઓએ એની દિવાલો ચિતરી છે. ઇજીપ્તે એમના જીવનવ્યવહારના શણગાર એમને ઇ. સ. પૂર્વે ઘણા સૈકાઓ પહેલાં શિખવ્યા હતા.

પણ ઉત્તરમાં આકાશ બિહામણું બન્યું છે. ઉત્તરમાંથી કાળાં ધાબાંઓ જેવાં જહાજોનો કાફલો ચઢ્યો આવે છે. ઉત્તરમાંથી ધસી આવતા આ મોતના પડછાયા, સિત્તેર નગરોપર વિહરતી ક્રીટની સંસ્કૃતિ પર, પાદાઘાત પાડે છે.

એ મોતની વણઝાર, સંસ્કૃતિનો નાશ માગતી માનવ પાશવતાની અગ્નિઝાળ લઈને ક્રીટ પરજ આવી પહોંચે છે.



નોસસ બંદરગહ પર અગ્નિની જવાલાઓ ઉઠે છે. ટેકરીઓ પરના મહાલયો ધૂમાડામાં ગુંગળાઈ મરે છે.

ઈ. સ. પૂર્વેના બે હજારનો ડંકો વાગે છે, તોય ક્રીટનાં નગરો જીવનમરણનો મંગ્રામ ખેલે છે.

પાછો ચિત્કાર સંભળાય છે ઇ સ પૂર્વેનો ૧૪૦૦ નો સમય ઇતિહાસનો સંત્રી પુકારે છે ત્યારે ક્રીટ લય પામે છે.



ત્યારે ક્રીટ ક્યાં છે? ક્રીટના નગરોના ખંડિયેરો ભેગું ક્રીટ, પડયું છે. ક્રીટ પોતાના મોત સમમનું કફન ઓઢીને અચેતન બન્યુ છે.



નેપોલિયન બોનાપાર્ટ ઈ. સ. ૧૭૯૮ માં ઇજિપ્તમાં ગયો ત્યારે પિરામિડના પડછાયામાં ઊભો ઊભો, એ પાછલે બારણેથી



અચાનક જઈને ભારતની ધરતી પર છાપો મારીને અંગ્રેજી હકૂમત જીતી લેવાનાં સ્વપ્ન સેવતો હતો ત્યારે વીશ સૈકાઓ પર જીવન વ્યવહાર રચીને સૂતેલાં સ્વપ્નોને સંઘરી રાખતી ઇજિપ્તની ધરતીપરથી, નેપોલિયનનો એક સૈનિક રોઝેટાનો પથરો ઉપાડી લેતો હતો.

એ પથરા પર ઇજિપ્તનાં સૈકા જૂનાં માનવોની ભાષા લખાઇ હતી. એ ભાષાના અભ્યાસે, ઇજિપ્તની પ્રાચીન વિભાવનાનો અભ્યાસ આરંભ્યો એ અભ્યાસે, ભોમ ભિતર ગયેલી માનવતાને ઇતિહાસના ફલક ઉપર ધૂળ ખંખેરીને વિરાટની કલાકૃતિ જેવી ઉભી કરી દીધી.

ઇજિપ્તનાં મૃત્યુ ઘરો, પિરામિડો ખુલવા મંડયાં. આ મૃત્યુઘરો, જગતભરની કબરોથી અજોડ રીતે જુદાં હતાં. એમાં હાડોનાં માળખાં નહોતાં પણ જાણે હમણાં બોલી ઊઠશે તેવાં મમી હતાં. એમાં જનમનરંજન ચિત્રો

હતાં, મોઘાં ને મનમોહક, સુખ સગવડનાં સાધનો હતાં. એમાં સુવર્ણના અલંકારો, હીરા અને રત્નોનાં ઓજસ તથા ઇજિપ્તના રાજાઓના ખાણાં પીણાંની ગંધ હતી. આ કબરોમાં, પિરામિડોમાં, મોત પામેલા રજવાડાની સેવામાં નામેલ કગરેલાં, દાસ દાસી બનેલાં યુવાન માનવોનાં, રસોયાઓનાં, ગાયકોનાં અને ચોકીદારોનાં કલેવરો હતાં.



હજારો વરસ સુધી દેવાઇ ગયેલા પિરામિડોનાં કમાડ ખૂલી ગયા ત્યારે જાણે અંદરની સૃષ્ટિ ઇતિહાસ કહેવા લાગી, "અમે બધા અહીં બેઠાં છીએ, કારણ કે ફારોહાને એમ લાગે કે, એ મરણ પામ્યો જ નથી."

ઇતિહાસના વીતી ગયેલા જીવનનું આ પિરામિડ નામનું આરામગાહ બાંધનારા, સજનારા, ઘડનારાં, ચીતરનારાં લાખો માનવોની ગજબનાક કથાઓનાં ટાકણાં અહીં કાળનો કલરવ બનીને ધબકી ઊઠતાં કહેતાં હતાં, "અમે વિરાટે જીવનનું આ આલેખન જીવતાંઓ માટે જ ઘડયું છે હો!"

રેતીનો આ અફાટ પ્રદેશ જ્યાં ક્ષિતીજની રેખાઓ ઊંચા વધતા વેળુના પથારોની બંધાયલી છે ત્યાં આજે જીવનના ધબકારા નથી પણ પ્રશાન્ત ઉદાસીનતા ઉંડાશ્વાસ ભરે છે, અને મોતનું સામ્રાજ્ય નિદ્રાધીન પડ્યું છે.

પણ ઇતિહાસ અહીં મરી ગયો નથી. અહીંની સંસ્કારની રેખાઓને નોંધમાં લઇને, જીવતાઓ આવે ત્યારે તેમને ભેટ ધરવા કાજે, ઇતિહાસના મમીઓ અહીં હયાત છે.

કોણ કહે છે કે હું મમી છું? પિરામીડોમાંથી સાંપડેલી, જીવનની ઉષ્માની તાજગીવાળી કોઇ કલાકારના



ટાંકણામાંથી, આજેજ શિલાની ગહ્વરથી સરજાઇ હોય એવી ઇજિપ્તની રાજકુમારી નોફ્રર્ટ કેવી માનવીની મગરૂરઅદાથી બેઠી છે!

આવી દીકરીને અમર કરવાની કળા ઇજિપ્તના શિલ્પીઓને વરી હતી. પ્રાચીન ઇજિપ્તની આ કલાકૃતિ વિરાટની કળાનો ઇતિહાસ આલેખતી, સંસ્કારનું પ્રકરણ બનીને બેઠી છે.

જાણે ઇજીપ્તની પ્રાચીન વિભા તમારા કાનમાં બોલવા માંડે છે.

"તારાઓનો અભ્યાસ કરો" આનુબીસ બોલતો સંભળાય છે

"સૂરજ અને ચંદ્રની ગતિના આંકડા માંડો" હોરસનો અવાજ સંભળાય છે.

"પણ નદી પર, નાઈલમૈયા પર ધ્યાન રાખતાં રહો !" ઈજીપ્તનો અભ્યાસ ગુંજે છે.

ત્યારે કેલેન્ડર સરજાય છે.

ત્યારે ઇતિહાસનો કાળડંકો, ઈ સ. પૂર્વેનો ૪,૨૪૧ નો બજે છે.

અને ઇજીપ્ત પર સનિકો, વેપારીઓ, ભિખારીઓ, ગુલામો, જાદુગરો અને દરબારીઓની અવરજવર આરંભાઈ ગઈ છે

ઇજીપ્ત પર, લાકડાંના ઢગ ખડકાવા માંડયા છે નાઈલમૈયાના કિનારાઓ પર, ટીંબરના કાટમાલ બહારથી લાવીને ખડકતા જહાજો ઝૂલવા માંડયા છે શહેનશાહ પછી શહેનશાહોએ, મોતના ઘરો, પિરામીડો બંધાવવાની જાણે સરસાઈ કરવા માંડી છે.

કાટમાલના ઢગલા, સોનાના અને ઝવેરાતના ઢગલા કારીગરો અને ગુલામોના જીવતરના, લાખલાખ નરનારીઓના જીવતરના, આ બાંધકામ પાછળ ભુક્કા ઉડી જાય છે

"તો નાશપામી જશે, મડાઓની અથવા મમીઓની આ સાચવણી પાછળ ઇજીપ્તની આખી સંસ્કૃતિ !"

"કોણ બોલે છે એ !"

ખેફ્રેનનાજ કાનમાં કોણ સાદ કરે છે ? ખેફ્રેને પોતે,



મરી ગયા પછી પોતાના મમી માટે ગજબનાક મૃત્યુઘર બંધાવ્યું અને પહાડ જેવી પડછંદ સ્ફીંકસની આકૃતિ રચાવી.

એ સ્ફીંકસસાથે અથડાતા પવનના ગુબારામાંથી ઉછળતા અવાજના પરપોટાનો ગુંજારવ હોય તેવો અક્ષર નાદ ખેફ્રેનના કાનમા સાટયા કરે છે કે;

" તો તો, મરણ પાછળ ખરચાઇ ગયા પછી તાકાત વિનાની તારી સંસ્કૃતિનો વિનાશ થઈ જશે. "
કોણ છે આ સ્ફીંકસ !

પીળી ભૂરી રેતીનો મહાસાગર એનું ફલક છે. અનંત આકાશની કિનારી એની પછીત છે. અફાટ ધરતીમાંથી, ધરિત્રીનો શબ્દ ધારણ કરીને ઊગી નીકળતા હોય તેવા

પિરામિડના આકાર આફ્રિકન આસમાનમાં જાણે ધીમેધીમે ઊંચે ચડે છે અને ધીમે ધીમે મોટા બને છે.

એવું દર્શન જોતા **સીઝર** અને **નેપોલીયન** નામના બે માંધાતાઓ અહીં વામનજીઓ જેવા ઊભા હતા. સીઝરે અહીં વિશ્વ-વિજયનું સ્વપ્ન રેતીમાં વેરાઇ જતું દીઠું હતું. સીઝર પહેલાં ચારસો વરસ પર ઇતિહાસનો આરંભ જોવા આવેલા હિરેડોટસે, ઇતિહાસના પ્રાચીન રૂપને દેખતાં અહીં જ ઊભા રહીને રાડ નાખી હતી કે, "પચાસ સૈકાઓની માનવજાતના પેલા પિરામિડો પરથી કોઈ, માંધાતાઓ પર અટ્ટહાસ્ય વરસાવે છે."

એફ્રેનના પેલા પિરામિડની પાસે વિશ્વ-વિજેતાઓની ઘેલછાપર કોણ અટ્ટહાસ્ય કરે છે એ ? અનંતની વિરાટ ગહનતાનું એ તો, માત્ર સ્મિત છે. અરધા સિંહ અને અરધા ચિંતકનો નૃસિંહ દેહ ઘડનાર શ્રમ-માનવ, અથવા વિરાટ સંઘ માનવ અહીં પોતાની ચિત્રકલાનું રૂપ પથ્થરમાં ઘડી ગયો છે. રેતીના મહાસાગરમા પંજો રોપીને, સિંહના શરીરમા અને માનવીના માથામાં,અનંતતાને આરેથી વેરાનને પણ ડારે તેવી નજર, ઈસુના જન્મ પહેલા ૨૯૯૦ ની સાલગિરાહ પર, સમયનાં ધોડાપૂરને યાદકરતી દૂર દૂર....અતિ દૂર જોઈ રહેતી, કરપીણ કરુણતાનું જીવન્ત સ્મિત ઝરતી કહ્યા કરે છે, "ઇતિહાસના ઊંબનાપર, લાખદસલાખ ગુલામ માનવોના શ્રમના શ્વાસ-પ્રશ્વાસના ટાંકણાએ આ પિરામિડોનુ અને મારું નિર્માણ કર્યું છે."

શ્રમ-માનવ કળાકારનું વિરાટ નિર્માણ ધરતીની આ કિનારી પર, જ્યારે આલેખાતું હતું ત્યારે, બુદ્ધ અને

ઈસુને જન્મવાને પણ ત્રણ હજાર વરસોની વાર હતી. ત્યારે ઇજિપ્તનો માનવ આ અદ્ભુત આકાર ઘડીને ઇતિહાસના આરંભના સીમાસ્તંભપર કોતરતો હતો કે, "માનવી કલાકાર છે."

લાખ દસલાખનો, સંઘમાનવ, ગુલામ કાયાપર આ અનંત રણમાં બધો બોજ વહ્યા કરતો હતો. સેંકડો માઈલથી અહીં શિલાઓ ઘસડાઈ આવતી હતી અને પાંચસો ફૂટની ઊંચાઈ પર ચડતી પિરામીડ બનતી હતી. કલાની આ કૃતિ અનેક વરસ સુધી બન્યા જ કરતી હતી તથા માનવીની વિશાળતા અને કદના જંગી ઘાટ ઘડતી હતી. એ જંગી ઘાટના ચોકીયાત જેવો કેરોથી ગીઝેના ઉચ્ચ પ્રદેશપર પેલો "સ્ફીંકસ" નો નૃસિંહ આકાર બેઠો છે, અને એના પડખામાં મોટા પિરામીડો પડયા છે.

બસ ત્યારનો આ "નૃસિંહ" સમયશીશી જેવી નજરથી અનંતના અવકાશમાં ગરકાવ થઈ જઇને જાણે માનવીના ઇતિહાસને કહ્યાજ કરે છે, "જવાબ આપ, આપવોજ પડશે!"

માનવ વર્તાવનો જવાબ માગતી આ નજર પલકારો માર્યા વિના જોયા વિના નીરખી રહે છે. એની તાકમાં પાણીનાં અગણિત બુન્દોનો બનેલો મહાસાગર અને રેતીના અનંત કણોને ઉરાડતો રણપ્રદેશ ઘૂઘવ્યા કરે છે. નહિ જન્મતા અને નહિ મરતા પણ અખંડ જીવતા વિરાટનો જનઘોષ, સૈકાઓની સીમાઓપર ટપી જતો, એક પછી બીજી ઊંચાઈને ઠેકી જતો, વાસ્તવતાના પટપર ચેતનના અક્ષરોમાં જાણે જવાબ લખતો દેખાય છે યુગયુગપર એનીજ

પગદંડી પડી છે માનવ વણઝાર જેવા, કલાકારે ગુલામ દશા માથી શરૂ કરીને પણ કોઈ પણ શૃંખલાથી ન પકડાય અને ન બંધાય તેવી નજર આ નૃસિંહને સુપરત કરી છે

માનવ કલાકારની એ તમન્ના છે



કલાકારે એના વિરાટ કલેવરપરજ પ્રેમ કર્યો કર્યો છે ધીરગંભીર અને ગહન, એના અચેતન ચહેરાપર સ્મિતની ચેતના, પાચહજાર વરસ પર ફરકયા કરી છે એ સ્મિતની છાયાને પોતાની અંદર એકઠી કરીને, પોતાની માનવજાતમા યુગેયુગે ચીતર્યા કરવાની,કલાકારની મમતા વિવિધ રૂપરંગી રેખાઓ સજીને સંસ્કૃતિને મઢયા કરે છે, આ પૃથ્વીપર પથ્થરમા મઢાયેલી આ, પ્રથમ ' મોના-લીસા ' છે

ગ્રીસ દેશ પર ઇતિહાસના ઇ. સ. પૂર્વેના સાતમા સૈકાના અંતમાં સોલોન નામનો એક ગ્રીક પોતાના છન્દોમાં એકરાર કરતો ઇતિહાસ રચતો હતો, "યુદ્ધના જે આગેવાનો છે, તેજ આ ધરતીપરના જીવન વ્યવહારના શાસકો છે, અને જીવનવ્યવહારના જે શાસકો છે તેમણે જમીનની જાગીરદારી ધારણ કરીને, જમીન ખેડતા ગુલામ ગ્રીક માનવોનું બધુંજ પડાવી લેવા મડાંયું છે. એટલે એ માનવીઓએ આજે જીવતા રહેવાનો કકળાટ કરતાં, આ ધરતીપર એકથી બીજે દોડાદોડી કરવા માડી છે, ત્યારે, શાહુકારો અને જાગીરદારો, તેમ કરતાં જેમને પકડી પાડે છે તેમને, પોતાનાં માગણાં વસુલ કરવા ગમે ત્યાં વેચી મારે છે."



"સેફો"

ગ્રીક ધરતીપર સંસ્કારના આ શબ્દો ઉચ્ચારનાર સોલોન, એથેનીયન ઇતિહાસમાં પહેલો સરમુખત્યાર ચૂંટાયો



"એથીના"

હતો અને ચૂંટાયો તેવો, જીવન સસ્કારનો શબ્દ ધારણ કરતો, કહેતો હતો, "હું અન્યાયના પરિબળોનો આ ધરતીપર વિજય નહીં જ થવા દઉં."

એવી ગ્રીક ધરતી પર ખુલ્લા મૂકાતા ઈતિહાસમાં એથેન્સ નગરીમાં એક સરઘસ નીકળ્યું. આ સરઘસમા બધા વર્ગો એક સાથે નીકળીને, એક્રોપોલીસમા ઉભી રહેલી એથેન્સની નગર દેવી એથીનાના દર્શન કરવા નીકળ્યા, અને તેમણે સોલોનની આગેવાની નીચે શપથ લીધા, "આજથી આ

મહાનગરનો જીવનવ્યવહાર એથેનીયન લોકશાહી ચલાવશે !"

ત્યારે આ ઐતિહાસિક ઉત્સવમાં, ભાગ લેવા, આયો-નીયન ડોડીકાપોલીસનાં, બાર ગ્રીક નગરોમાં લેસબોસના ટાપુપરની, જ્વાલામુખિએ ફળદ્રુપ કરેલી ધરતીપર મશહુર બનેલા લેસબોસ નગરમાંથી હદ પાર થએલો અને જીવ બચાવવા ભાગી છૂટેલો અને પછી અહીં આવી પહોંચેલો એલકિઅસ નામનો એક બળવાખોર કવિ જીવનના નશાની પોતે જ બનાવેલા રાગમાં રચેલી, કવિતા લલકારતો હતો.

આ મસ્ત કવિના પોતેજ બનાવેલાં રાગ રાગણિઓમા ભરેલાં કવનોની કલમ, પ્રણય અને મદિરાનો નશો કરીને લેસબોસના નામને અમર કરતી હતી.

ત્યારે એજ લેસબોસમાં, એજ અરસામાં ગ્રીક ધરતીના જીવતરનું ગુંજન બનેલી સેફો નામની યુવતિ, કવિતાનો કલરવ બનીને ગ્રીક સંસ્કારનો પહેલો કિલ્લોલ આલેખતી હતી.

સોલોનનો ભત્રીજો, ગ્રીક ધરતીની આ, સંગીત સુંદરીના સંસ્કારને લલકારતો હતો ત્યારે સોલોન, આ ભત્રીજાને કહેતો હતો, "હું પણ મુગ્ધ બની ચૂકયો છું, સેફોના ગુંજન પર ‡"

"હા, હા, હું તો એક હજારવાર !" ભત્રીજો મુગ્ધ બનીને બોલતો હતો.

---

‡ "We must not yield our hearts to woe or wear with wasting care,

But this is our best medicine, with wine fraught, to cast our thaught"

" પણ એટલું બધું શા માટે ! " સોલોન પૂછતો હતો.

" જીવતરના એ ગુંજનનું પાન કરતાં કરતાં જ મરણની મીઠાશ પામવા માટે ! "

" મારું નામ તો સાફો છે, " બોલતી આ સંગીત દિકરી, પોતાની જબાનની મધુરતા વરસાવતી સંગીત જેવો શબ્દ ઉચ્ચારતી હતી. સાફો, ઈ. સ. પૂર્વે ૬૧૨ માં જન્મી હતી. ઈ.સ. પૂર્વે ૫૯૩ માં આ બાળકીને લઇને ગરીબ બા, બાપા, ગુલામીમાં વેચાઈ જવામાંથી બચી જવા માટે મીટીલીન નગરીમાં ભાગી આવતાં હતાં. આ નગરીમાં બળવાખોર બનેલી આ ધરતીની અદની દીકરી દેશ નિકાલ થઇને ફીરા નગરમાં પહોંચતી હતી અને ઓગણીસજ વરસની ગ્રીક સાફો ત્યાં જઇને બળવાખોર રાજકારણને સંગીત બનાવીને લલકારતી હતી.

અદની માનવતાએ જણેલી આ ગરીબની દિકરીનું કલેવર ગૌર નહોતું પણ ઘાટીલું હતું. આ ઘાટ પર, ગ્રીક ગુંજનનો ઘેરો ઘોર ચમકતો દીપતો હતો અને કહેતો હતો, " જેવી મૃદુ આપણી આ ધરતી છે તેવું, મુલાયમ મારું દિલ છે. "

" આ મુલાયમતામાથી જીવતરનો કઠોર ભાવાવેશ અગ્નિ શિખાઓ જેવો ઉડતો હતો " એમ પ્લુટાર્ક નામને ઇતિહાસકાર લખતો હતો. એન્થેસ નગરના આત્માની તપાસ માગતો, સોક્રેટીસ નામનો ખડતલ શિલ્પી એને " સાફો, સુંદરી, " કહેતો હતો અને આખા જગતનાં પ્રાણીઓ અને પદાર્થોનાં સ્વત્વ રૂપ સ્વર્ગમાં જ હોઈ શકે

તેવા ચિંતનનો પાયો નાખતો, સાફોના સ્વત્વને, ભૂલથી આ ધરતી પર હોવાનો એકરાર કરી પડતો પ્લેટો કહેતો હતો, "ગ્રીક ધરતી પર નવ મ્યુઝ અથવા દેવીઓની કલ્પનાની પ્રતિમાઓ આલેખવામાં આવી છે, તેમાં ધરતી પર જીવી ગએલી લેસબોસની સાફો દશમી મ્યુઝ છે. એવી સંગીતની આ મ્યુઝ ગ્રીક સંગીતની માતા બની.

આ યુવતિ જ્યારે ઓગણીસ વરસની વયે, હદપાર થઇને પીરહામાં ભાગી આવી ત્યારે ત્યાં જ હદપાર થએલો જુવાન કવિ એલકિઅસ પણ આવ્યો હતો. પોતાના ચહેરા પર શરમના શેરડા લાવીને આ કવિએ સાફોને ચિઠ્ઠી લખી, "સ્મિતભર ચહેરાવાળી સાફો, મારૂં દિલ તારી સાથે એવી વાત કરવા માગે છે, જે ઉચ્ચારતા, જીભ શરમાઇ જાય છે"

એને સેફોએ કહાવ્યું, " જો તારી ઇચ્છાનું રૂપ રાસ્કાર જેવું ઉદાત્ત જ હોય તો પછી શરમ છોડીને તેને લલકાર્યા કર, કવિ ! "

પછી પેલા કવિએ, આ સંગીતની દિકરીને પોતાની બનાવવાની મમતા માંડી વાળીને, તેના વખાણના ગીત ગાયા કર્યાં

પછી સાફોને પીરહા, પણ જીરવી શક્યું નહી એટલે એને સીસીલીમા હદપાર કરવામા આવી, ત્યારે ઈ.સ. પૂર્વેની પ૯૧ ની સાલમાં, સીસીલીની અંતરયાતના બનેલી ગુલામ માનવતા, આ બળવાખોર યુવતિને આવકારતી હતી.

પણ આ યુવતિ સીસીલીમાં આવીને, કઠોરતાના ભાવાવેશને મુલાયમ દિલમાં ભારી દઇને એક શ્રીમંત

માલીકને પરણી. શ્રીમંત માલીક, સાફોને પરણ્યા પછી તરતજ મરણ પામ્યો. માલીકના ફરજંદને પોતાના ઉદરમાં ધારણ કરીને સાફો આનંદ પામી અને પોતે હવે સંસ્કાર પ્રવૃત્તિ જ ચલાવવા માગે છે એમ કહીને, ધન દોલત લઇને લેસબોસમાં પાછી આવી પહોંચી.

સંસ્કારના વિશ્વ ઈતિહાસમાં યાદગાર એવી, લલિત કલાઓની પહેલી વિદ્યાપીઠની, સાફો, અધિષ્ઠાત્રી બની. એણે લેસબોસમાં, નૃત્ય, ગીત અને વાદ્યની શાસ્ત્રીય તાલીમ આપવાની વિદ્યાપીઠ શરૂ કરી.

મેફોએ ઉપજાવેલા સેફીક રાગ ગ્રીક ધરતી પર ગુંજી ઉઠયા. લેસબોસની દિકરીઓના હોઠ પર સાફિક વિદ્યાપીઠના લલિત સંસ્કારોની ઓરભ વિહરવા માંડી. સાફીક કવનના લલકારે ગ્રીક ધરતીને પ્રથમ ગુંજન દીધું. *

આ લલકારનાં મોજાંઓપર વિહરતી હોય તેવી લલિત કલાની વિદ્યાપીઠની અધિષ્ઠાત્રી એક ઉંચા ખડક

" * Yea my Tongue is broken,
And through & through me,
Beneath the flesh, impalpable fire
runs tingling.
Nothing see mine eyes, and a voice of roaring
waves in my ear sounds;
Sweat runs Down in rivers, a tremor siezes
All my limbs, and paler than grass in Autumn,
Caught by pains of menacing Death I falter,
Lost in the love-trance. "

પર ઉભીને, ટગર ટગર શું દેખતી હતી ! એક પાછળ બીજી પછડાટ ખાતા, સાગરનું કેવું સંગીત એ સાંભળી રહી હતી ! અને નજરને અંતરિક્ષમા પરોવી દઇને, પ્રણયના વ્યામોહમાં, શું શોધવા માટે ગબડી પડતી સેફો લય પામી જતી હતી !

લોક વાયકાની દંત કથા કહેતી હતી કે, દૂર દૂરના દરિયા ખેડવા ગએલા એક ખલાસીના પ્રેમમા પડેલી આ શબ્દચિત્રની ચિત્રલેખા મહાસાગરના અરિસામા પ્રેમીનુ રૂપ દેખવા, સાગરના ઉરમા શમી ગઇ હતી, અને પછી એ જ્યા પડી ત્યાથી, સાગરનાં મોજાંપર બેસીને, આસમાન માથી ફૂંકાતા પવનનો રામબાણ ધરીને, ગાયા કરતી હતી



પૂણ જ્યારે ઇતિહાસ, ઇ. સ. પૂર્વેનો પાંચમો સૈકો પૂકારે છે ત્યારે ચેતનાનો આ અવાજ કોણ કરે છે? ત્યારે, જ્યારે



ક્રીટ અચેતન પડયો છે ત્યારે, ક્રીટથી થોડેજ દૂરના ટાપુઓમાં આ કોણ કલરવ કરે છે! ઇતિહાસની પગદંડી અહીં થંભે છે. ચિંતનનો પિતા સોક્રેટિસ કાન માંડીને અહીં એથેન્સનાં નગરમાં ભટકે છે. એથેન્સનાં નગરજનો કોઈ રાતની મદિરા પીને સંગીત સાંભળે છે, ત્યારે આ કોણ નાગરિક છે જે.. ...

"સાંભળ, સાંભળ થ્રેસાઈમિકસ, એક રીતે કહું તો આ આપણો દેશ ગ્રીસ, કોઇ દેશ જ નથી."

"કઇ રીતે સોક્રેટિસ!"

"અહીં તો નગરો છે, નગર રાજ્યો છે, નગરનાં નાગરિકો છે. કોઈ એથેનીયન તો કોઈ સ્પાર્ટન, કોઇ થીબન તો કોઈ કોરીનથન! કેવું કમનસીબ છે. આ બધી પરસ્પરને નકામી બધી ભેદની ઘટના!"

"હા, સોક્રેટિસ!"

પણ સોક્રેટીસે બૂમ પાડી "છતાં આપણી આ ભૂમિ એક એકેડેમી છે, હોં ! આપણે ફીનીશીયનો પાસેથી જહાજો બાંધતાં શિખ્યાં છીએ, ઈજીપ્શીયનો પાસેથી ગણિત શિખ્યાં છીએ, ભારતના તથાગતો પાસેથી જ્ઞાનની પ્રજ્ઞા શિખ્યાં છીએ ! કેવી આનંદદાયક એ બીના છે !"

"હા, સોક્રેટિસ !"

"પણ આપણે ચોર છીએ. હરમીસ નામનો ડાકુ દેવતા પણ આપણે ત્યાં છે. મેં જ એક્રોપોલીસપર એની પ્રતિમા ઘડી ત્યારે મારા ટાંકણાંમાંથી ફિટકારનો ટંકારવ મને સંભળાતો હતો. આપણે ખાઈએ છીએ અને નશો કરીએ છીએ. આપણાં એંઠાં કામ ગુલામો પાસે કરાવીએ છીએ અને એપોલોનું સૌંદર્ય આપણે શિલામાં મઢીએ છીએ !' બોલતા, એથેન્સના સોક્રેટિસ નામના શિલ્પીનો ચહેરો ઉદાસ બની ગયો. સોક્રેટિસનો ગંભીર અવાજ ઇતિહાસના ટંકારવ જેવો સંભળાયો,

"આપણે એથેન્સનાં નાગરિકો, માનીએ છીએ કે કોઈ સંસ્કૃતિની ટોચ પર ચઢી જઈને જગત આખાને દિશા દાખવનાર મશાલને આપણે ધારણ કરી લીધી છે પણ, નશો ઉતરી ગયા પછી, એથેન્સને અનુભવ થશે કે, શિલાઓમાંથી માનવ રૂપની કણિકાઓ મઢવાથીજ સંસ્કારની પ્રતિમાઓ નથી સરજાતી, પણ માનવીના રોજના વ્યવહારમાં માનવ માનવ વચ્ચે અનુરાગનું મૂલ્ય જ્યારે માનવ કલાકારો ઘડવા માંડે છે ત્યારે જ, ન હોલવાય તેવી સાચી સંસ્કારની જ્યોત સાંપડતી હોય છે.''

હવે આ વાતને વરસો વીતી ગયાં હતાં.

"હું એક અદનો શિલ્પી, શિલ્પી શ્રમમાનવ, હું છું" બોલતો એક બીજો શિલ્પી એથેન્સને છોડી જતો હતો. માનવીના શિલ્પ સંસ્કારનો આત્મા સોક્રેટિસ આજે એથેન્સના કારાગારમાં યુગના વલોણાનું વિષપાન કરી ગયો હતો, એની આજે સંવત્સરી હતી.

ત્યારે એકલો શિલ્પીજ રહેલો, અને માનવ આત્માની જે રેખાઓ કોતરી શકાય તેને કોતરીને સંતોષ પામતો, આ એક બીજો શિલ્પી,સોક્રેટિસને યાદ કરતો ગમગીન બનતો હતો.

માનવીની જાત પર ટાંકણું લઈને તપાસમાં નીકળી પડનાર મહાન સોક્રેટિસને યાદ કરતો, એથેન્સની વિદાય



લેતો એ કહેતો હતો, "ઇલિસસના કિનારાપર એકઠા મળેલા, મિત્રોમાં હું ય હતો. સોક્રેટિસને ત્યારે કહેવામાં આવ્યુ હતું કે આપણા દેવતાઓને, અમારા વતી તમે પ્રાર્થના કરો' ત્યારે એણે પ્રાર્થના કરી હતી કે, "પ્રિય દેવ પાન ! અને બીજાં દેવતાઓ, તમારી આ ધરતી પર હયાતી હોવાની સાક્ષી તરીકે તમે, અમારા માનવોની અંદરની જાતનું, અમારા આત્માઓનું એવું સુંદર રૂપ ઘડો જેથી અમારા હાથવડે, ઘડાતું,

શિલાઓનું રૂપ અમારા અંતરના માનવમૂલ્યની સાથે એકતા ધારણ કરી શકે!"

"પછી!"

"પછી જ્યારે અમે સોક્રેટિસને પૂછ્યું કે, 'ખમ આથી વિશેષ પ્રાર્થના નથી?' ત્યારે એણે કહ્યુ કે "આથી વિશેષ મારે કોઈની કશી પ્રાર્થના કરવાની નથી."

એ પ્રાર્થનાને દિલમાં દાખવીને મેં, સિફ્નોસથી આવેલી, માનવીના સ્નાયુઓ જેવી જીવતી અને જેમાં રેખાઓ પડી શકે તેવી પારદર્શક અને મુલાયમ શિલામાં હરમિસની પ્રતિમા ઘડી નાખી છે સોક્રેટિસ હોત તો એ શિલ્પીનો આત્મા આનંદ પામી ઊઠત એને દેખીને!"

ગ્રીસના આત્માને શિલામા ઉતારતો, પ્રેક્સિટેલિસ, એક સિફિસોડોટ્રસ નામના શિલ્પીનો દીકરો હતો, અને ગ્રીસના આત્મભાનનો ઘડાયો હોય તેવો, પથરા ઘડી ઘડીને એની અંદર ગ્રીસનું આત્મભાન જોવા મથતો હતો એ આત્મભાનને ઘડવા ટાકણું લઈને બેઠેલો આ શિલ્પી, જાણે શિલ્પનો પાયથાગોરાસ હોય તેવો દેખાતો હતો અને રૂપની એકતાનતાનું ગણિત નવુ રચતો એ કહેતો હતો,

"તાકાતનું રૂપ નિપજાવતુ ગ્રીસનુ આત્મભાન હવે જો જીવતરના સંસ્કારનું શિલ્પ નહિ રચે તો આ ધરતી જીવનને ધારણ કરશે કયા મૂલ્ય પર!"

અને આવડા મોટા સવાલનો જવાબ દેવાજ જાણે હોય તેમ એણે પોલિકલિટસનુ શિલ્પ શાસ્ત્ર ફેંકી દીધું અને શિલ્પનો નવો કાનૂન એણે નુતનરૂપનું ઘડતર કરીને દાખવવા માંડયો

"

ગ્રીક સંસ્કૃતિની હતી તેવી હિંમત એણે રૂપ ઘડવામાં ધારણ કરી. કુદરત પાસે અને દેવદેવીઓ પાસે, હિંમત



ભરેલી રીતે એના રહસ્યનો કાનૂન જાણવા પહોંચી જતી ગ્રીસની માનવ મહાનુભાવતા જેવો આ શિલ્પી પણ ભૂતકાળનો શિલ્પનો કાનૂન રદ કરતો હતો અને એ કાનૂન પ્રમાણે ઘડાયેલાં ગમે તેવા મહાન દેવતાઓનાં પૂતળાંઓને પ્રણામ કરવાને બદલે, જે રૂપમાં સંસ્કાર હોય તેવું રૂપ ઘડતો હતો, અને પુકાર કરતો હતો, " માનવ–વિકાસ " થી કોઈ કાનૂન મોટો નથી.

એવો નૂતન ગ્રીસનો નૂતન શિલ્પી, ગ્રીસની ધરતી પર પંકાયો. કોસમાં એણે ઘડેલી, એફ્રોડાઇટની પ્રતિમાને જોવા, ભૂમધ્ય સમુદ્રના કિનારા પરથી શિલ્પીઓ અને કલાકારો આવ્યા કર્યા.

હવે એ આએશિયામાં, આવેલા થેપસી નામના નાનકડા નગરમાં રહેવા આવ્યો હતો, કારણ કે અહીં ફ્રિની નામની જીવતી સુંદરતા રહેલી હતી. ફ્રિની સાથે ઘર માંડીને રહેતા આ કલાકારે અહીં અનેક રૂપ ઘડ્યાં હતાં. તેમાંથી એકવાર એણે ફ્રિનીને મનપસંદ પ્રતિમા, પોતાના નગરને ભેટ

આપવાનું કહ્યું અને એની પસંદગી કરવાનું કામ ફ્રિનીને સોંપ્યું. પ્રતિમાઓમાંથી એકને, સર્વોત્તમને શોધી કાઢવા જતી ફ્રિનીના અંતરમાં બધાં રૂપ,સરખાં સુંદર દેખાયા કરતાં હતાં. ફ્રિની તેમાંના એકને સર્વોત્તમ તરીકે નક્કી કરી શકતી નહોતી અને પ્રેક્સિટેલિસ એને આ બાબતમાં કશું કહેતો ન હતો. એટલે મૂંઝાયેલી ફ્રિનીએ,, એકવાર નગર બહાર ગયેલા, કલાકાર પાસે, માણસો દોડાવ્યાં. એમણે આવીને કલાકાર પાસે બૂમ પાડી,

"તમારું કલાભવન આખું સળગી ઉઠયું છે."



અને કલાકારે ચિંતાથી પૂછયું, "પણ, મારી વિનસની પ્રતિમા!"

બસ ફ્રિનીને જવાબ જડી ગયો. એણે વિનસને સર્વોત્તમ તરીકે સ્વીકારીને નગરને એ ભેટ ધરી. વિનસની આ પ્રતિમા આત્માના ઓજસને ઉભરાવતી માનવીના પ્રણયની સંસ્કાર છબી જ હતી. હજુ એનું નામ કયુપિડ (કામદેવ) પાડનારો રોમન સમાજ જનમ્યો નહોતો.

એવો ગ્રીસનો કલાકાર માનવીના અંતરનું રૂપ ઘડતો, ફ્રિની સાથે સંસાર માંડીને, કલાકાર દીકરાઓને પાછળ મૂકીને, એક દિવસ મરણ પામી ગયો.

ત્યાર પછી ગ્રીસમાં ઓલિમ્પિયાના સંગ્રહસ્થાનમાંથી, એણે ઘડેલી એક પ્રતિમા, પથ્થરના રૂપમાંથી માનવસંસ્કા-

રના ઓજસ જેવી હરમિસનું નામ ધારણ કરીને ઊભેલી જડી આવી. ડિઓનિસસ નામના દેવતાઈ બાળકને બચાવવા નીકળી જતો દેવદૂત હરમિસ, આ બાળ ફરજંદને દ્રાક્ષ ખવડાવતો તેમાં ઊભો હતો.

સૌંદર્ય ઘડતરનું ટાંકણું ગ્રીક ધરતીપર અટક્યા વિના ચાલ્યા જ કર્યું. કોસ ટાપુપરના શિલ્પી અને ચિત્રકાર એપિલિસનું નામ ત્યાર પછી આખી ગ્રીક ધરતી પર ગાજી ઉઠયું.

એવું સંસ્કૃતિનું સૌન્દર્ય ઘડનારો આ અવાજ ગ્રીસ દેશ પર અટક્યા વિના એકધારો વહ્યા જ કરતો હતો અને ગ્રીક જીવનમાં અજોડ એવી કલાનો યશ, જીવનની સૌરભ બનતો હતો. રોહડઝમાં, પ્રોટોજિનિસની કલા જીવનની એવી જ સુવાસને આલેખતી હતી.

સંસ્કાર જીવનના બન્ને બાંધવો એપિલિસ અને પ્રોટોજીનિસ એકવાર એકઠા મળ્યા. એપેલિસ પ્રોટોજિનિસને ઘેર આવી પહોંચ્યો અને ખબર દીધા વિના આવી પહોંચેલા મહેમાનને, એક વૃદ્ધા કહેતી હતી, "આપ અતિથિ આવ્યા પણ પ્રોટોજિનિસ તો બહાર ગામગયા છે. આ ફલક પર આ પીંછી વડે આપનું નામ લખતા જાઓ."

મહેમાને પીંછી વડે ફલક પર એક સુરમ્ય રેખા દોરી અને ચાલવા માંડયુ.

ઘેર આવેલા પ્રોટોજિનિસને વૃદ્ધાએ પેલા અતિથિએ દોરેલી રેખા બતાવી. કલાકારનું દિલ પેલી રેખા

જોતું બોલી ઊઠયું, "એકલો એપેલિસ જ, દોરી શકે, આવી રેખા!"

ત્યારપછી એપેલિસની રાહ જોતા પ્રોટોજિનિસે,એકવાર સાંભળ્યું કે એપિલિસ પોતાના ટાપુ પરથી પાછો રહોડઅને કિનારે ઊતરી ચૂકયો છે. એ અહીંજ આવી પહોંચશે એમ ધારીને એણે પેલા ફલક પર પેલી રેખાની સામે બીજી એક રેખા દોરીને, ઘરમાં છુપાઈ જઈને કહ્યું, "પેલો આવી પહોંચશે, એને કહેજે કે હું બહારગામ ગયો છું. પછી એપેલિસ આવી પહોંચ્યો. એણે ફલકપરની રેખા જોઇ. પ્રોટોજિનિસની રેખા જોઈને, આનંદી ઊઠનો, એ, બન્ને રેખાઓ વચ્ચે ત્રીજી રેખા દોરતો નાઠો

પણ બંદર પર પ્રોટોજિનિસે એને પકડી પાડયો. બન્ને બાંધવો મળ્યા. પ્રોટોજિનિસે એપિલિસની કલાનું બહુમાન કરતાં, જાહેર કર્યું, "મારા કરતાં પણ, એપિલિસ, મહાન કલાકાર છે."

એ એપિલિસે, કોસમા, સિકંદરના ઘોડાનું એક ચિત્ર દોર્યું હતું. એકવાર સિકંદર પોતાના ઘોડાનું ચિત્ર જોતો કહેતો હતો, "બરાબર આબેહબ નથી દોરાયું આ ચિત્ર!"

એપિલિસે કહ્યું, "આપના ઘોડાને આ ચિત્રની પાસે લાવો અને જુઓ!"

ચિત્ર પાસે ઘોડો આવ્યો અને ચિત્રમાના ઘોડાને સાચો માની સિંકદરનો ઘોડો હણહણી ઊઠયો.

એપેલિસ બોલ્યો, આપના કરતા આપનો ઘોડો વધારે મોટો કલાકાર છે."

પણ જગત જીતવા નીકળેલો, સિકંદર અને એનો ઘોડો બંને, શ્રમણબુદ્ધની જીવનકલાની કૃતિઓને ધારણ કરતી ધરતીપર પછડાઇને પાછા હટયા,અને મરણ પામ્યા ઇ સ પૂર્વેની ત્રણસો એકમી સાલગિરાહમા ઇતિહાસના પાછા ફરેલા પાદાઘાતના ભાગ નીચે, ગ્રીસની ધરતી, ડેમોટ્રિયસ, પોલિયોક્રિટસના દારુણ નામથી (નગર ભંજક) ગાજી ઊઠી.

પ્રોટોજિનિસ અને એપિલિસની ભૂમિને રગદોળી નાખવા, પોલિયોક્રિટસના કટક ચડયાં. રહોડઝ ટાપુપર છ વરસ સુધી પોલિયોક્રિટસનાં લશ્કરો ઘેરો નાખીને પડયા.

પણ રૂહોડ્ઝનો સંઘમાનવ પડયો નહિ. નગરોના ભંજકનુ નામ પામેલો જાલીમ, બધો ગસ્રસાજ અહીજ પડતો મૂકીને પાછો ભાગી છૂટયો.

ઈ સ પૂર્વે ત્રણસો વરસપર, રૂહોડ્ઝ ટાપુ-૨, ત્યાના નાગરિકોએ, સંઘ કલાકારનુ અદભૂત આલેખન, પેલા સંહારક સાજમાથી નિર્માવ્યુ. સહારનો બધો સાજ તેમણે પ્રકાશની પ્રતિમાઓ ઘડવામાં, વાપરી નાખ્યો. સૂર્યની એકસો જેટલી માનવી પ્રતિમાઓ રૂહોડ્ઝ ટાપુનો શણગાર બની આ પ્રતિમાઓમા સૌથી મોટી પ્રતિમાની આગળીનુ જ કદ બીજી આખી પ્રતિમા જેટલુ જંગી ઘડવામા આવ્યું. ઊગતા સૂરજની આરાધના કરતા, મહા

વિશાળ એવો પ્રકાશમાનવ વિરાટનું કદ ધરીને અહીં ઊભો





ગ્રીસની જિંદગીની સોનેરી ભવ્યતાનો એ યુગ હતો ઈ સ પૂર્વે, ૪૯૮નો સાલમા ગ્રીસની ધરતીનુ ગૌરવ સૂચતો ફરતો હોય તેવો છવીસ વરસનો નવજુવાન એકીલસ, એથેન્સમા જાણીતો હતો, કારણ કે એણે એ‌ટલીજ ઉમરમા એક સુંદર નાટક લખી નાખ્યુ હતુ જોતજોતામા, એથેન્સપર આક્રમણ આવી પહોચ્યુ ગ્રીસદેશ ગુલામ બની જાય તો ગુલામ બનેલો એ, નાટક અને કવિતાની પ્રેરણા ક્યાથી પામી શકે? બધા સસ્કાર આઝાદીમા જ ઊગી શકે છે, એવા ખ્યાલ સાથે એકીલસની જનેતાના નણે



દીકરા, મેરેથોનની રણભૂમિપર ગ્રીસની આઝાદીના બચાવ માટે લડવૈયાઓ બનીને પ્રથમ દરજ્જાના દેશભક્તો તરીકે પંકાઈ ચૂકયા અને એકિલસનુ સ્મારક એથેન્સે ખુલ્લુ મૂકયુ એણે એની પ્રેમશૌર્યની ઝળકતી દેશભક્તિનુ સાહિત્ય ગ્રીસને આપ્યુ ગ્રીસે એનુ બહુમાન કર્યા કર્યું થેસપીસે, એક પાત્રવાળા નાટકો લખ્યા હતા એણે એમા વધારે પાત્રો ઉમેરીને ગ્રીસને સિત્તેર નાટકો આપ્યા આ સૌ નાટકોમા સર્વોત્તમ એવુ નાટક, પ્રોમીથિયસનુ હતુ પ્રોમીથિયસ એકીલસને હાથે જીવતો બની જઈને ગ્રીસ દેશના ઘરેઘરમા, નૂતન ભાન અને નૂતન સસ્કારનો મંત્ર ગુંજતો હતો.

નાટક શરૂ થવાનો ડંકો સંભળાય છે. પડદો ખૂલવા પર ગ્રીક સમુદાયની અનિમેષ નજર અધીરી બને છે. ઊઘડતા પ્રવેશે રંગભૂમિપર, કોકેશસની ગ્રોથી ઊંચી ટોચના વિકરાળ ખડક પર પ્રોમીથિયસ સાંકળોથી જકડી લેવાતા દેખાય છે. બેસી શકાય નહિ, સુઈ શકાય પણ નહિ એવી અંગેઅંગને જકડી નાખનારી રીતે એને ખડક સાથે જડી દેવામા આવે છે.

જ્યા માનવી ચડી શકે નહિ તેવી ઊંચાઈપર, જ્યા ફૂંકાતા વંટોળ વિના બીજો કોઇ અવાજ આવી શકે નહિ ત્યા, ભગભગતા તાપમા અને ઠારી નાખે તેવી ઠંડીમા, લોહીના એકે એક બુન્દને સૂકવી નાખીને મરણ પામવાની એને શિક્ષા થઇ છે. ઓલિમપસની ઉંચાઈપર વિલાસના વિહાર કરતા દેવતાઓએ એને એવી શિક્ષા કરી છે, કારણ કે એણે માનવોને જ્ઞાનનું ફળ ચખાડવાનો અને અગ્નિની શોધ કરીને, માનવજાતને, સાધનો બનાવતા શીખવવાનો તથા, પરસ્પરનો સહયોગ સાધીને પ્રેમના સંસ્કારથી જીવન વિકાસ સાધવાનુ અને વિજ્ઞાનની આરાધના કરવાનું શિક્ષણ આપવાનો અપરાધ કર્યો છે

એટલે એ એકલો ને અટૂલો, કાળમીંઢ ખડકપર જકડાયેલો, ધરતીપરથી માનવીનો પ્રેમ સૂંઘી સૂંઘીને, આકાશમા ટગમગતા તારક વૃંદોનું તેજ પી પી ને, ભયાનક યાતનાપર અટ્ટહાસ્ય કરતો ઓલિમપસના સ્વર્ગમાં અમનચમન કરતા અબુધ દેવતાઓને પડકારે છે કે, "એક જમાનામા, માનવો અંધ જીવન

જીવતાં હતાં, તેમને મેં, શિક્ષણ આપ્યું તેથી હું મગરૂર છું." *

પ્રોમીથિયસનું ભવ્ય દર્શન રંગભૂમિપર પામતી જાણે આખી ગ્રીક ધરતી ડૂસકાં ભરે છે. ગ્રીસનો સાગર કિનારો વિહ્વળ બનીને, આક્રંદ કરતાં મોજાઓ મારફત જગતના તમામ દેશની પ્રજાઓને જાણ કરે છે. વિશ્વ ઈતિહાસના આ પહેલા રાજકીય કેદી તરફ દેશદેશથી લોક સમુદાયોના અંતર ખમા ખમા પુકારે છે. ધરતીપરના મહાસાગરોની દીકરીઓ, (ઓસેનિડ્સ) આ સંસ્કારી સ્વપ્નશીલનાં દર્શને આવે છે અને સાંકળોથી જકડાયેલા આ વિરાટ માનવને કહે છે કે ધરતીપર માનવજાતના આગેકૂચ માગતા ફરજંદ માટે સહન કરવા વિના બીજું કોઈ ભાગ્ય નથી-

પછી ઓલિમપસના સ્વર્ગના દેવતાઓ આ અપરાધી માનવીનો પરાજય કરવા, પોતાના વાહન બનેલા ગીધને આજ્ઞા કરે છે. જકડાયેલા વિરાટ પાસે ગીધ આવે છે અને આખો દિવસ એના હૃદયને ખાધા કરે છે પણ દિવસભર ખવાયેલુ હૃદય રાતમાં નવુ ઊગી જાય છે.

---

" Men lived like silly ants beneath the ground,
Blindly and lawlessly they did all things,
Until I taught them how the stars do rise
And set in mystery, and devised for them
Number, the inducer of philosophies,
The synthesis of letters, and besides,
The artificer of all things, memory
That sweet muse-mother."

એમ તેર યુગો વહી જાય છે, પછી હીરેકલિસ આ ગીધને મારી નાખે છે. હીરેકલિસ રાક્ષસ કહેવાય છે, કારણ કે માનવીને એ મુક્ત કરે છે.

એકીલસે લખેલા નાટકનો, પ્રોમીથિયસ નાયક છે. ગૌરવવંતા ગ્રીસે વિશ્વ–સાહિત્યને આ નાટક દીધા પછી ગર્થે એ એને વધાવી લીધું. બાયરને પોતાની કિતાબોમા એને પ્રથમ પક્તિમાં પહેલું ગણાવ્યું. શેલીએ આ પ્રાચીન કથાને નવજીવન દીધું. પ્રાચીન ગ્રીક જીવનમાં, સાહિત્યના સંસ્કારના મૂલ્ય જેવી માનવગૌરવની એવી કરુણકથા આલે ખાઇ પછી એકીલસ પોતાના વિરાટ માનવની યાતનાનુ ગૌરવ જોતો સિસિલીના જીવનની, ગુલામમાનવની અંતરે વેદનાને, ત્યા જઈને વાચા આપતો, ઇ. સ પૂર્વે, ૪૫૬ મા મરણ પામ્યો.

પછી ગ્રીસ દેશપર, આઝાદ ગ્રીક માલિકોની જીવનની ઘટના, ગુલામોના જીવનની યાતનાઓપર વિલાસમાં આળોટતી, આઝાદીનુ રક્ષણ કરવાની તાકાત ગુમાવતી, પતનની બદીઓથી ખવાઈ જતી, પરસ્પરના સંહારમાં મચી પડી હતી, ત્યારે વેડફાઈ જતા ગ્રીક જીવનની રેખાઓ એકઠી કરવાના પ્રયત્ન કરતી માલિકોનું સ્વરાજ સર્જવાની શીખ દેતી પ્લેટોની નિશાળ પરવારી જતી હતી. આ નિશાળમાં ભણેલો, પ્લેટોથીય અદકો નીવડેલો એરિસ્ટોટલ, પણ મેકેડોનના રાજમહાલયમા ગુરુપદ ધારણ કરીને એ રાજમહાલયમાંથી જગત જીતવા નીકળતા પતિત જીવતરની પેદાશ જેવા સિકંદરને કોઇ જ સંસ્કાર શીખવી શકતો નહોતો.



ત્યારે, જ્યારે પ્લેટોનો છેલ્લો શ્વાસ ચાલતો હતો ત્યારે, પરવારી જતો એનો પ્રાણ, ગ્રીસપર ચઢી આવતી સિકંદરની સવારીના આઘાત સાંભળતો હતો. બળવાખોર થીબ્સ પર સિકંદરનાં કટક ઘેરો ઘાલતાં હતાં. ગ્રીક આઝાદીનું એથેન્સ જેવું જ, થીબ્સ નગર પડતું હતું. આઝાદ ગ્રીકો પર પણ, જગત જીતવા નીકળેલો જાલીમ, પોતાની ગ્રીસની જ ધરતી પર સૌથી પહેલો સંહાર ખુલ્લો મૂકતો થીબ્સ નગરને સળગાવતો હતો. થીબ્સનાં આઝાદ નગરજનોની કતલ ચાલતી હતી અને થીબ્સના પકડાયેલાં હજારો નાગરિકો એકજ રાતમાં ગુલામ બનીને દોરડાઓથી બંધાઇને ઓલિન્થસ તરફ હંકાતા હતા. ઓલિન્થસની પણ કતલ થઈ હતી, અને ઓલિન્થસના ગ્રીક નાગરિકો સિકંદરનાં ગુલામ બન્યાં હતાં.

ઓલિન્થસમાં એંશી હજાર માનવોને વેચવા મહાન સિકંદરના વિજયની લૂંટમાં આવેલા માનવ માલની હરરાજી બોલાવતા સોદાગરોનુ અહીં બબ્બે દિવસથી બજાર ભરાયું હતું. ખરીદ કરનારાં શ્રીમંતોની સવારીઓ અહીં દૂર દૂરથી આવી પહોંચતી હતી. એથેન્સના માલિકો પણ આ માનવતાનાં લીલામમાં આવતાં હતાં.

ત્યારે એથેન્સથી એ પણ નીકળ્યો. પ્લેટોના ઘરની પાસે જ એનો પણ મહાલ મહતો. પ્લેટો ચિંતક હતો એટલે એને ઘેર થોડાંક જ ગુલામો હતાં, પણ આ તો એથેન્સનો, આખા ગ્રીસનો, પંકાયેલો મહાન કલાકાર હતો અને મહાન શ્રીમંત હતો. મરણ પામેલા પ્લેટોને સ્મશાનમાં વળાવીને એ કલાકાર, ગુલામોની ખુલ્લી મુકાયેલી હાટડીમાં સોનાનો મુગુટ પહેરીને, આકઝમાળ પાલખીમાં બેમીને દબદબા ભર્યો આવી પહોંચતો હતો.

એણે ચીક શ્રીમંતોને ગલગલિયાં થાય તેવાં અનેક ચિત્રો ચીતર્યાં હતાં. એણે અનેક ગુલામ છોકરીઓને કલાકો સુધી નગ્ન ઊભી રાખીને એમના અંગેઅંગનો અભ્યાસ કરીને, એમની બધી લાજ અને શરમ છોડાવી નાખીને, એમનાં નવજુવાન અંગોમાથી ઝરતી જાતીયતાને અનેકગણી આબેહૂબ બનાવીને પોતાના ફલક પર ચીતર્યા કરી હતી. એ ઉપરાંત એણે અનેક ચિત્રો આલેખીને, પોતાના નામની વાહવા ગ્રીસ આખાપર પાથરી દીધી હતી.

એવો, ગ્રીસનો ચિત્રકાર પારેસિયસ, આજે કોઈ નવો જ "માનવ-મોડેલ" ખરીદવા ઓલિન્થસમાં આવી પહોંચ્યો હતો.

એ પાલખીમાંથી ઊતરતો, પાલખી ઊંચકનારા ગુલામોને દૂર હડસેલતો, બે ગુલામ છોકરીઓના ખભા પર શરીર ટેકવતો, મગરૂર ચાલતો, માન પામતો, સોનેરી મુગટ પહેરનારો, કલાકાર ગુલામોના નગ્ન દેહોપર પગથી માથા સુધી નજર નાખતો, નાપસંદ કરતો કહેતો હતો,

"મેં પ્રોમીથિયસ ચીતરવા માંડયો છે. મારું ચિત્રલેખન અધૂરું રહ્યું છે. પ્રોમીથિયસ જેવો પડછંદ, પ્રોમીથિયસ જેવો અજાનબાહુ, પ્રોમીથિયસ જેવી ખાંધવાળો, પ્રોમીથિયસ જેવા પ્રાણની ધમણથી ધીખતો, ભરાવદાર ચહેરાવાળો ........

સોદાગરો આ, મહાન ચિત્રકારપર સ્મિત કરતા પૂછતા હતા; "કોણ પ્રોમીથિયસ ?"

"શિક્ષણનો સર્જક, અગ્નિનુ સેવન કરતો, આગ જેવો, પહેલો લુહાર માનવ, કોકેશસની ટોચ પર જકડાયેલો, ઓલિમપસના ગરુડ સાથે જાની જંગ ખેલનારો, પ્રોમીથિયસ પ્રોમીથિયસ! મારે એનુ ચિત્ર આલેખીને પાર્થિનોનના દેવમંદિરની દિવાલ પર મઢીને દેવતાઓની પવિત્ર બીકનો સંસ્કાર સરજવાનો છે.'

"આ દેખાય, એ, દેવનો દીધેલો," બોલતો પારેસિયસ ગુલામ યુવતિઓને હડસેલતો દોડયો અને એક પડછંદ ગુલામના નગ્ન દેહનો 'મોડેલ' તપાસતો બોલ્યો, "શું છે દામ અને શું છે તારું નામ ?"

સોદાગરે દામ કહ્યા અને આ મહાનશ્રીમંત ઘરાક પર ફિટકારની આગ વરસાવતો હોય તેમ ગુલામ બોલ્યો; "નામ નથી મારું."

"નિકોસ્ટ્રેટસ, નિકોસ્ટ્રેટસ, ઓલિન્થસનો જ એ વૈદ્ય હતો.'' સોદાગરે કહ્યુ.

"હાથ નીચા કરો, સામું જો, આડો ફર, બાજુઓ બતાવ" પોતાનો સુવર્ણ મુગટ માથા પર ગોઠવતો, પારેસિયસ, જીવતા મોડેલને ફરમાન આપવા લાગ્યો. પછી

ખરીદી થઇ ગઇ. ગ્રીક દેવતાઓ જેવા, અધિકારવાળો, શ્રીમંત ચિત્રકાર એથેન્સના પોતાના મહાલયમાં, ગુલામોની કેદમાં, નિકોસ્ટ્રેટસને જકડી લઈને પોતાની પ્રયોગશાળામાંના વિશાળ ખડકને ઠીક કરતો ગુલામોને કહેતો હતો, "નિકોસ્ટ્રેટસને આ ખડકની ટોચપર પેલી સાંકળોથી, અંગેઅંગ ખેંચી શકાય તે રીતે જકડી લો, હું આવી પહોંચું છું, પ્રોમીથિયસને આબેહૂબ આલેખી નાખવા"

પારેસિયસના મલિન આનંદનો આજે પાર નહોતો. પોતાના ચિત્રઘરમાં પેસતો, દાઢીના વાળમાં આંગળીઓ ફેરવતો, એ બબડતો હતો; "મારી દેવ જેવાની અધિકાર –આજ્ઞાનો અમલ થવા અમારી દેવતાની, માનવીના આત્માને કચડી નાખવાની લડાઈ હવે શરૂ થાય છે અને એમા મારા ફલકપર યાતનાનો અતિરેક ચિતરાઈ જાય છે"

કલાકારની આજ્ઞા પ્રમાણે તરત જ ખડકપર જકડાઈ ગયેલા પેલા પ્રચંડ માનવની યાતનાઓ શરૂ થઇ એક ગુલામે પારેસિયસના ફરમાન પ્રમાણે પેલા માનવના હૃદય આગળ સળગતો અંગાર ચાંપી ચાંપીને ઓલિમ્પસના ગરુડની ચાંચનો અત્યાચાર આરંભ્યો માનવીના આત્માનો ચિત્કાર એના વિશાળ ચહેરાની રેખાઓથી તગતગી ઊઠચો. યાતનાની માનવી છબીના કંઠમા ધિક્કારનો ઘુરઘુરાટ, મોઢાપર ઉછળતા ફીણની વરાળ ભેગો મળગી ઊઠયો.

પતિત ગ્રીસના જીવન કમકાણનો પતિત કલાકાર પોતાની પીછીના કલંકને આબેહૂબ ચીતરતો બબડયો; "હું પૂરું કરું તે પહેલા, જરાક ઉતાવળો ઊડી ગયો, એનો જીવડો !"

એલેકઝાંડરે, આ નગરનું નામ એલેકઝેંડ્રિયા પાડ્યું હતું. ડિમોક્રેટસ અને સોસ્ટ્રેટસે પ્રાચીન જગતના આ



મહાનગરનો પાયો નાખ્યો હતો. ઇજિપ્ત અને ગ્રીસની દોલત બધી આ નગરમાં ઠલવાતી હતી. દિવસ આખો આ નગરમાં દોલતમંદોની હિલચાલ ઊભરાતી હતી. આખી રાતભર એમાં રોશની જળહળતી હતી. એનો ઉત્તર પૂર્વ વિભાગ યહૂદી માલિકોની મહોલાતોવાળો હતો અને દક્ષિણપૂર્વમાં રાજમહાલયો, પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો તથા ટોલેમીની કબરો, દારૂગોળાના ભંડારો, ગ્રીક દેવાલયો, તથા વિશાળ ઉદ્યાનો વગેરે હતાં. આ નગરનો મધ્ય ભાગ વહીવટીતંત્રની કચેરીઓ, ખજાનાઓ, તાલીમ કેન્દ્રો તથા બજારોવાળો હતો.

દરવાજાની બહાર એક મોટું ક્રિડાગણ તથા શરતનું મેદાન હતું. કિનારો આખો, સ્નાનાગારો અને આરામ ગાહોથી જડાઈ ગયો હતો તથા ત્યાંથી હિપ્ટેસ્ટેડિયમની દરિયાઇ ખાડી ફેરોસ ટાપુ સાથે જોડાઈ ને ત્યા આગળ પણ બીજું બંદર બનાવતી હતી નગરની બહાર, પાછળના ભાગમા મેરોન્મિ સરોવર પર નાઈલ નદી સુધી આનંદ નૌકાઓ વિહરતી હતી.

એલેકઝાંડરે જગત જીત્યા પછી, સૌથી વધારે કિંમતી વારસો પોતાના સેનાની લેગુસના દીકરા ટોલેમીને દીધો હતો વિશ્વ વિજેતાના મડાને, ટોલેમીએ મેફીસમા આણીને તેને સુવર્ણની વિશાળ મહાપેટીમા સુવાડીને, પોતાના હવાલામા રાખ્યુ હતુ એલેકઝાંડરની અનેક આનંદ યુવતિઓમા એક બાઈને પણ એણે પોતાના હવાલામા રાખી હતી અને એની સાથે લગ્ન કર્યું હતું સિકંદરના મોત પછી અઢાર વરસ સુધી ઇજિપ્તમા રહીને, ઇજિપ્તવાસી બની જઇને ટોલેમીએ જાહેર કર્યું કે પોતે ઇજિપ્તનો શહેનશાહ હતો

ઈજિપ્ત, ગ્રીક ઇજિપ્ત બની ગયુ

ટોલેમીના ગ્રીક ઇજિપ્તે, આખી દુનિયા પર અમલ આરંભ્યો એ દુનિયાનું, માલિક દુનિયાનુ મહાનગર, એલેકઝાડ્રિયાનુ સસ્કાર સંસ્થાન બન્યું ત્યારની દુનિયામા અનુપમ અને અજોડ એવુ, પુસ્તકાલય, સગ્રહસ્થાન અને વિજ્ઞાન સસ્થા, આ નગરમા જ હતા. શહેનશાહ ટોલેમીએ પોતાની બાસી વરસની ઉમરે, પોતાના દીકરા લાડ઼ેક્સને,

આ વિશ્વનગરની ગાદી પર બેસાડીને પોતે એ નગરનો નાગરિક બનીને બે વરસ પછી મરણ પામી ગયો.

જેવું દોલતમંદ મહાન આ વિશ્વ–નગર જગતભરની દોલતથી દીપતું હતું તેવો તેમાં નવો ટોલેમી દીપી ઊઠયો. જેવો દોલતમંદોનો સાધનસાજ આનંદ ઉપભોગથી ખદબદતો હતો તેવોજ એમની શહેનશાહતનો સરનશીન પોતાની એક રાણીને રજા આપીને, અનેક પ્રેમદાઓથી અંતઃપુર ઊભરાવીને તથા છેવટે પોતાની સગી બહેનને પટરાણી બનાવીને ખદબદતો, મહા પંડિતો, વિશારદો, કલાકારો, શિલ્પીઓ, અને સેનાનીઓ તથા વિજ્ઞાનિકો અને ચિંતકોના દરબારમાં, આખા ભૂમધ્ય મહાસાગર પર યશની છોળો ઉછાળતો આનંદ–ઉપભોગમાં અહોમાનવ બની રહ્યો.

પણ એને અચાનક ઘડપણ આવી પહોંચ્યું એણે આનંદના અતિરેકમાં ઊગી નીકળતા વ્યાધિથી ખિન્ન બનીને, પોતાના રાજમહાલયની બારી ખોલીને, કિનારાની રેતીમાં, ઊગતા સુરજના કિરણોમાં આળોટતો, એક નાગો ભૂખ્યો ભિખારી દીઠો મોતથી કંપી ઊઠતો એ બબડયો, "ઉષા ઊગે છે, એની હું એના જેવો બની શકું તો !" પણ એણે એક નિશ્વાસ નાખીને બૂમ પાડી, "હરામખોરો ઇજિપ્તના બધા પાદરીઓ, હજુ પણ શોધી નહિ શકયા, અમર જીવનનું, અમૃત !"

ઇજિપ્ત–ગ્રીસની, એક હેલેનિસ્ટિક દુનિયાને સંસ્કારથી નવાજી નાખતા ટોલેમી પાસે બધું જ હતું મોટા મહાલયો,

વિશાળ દેવળો, અદ્‌ભુત એવી નગર રચના, જગતભરની દોલતથી ઊભરાતા ભંડારો, સંગ્રહાલયો, વિદ્યાપીઠો, વિદ્વાનો, માનવ જીવનના આનંદ ઉપભોગો, શિલ્પકળા અને ચિત્ર કળાના બેનમૂન મહાનગરમાં, આજે એને કંઈક ખતું હતું એની નજર સામે નેક્રોપોલિસ તરવરી ઊઠયું. શાહી કબરોના બનેલા નગરનું, નામ સાંભળતો એ કંપી ઊઠયો એ નગર એને પોતાની અંદર આવવા ખેંચતું હતું.

" લિન્ડસનો ચારીસ, !" એને ફારોસ ટાપુ પર બાંધવા માંડેલી દીવાદાંડી યાદ આવી એ દીવાદાંડીનો આરસનો વિશાળ ચોક બાંધતો હતો ત્યારે ચારીસ આપઘાત કરીને મૂઓ હતો એ કલાકાર કહેતો હતો કે, આપણા જહાજોને હાંકનાર સાંકળોથી બંધાયેલા ગુલામોની યાતનાના ચિત્કાર એને દીવાદાંડીના પાયામાંથી સંભળાયા કર્યા હતા અને પછી છેવટે ... !"

નીડસના સોસ્ટ્રેટસે જેની રૂપરેખા દોરી હતી તેવી ત્યારના જગતમાં અજોડ કલાકૃતિના અદ્‌ભુત નમૂના જેવી દીવાદાંડી ફારોસના ટાપુ પર, એલેકઝાંડ્રિયાના વિશ્વનગરની નૂતન આંખ જેવી નિર્માવા માંડી, અને પાચસો ફીટની ઊંચાઈ પર શ્વેત આરસની વિશાળ પીઠ પર અનેક શિલ્પ કળાઓના નમૂના જેવી પ્રતિમાઓથી અંકિત બનીને પોતાના પાચસો ફીટ ઊંચા કલેવર પર, અખંડ સળગતી અગ્નિ જ્વાળાઓને ઝીલનાર આરીસાઓની વૈજ્ઞાનિક ગોઠવણી વડે આડત્રીસ માઈલ સુધી તેજના અંબાર જેવી નજર વડે એ પુકારતી હતી

"દેખતા રહેજો!" સંસ્કારના રોશન નીચેની શ્રમમાનવની યાતના"



## ૯—વિશ્વ—સંસ્કારનો જ્યોતિર્ધર-ચીન ભારત અને ઈસ્લામ

ઈસુને જન્મવાને હજુ થોડાક સૈકાઓની વાર હતી.



ત્યારે, પથરાપર ટાકણું ચલાવી ચલાવીને, તેમા માનવરૂપની સુંદરતા મઢવા મથનાર એક ગ્રીક શિલ્પી માનવીના આત્માની તપાસ માટે ઝ ખતો આત્માનુ રૂપ મઢવાનુ ટાકણુ લઈને ગ્રીસના એથેન્સ નગરમા ફરતો હતો પણ જેમને આત્માની સુંદરતાનો ખપ નહોતો, તેવા એથેન્સના ઉપલા વર્ગના શાસકોએ, એવી શોધને અપરાધ લેખીને



પેલા શિલ્પીને ઝેર પીવડાવીને દેહાંત દઈ દીધો હતો.

ત્યાર પછી તરતજ, પ્લેટોએ પોતાના ગુરૂએ, સોક્રેટીસે, શરૂ કરેલી શોધની તપાસ, જીવતરની નક્કર ઘટનામાં કરવાને બદલે, દિવા સ્વપ્નોના તરંગોમાં કરવા માંડી દિવા સ્વપ્નમાં એણે આંખો મીચીને સ્વર્ગ રચી દીધું અને જાહેર કર્યું કે, મેં સાચી કલા શોધી કાઢી છે. એણે પોતાની કલાના તરંગી ટાંકણા વડે, તે સમયના એક ગ્રીક સરમુખત્યાર અને જાલીમ ડીઓનીશિય સનેએક કાગળ લખવા



માંડયો કે, "આપ શાસક છો, આપ રાજા છો, આપ ચિંતક બનીજાવ........આપ ચિંતક બનીજાવ તો..... ... રાજા અથવા શાસક જો ચિંતક બની જાય તો.. .!"

પછી પ્લેટોપર પેલા જાલીમનો જવાબ આવ્યો કે " આપ, જીવનકલાના ચિંતક અને હું જીવન ઘટનાનો શાસક. આપણે બંને જો એક થઈ જઈએ તો .....!"

પ્લેટો ઘડીભર આનંદમા આવી ગયો. અને સાચી જીવનકલાનું ટાંકણું અને પીંછી એના હાથમા આવી ગયા

હોય એમ એને લાગ્યું. એ મીરેકયુઝમા રહેતા પેલા જાલીમ શાસક પાસે જવા નીકળી પડયો.

પણ પેલો જાલીમ આ તરંગી જુવાન ચિંતક પર હસી પડયો અને પ્લેટોને એણે કારાગારમાં પુરાવી દીધો.

એ જ અરસામાં પૂર્વના મહાન રાષ્ટ્ર ચીન પર પણ એક કનફ્યુશિયસ નામનો ચિંતક ફરતો હતો એને પણ પોતાના દેશના જીવતરમાં સૌંદર્ય મઢવું હતું એ



પણ સૌંદર્ય ઘડવાની તાકાત અને હકુમતવાળા કોઈ સુજ્ઞ શાસક અથવા રાજાની શોધ કરતો હતો. એ, કુંગ-ફુ-સી (કનફ્યુશીયસ) જીવતરનો કલાકાર બનીને, માનવીના જીવન વ્યવહારનું સૌંદર્ય ઘડી શકે તેવા કોઈ શાસકની શોધમા નીકળી પડયો હતો અને જીવનકલાનુ ટાંકણું શાસકના હાથમા જ હોઈ શકે એમ માનતો, શ્રમણ બનીને ચીનની ધરતીપર રખડતો હતો.

ત્યારે એજ અરસામાં ચીનના રાષ્ટ્રબાંધવ ભારતની ભૂમિપર પણ એક શ્રમણ ગૌતમ નામે ફરતો હતો. એ પણ જીવનની ઘટનાનો ઘાટ ઘડવાનું અને, માનવ જીવનના રૂપમાં સૌંદર્ય મઢી શકે તેવું ટાંકણું શોધતો હતો.

પણ એને એક ખાતરી થઈ ચૂકી હતી કે, રાજા અથવા શાસક કે સરમુખત્યારના હાથમાં એવું કોઇપણ



ટાંકણું ધારણ કરવાની અને જીરવવાની તાકાત અને લાયકાત નથી.

એટલે જેની એ તાકાત, આવડત અને લાયકાત હોઈ શકે તેવા સંઘને અથવા માનવ-અવામને, એ શોધતો હતો અને પૂકારતો હતો, "સંઘં શરણં ગચ્છામિ!"

શ્રમણ ગૌતમ તથાગત કહેવાયો કારણ એ સંઘને શરણે ગયો.



ત્યારે તથાગતના નામને સાક્ષ ળતી ચીન દેશની પહેલી ચિત્રલેખા, શહેનશાહ શુનની બેન, લી, હતી. લીની ચિત્ર-

શાળાએ રેશમના પડદાઓપર, અનેક ચિત્રો આલેખી નાખ્યા. ચીનની ચિત્રલેખા દીકરીએ ચીનનું રૂપ ચિતરવાની પ્રયોગ શાળા બાંધી અને એ ત્રણ સૈકાઓમાં ચિત્રોના ઢગલા લો–યાંગ નામના એક વિરાટ દેવળમાં ખડકાયા

પણ પછી સુંદરતાને સંહારી નાખનાર યુદ્ધખોરનો પંજો લો–યાંગ પર ઉતરડાયો. મરકટની અદાથી યુદ્ધની મહામારીએ સૌંદર્યનું ખૂન કર્યું રૂપથી મઢાયેલા ચિત્ર પટોમાં યુદ્ધખોરોએ, લુંટના સામાન બાંધ્યા

ત્યાતો, કલાકાર કાઈ–શી નું નામ ચીનપર ગાજી ઉઠયું. જુવાન કાઇ–શીએ પડોશીની એક ગરીબ દીકરી પર પ્રેમ કર્યો બન્ને ગરીબ કલાકારો નાનકીંગ નગરની એક જનસભામાં બેઠા હતા સભામાં ભગવાન તથાગતનું એક ભવ્ય દેવળ નાનકીંગમાં બાંધવાનો ફાળો ઉઘરાવાની ટહેલ નાખતો, એક ભારતીય ભિકખુ ઉઘડતી ઇસ્વીસનની ઉષામાં કહેતો હતો, " નાનકીંગ એટલે ચીન ! હું ચીનની માનવતાને ભગવાન તથાગતનો સ્તુપ બાંધવાની અરજ કરૂં છું."

" આપણા દશલાખ સુવર્ણ સિક્કાઓ નોંધી લો ! ' જુવાન કલાકાર કાઇ–ચી ઉભો થઈ ગયો

" કોણ તું !' પોતાને જ આખો ચીન કહેવડાવતા નાન

કીંગ નગરનાં શ્રીમંતોએ અટ્ટહાસ્ય કર્યું. તથાગતના પ્રેમમાં પડેલો કાઉ-ચી, તથાગતનો ફાળો ભરવા માટે ચિતરવા મચી પડયો. એણે દિવાલો ચિતરી નાખી. એણે દિવાનખાનામાં માનવદેહો મઢી દીધા. એણે ફલક ફલકપર સંઘમાનવનાં જીવતરનો કથાનક આલેખી નાખ્યો. એણે કલાગુરૂની અદાથી, ચીન રાષ્ટ્રનાં ચિત્રકારોને પયગામ આપ્યો, "સૌથી પ્રથમ તથાગતને પ્રિય એવાં અદનાં માનવોને ચિતરો. પછી જે પછીતપર અથવા ભૂમિ પર જનલોકનું જીવતર ઘડાયછે તે ધરતીનું સૌંદર્ય ચિતરો અને સૌથી છેલ્લા, શાસકો અને દેવતાઓ, અને ઘોડાઓનાં ચિત્ર કરો."

ચીનના આ મહાન ચિત્રકારે, કલાના પિતાનું નામ પામીને, ચીની જબાનમાં, ચિત્રકલા પર ત્રણ પુસ્તકો લખ્યાં.

ત્યાર પછી આ મહાન રાષ્ટ્રના જીવતરમાં ટાંગ, શહેનશાહતના સમયમાં ચિત્રકારોની સંખ્યા ઘણી વધી ગઈ. કલાકાર ટુ-ફુ એ ત્યારે ટકોર કરીકે, 'ચિત્રકારો ઉભરાઈ ગયાં છે પણ આ ધરતીનું ધારણ કરનારી જીવન કલાનું રૂપ મઢનારા કલાકારોની અછત થઈ ગઈ છે, આપણે ત્યાં!"

પણ ટાંગશાહીના સમયમાંજ ચીની આસમાનમાં એક આભ જેટલો ઉંચો કલાકાર ચમકી ઉઠયો. તથાગતને પ્રિય એવો કલાકાર, વુ-ત્રી, એક અનાથબાળક હતો.આ અનાથ-

બાળકે જુવાન થતાં સુધીમાંતો, ચીની ધરતીપર ચિત્રપટો આલેખી નાખ્યાં! એણે પંખીઓ, પશુઓ, બુદ્ધો, ભિક્ખુઓ, માનવો અને ધરતીનાં અનેક રૂપો મઢવા માડયાં. બુદ્ધનાં દેવળોપર એણે ત્રણસો "ફ્રેસ્કો" મા એક હજાર ચિત્રો મઢી દીધાં.

શહેનશાહ વુ, એ એને ઝેશુઆ પ્રાતમાની શીઆ-લીંગ, નદીના દેખાવો ચિતરવા મોકલ્યો. વુ, નદીપર ફરીને એકપણ રેખા દોર્યા વિના પાછો ફર્યો.

"મારા દિલપર શીઆ-લીગનાં બધાં રૂપની રેખાઓ કોતરાઇ ગઈ છે," એમ કહીને એણે ચિત્રશાળામા ચીતરવા માડયુ અને શીઆ-લીગના, એકસો માઈલના કુદરતી દેખાવો આ મહાચિત્રકારના ફલકપર આબેહુબ બન્યા.

પછી ચીની ધરતી પર આઠસો ચિત્રકારોના નામ પકાયા તેમા સુંગવંશનો શહેનશાહ હુઈ પણ હતો. પણ કલાકાર ચીનપર મોત જેવુ તારતરોનું આક્રમણ આવી પહોચ્યુ. પેલો ચિત્રકાર શહેનશાહ કલાના ભગારમા શબ બનીને પડયો કલાના સગ્રહસ્થાનોના ખંડિયેરોમા વિજેતાઓએ પોતાના ઘોડાઓ બાધવાના તબેલા બનાવ્યા

યુરોપના, રાફેલો, માઇકિલેંગેલો, અને લીઆનાર્દો, જેમાથી વિશ્વ-કલાનો વારસો પામવાના હતા, તે કલાના



ભંગાર, ચીનની ધરતી પર છવાઇ ગયા.

ચીની ચિત્રકલા અને જીવનકલાનો સમશેરે પરાજય કર્યો. કલાકાર શહેનશાહ આઘાત પામીને, જીવન ખંડિયેરોના ભંગાર ભેગો પરાસ્ત થએલો પડયો.

ત્યારે આ મહાન ચીની રાષ્ટ્રનો મહાન બાંધવરાષ્ટ્ર ભારત,જીવન ઘટનાની કઈ રેખાઓમાં કેવા રંગો પૂરતો હતો! ત્યારે ઇ. સ.પૂર્વે ત્રણસો વરસ પર આલેખાયેલાં "વિનય પિતાકા"માં નોંધાયલી એક કલાકાર રાજાના રાજમહેલની ચિત્રશાળાનું શું થઇ ગયું હતું! ત્યારે, આજે ગુફાઓ નામે ઓળખાતી, મહાન ચિત્રશાળાઓમાં, શું ચિતરાતું હતું! આ મહાન રાષ્ટ્ર બાંધવોનું, વિશ્વ–કલા ગુરૂઓનું, વિશ્વ–કલા સંસ્કારના જ્યોતિર્ધર પિતાઓનું, કલાધન, આવતી કાલે જન્મવાના, માઇકેલેંગેલો, લીઓનાર્દો, તથા પીકાસો, જેવા ફરજંદો માટે,કઇ ગુફાઓમાં, ભોમભિતરના અજ્ઞાતોમાં, અજન્તાઓમાં ભંડારાતું હતું ?

દૂર પૂર્વ પરથી નજર નાખતો હિમાચળ પૃથ્વી પરનો સર્વથી ઉંચો પહેરેગીર અહીં ભારત પર અતિ પ્રાચીન સમયની



નેકી પુકારે છે એને જન્મ, જરા કે મરણ નથી એમ કહેતા માનવ બાળને એ કહે છે કે, હજારો ઉદયાચલ અને અસ્તાચલો પર કાળના પગપગના કાટા જેવી નજર નાખતો હુ પરિવર્તનોને દેખતો રહ્યો છુ

અતિ પ્રાચીન એવા ભારતને સંસ્કારને હાલરડે ઝુલાવનાર એકવાર અહીં, વિશ્વ સરિતા સિન્ધુને કાંઠે તથા ચિનાબ અને ગવીના કિનારા પર સંસ્કૃતિના, અતિ પ્રાચીન નગરો ઝૂલતા હતા

પછી પુરૂષપુર અહી પાટનગર હતું. તક્ષિલા અહીંની નિશાળ હતી હસ્તિનાપુરમાથી, હિમાચળની દિકરી ગંગાને



જીવ બચાવવા ભાગી છૂટતી મેં દેખી હતી પછી યમુનાના કાંઠા પર અંધકારમય રજવાડામા ચિતા પર ચઢી જતી મદ્રની માદ્રીને જીવતી શેકાઇ જતી મે દેખી હતી અને

કર્ણની જનેતાનું કરૂણ ચિત્ર પણ મે દેખ્યું હતુ કુન્તી કુમારિકા માતા બનીને, મહા પવિત્ર એવા માનવબાળ રૂપી સર્જનને પાણી પર પથરાવી દેતી હતી ત્યાર પછી



દ્રુપદની દિકરીને રજવાડાના, જુગારખાનામા રાજાઓ અને રાજન્યોની સભામા નગ્ન બનાવાતી દેખતું મારૂં દિલ પ્રલયને પૂકારી ઉઠયુ હતુ.

હસ્તિનાપુર રેલાઇ ગયુ પાટલિ પુત્રને આગળે ચાણ કયના ચક્રવર્તિએ લશ્કરી કવાયતોની છાવણી નાખી દીધી અને જગત જીતનારા સિકંદરના દાંત



એણે ખાટા કરી નાખ્યા પછી અશોક વર્ધને ધર્મચક્રની ધરીપર, ધરિત્રીને કહુ," મા, લોમ ! હવે આ ધરતી પર અશ્વમેધ અને નારીમેધ કરવાની મેં મના ફરમાવી છે"

મોહેનજોદડો અથવા, મોત જેવી મહા આફતથી માંડીને તે, સંત સમ્રાટ અશોકના નમસ્કારસ્તંભોની વચ્ચમા અલોપ બની ગએલી કલા બૂમબરાણ કરતી કહેતી હતી, કે, આજે ભારતીય કલાના રૂપ કલેવરને બદલે જ્યાં, ખાલીખમ જેવો અવકાશનો અંતરાત દેખાય છે ત્યાં એકવાર કલા જીવન્ત હતી આજે દેખાય છે તે અંતરાય તો ઇતિહાસની આપણી અભાન દશાનો જ અંતરાય છે

"હું તો હતી, છું અને હોઈશ જ! સિન્ધુ નગરમાં પણ હું ચિત્રલેખા હતી એકવાર!" ભારતીય ભોમમાં ભંડારાઇ ગએલી, સૈકાઓની ગાઢ નિદ્રાધીન બનેલી, અજ્ઞાત જનેતાને સાંપડેલી સીતા, જાણે પૂકાર કરતી હતી, અને ઇતિહાસના અવાજ જેવી પોતાની આપવીતી કહેતી હતી કે, "સિન્ધુનગરના અતિ પ્રાચીન જનક અને જનેતાને સાંપડી હતી હું! પછી શિકાર જેનો વ્યવસાય હતો, કલહ જેનું જીવતર હતું, અશ્વ જેનું આસન હતું વાઘ અને મૃગના ચામ જેના કપડાં હતા, તે આર્યો મારમાર કરતા અહીં આવી પહોંચ્યા અને હું પાદાઘાત નીચે દફનાઇ ગઇ પછી શ્રમ-માનવોએ હળધરથી ખેડી ખેડીને જમીનના પડમાંથી મને બહાર ખેંચવા માંડી પણ મારા બધા રૂપોને ચક્રવર્તિઓએ ચિતાપર ચઢાવ્યા કર્યા મારૂં કોઇ જતન કરી શક્યું નહીં મહાવીરે અને બુદ્ધે પણ મારી વ્હાર કરવાની હિંમત બતાવી નહીં પણ જુગજુગ જીવશે પેલો સંત સમ્રાટ, જેણે મારા અનેક રૂપોને, આરસપર મઢી મઢીને આ ધન્ય ધરતીની સીમાઓને છાઇ દીધી ભગવાન

તથાગતે ઓઢેલો શોકનો અંચળો, એણે અશોકે જ દૂર કરી દીધો અને, ગૌતમ જાણે નવો જન્મ ધરીને, સ્મિત કરીને, અજન્તા અને અમરાવતીમાં આનંદની છટાવાળો બન્યો, અને ઉદાસીનતા સ્મિતભર બનીને પાછી આ પૂર્વ પ્રદેશોપર દિપી ઊઠી.

ત્યાં તો, ગાંધારની ભૂમિપર કુશાણ નામ ધરેલા શાસકો, પડદા પાછળથી ઉતરી પડયા. ગ્રીક સંસ્કારની શિખપામેલાં બેક્ટ્રીયા પ્રદેશનાં કલારૂપો અહીં મહાયાન બુદ્ધ બનીને એપોલોની રેખાઓવાળાં દેદિપ્યમાન બન્યાં, અને શણગાર પહેરેલાં દેવતાઈ સ્વરૂપો તથા બોધિસત્વો પણ આનંદની ઉજવણી કરનારા કલાદેહ ધરવા લાગ્યાં.

ત્યારે આ મહાન દેશની યાત્રાએ કોરીઆ અને જાપાન થી તથા મહાન બાંધવરાષ્ટ્ર ચીનથી આવેલા યાત્રાળુઓ અહીંનાં કલારૂપોને અવલોકતા હતા.



૭

મૌર્ય અને ગુપ્તકાળ વચ્ચેના સમયમાં અમર કલાકૃતિઓ જેવા સ્તુપો અને શિવનું તાંડવ કલારૂપ આ ભૂમિના શણગાર બનીને આલેખાયાં. સાંચી અને અમરાવતીના સ્તુપોની આસપાસ, સ્તુપનું શિલ્પ, પથ્થર પર ચાલુ રહેલા કલાકારના ટાંકણાને અમર બનાવતું હતું.



બનારસપાસે સાર નાથનો સિંહનો મોરો કુલેલી ન સોમાં, જીવનની તત્પરતાવાળા સ્નાયુ સૌષ્ઠવમાં અનેગૌરવના અદ ભુત દેખાવમા, ગૌ તમ બુદ્ધના પ્રકાશનું કિરણુચક્ર બનીને પ્રકાશના ધોધ વહાવવા, નીકળવાને આતુર બનીને ઉભો હતો. સારથાન, અમરાવતી, અને પછી નાલંદાનો સ્તુપ મોટા પિરામીડ જેવો, પોતાની આસપાસ, નાના નાના અનેક સ્તુપોનું નગર જમાવીને ઉભો હતો

આ બધા સ્તુપો, તથાગતે રેલાવેલી રોશનીના ચમકારા



બનીને શમી ગએલા ભિકખુઓના અવશેષ પર રચાયા હતા.

પણ ભારતીય જીવતરનો કલાકાર આત્મા, ઈસ્લામના ઉદય પહેલાં જ પોઢી ગયો. ઇતિહાસનું એક અંધારૂં કફન કલાના રૂપને ઢાંકી દઈને પથરાઇ ગયું.

પછી અજન્તા અને ઇલોરા જેવાં, સંઘ કલાકારે સરજેલાં કલાધરો પર જંગલો ઉગી નીકળ્યાં હતાં,

શિલ્પીઓના શિલ્પ, ખંડિયેરો બનવા માંડયા હતા

ચક્રવર્તિઓના શાસનચક્ર ચૂરા થઇ જઈને, અંદર અંદર ટકરાઈને, યાદવાસ્થલી રચતા હતા મહાલયોમા, ઘોળાતા કસુબલ ઝેરમા ડોલતો રજવાડો, સ્ત્રીઓનાં કારા ગાર જેવા અંતપુરો રચાવતો હતો અને પછી તેમને



સતિઓ બનાવવા જીવતી સળગાવી મૂકતો હતો. રજવાડી જીવતરની રીતરસમ નીચે, મહાલયો, અને મંદિરોમાં ચામાચિડીયાં શોર કરતાં હતાં, અને જીવનઘટનાની ગોઝારી ભૂતાવળો ઘોંઘાટ કરતી હતી. એકલું હાડપિંજર હયાતિ ધરાવતું હતું ! એકલી સમશેર રજવાડી કિતાબની ચોકિયાત બનીને બેઠી હતી, અને બ્રાહ્મણ ધર્મ અભડાઇ ન જાય તે માટે, તમામ માનવ મૂલ્યોને અંદર પ્રવેશવાની, મના પૂકારતી હતી.

ત્યારે પેલું અનંતકાળનું યશસ્વી ટાંકણું ક્યાં જતુ રહ્યું હતું ? તેજપુંજમાંથી નિતરતી કલાની પિંછી કયાં છુપાઈ ગઈ હતી ? દૂર પૂર્વના, એ મહાન બાંધવદેશના ઉંબરાપર ઉભો ઉભો, કલાકાર રૂદન જેવી બાંગ પૂકારતો, બંધ કમાડ પાછળની કલા સૃષ્ટિનાં દર્શન ઝંખતો હતો.

"મને કોઇ છેતરી શકતું નથી, મને કોઇ છેતરી શકયું નથી, તમારાં સંકુચિત વૈરાજ્યો કે, અશ્વમેધ કરનારા ધર્મરાજાઓ !"

"કોણ તુ !"

"હું મોત !" સૈકાઓ સુધી, માનવજાત સામે કાવતરાં કરનારી ઘટનાઓ ભેગી સંસ્કારની પિંછીઓને પણ મારે સુવાડી રાખવી પડી છે !"

ટાંકણાં અને પિંછીઓ આઘાત પામીને, લોમભિતરમાં ભંડારાઇ ગયાં. ત્યાર પછી ઘણા સૈકાઓ પછી કલાજીવ



નામનો એક અંગ્રેજી સાહસિક છોકરો, આ ભૂમિપર અંગ્રેજી હકુમતનો અંગ્રેજી કાનુનનો વહીવટ કરતો હતો. કાળાં માનવોની ગરદનપર, ગોરા માનવનો અસહ્ય ભાર લદાતો હતો. આ બોજા નીચે કચડાયલો, દબાયલો, રિબાયલો, ભારતનો આત્મા, 'ડંખ-મિલયન્સનો' અવાચક આત્મા બની ગયો. ત્યાર પછી જાણે નિરક્ષર પડેલા આ વિરાટ માનવની જીભપર કોઈવાર અક્ષરો ઉઠયા જ ન હોય તેમ તેને મેકોલે નામનો એક શાહીવાદી માસ્તર અંગ્રેજી જબાનની ગળથૂથી ઘૂંટાવતો હતો, તથા આ શાહેવાદી હાકેમ, ગુલામ બનીને પોતાના પગ પાસે પડેલી આખા એશિયા અને આફ્રિકાની મૂર્છા પામેલી માનવતાને સંસ્કારની લલિત કલાઓ પણ એકડે એકથી જ શિખવવાના ખતરાનો આ મહાન ખંડો પર અમલ કરવાનો અભિનય કરતો હતો.

સાંચી અમરાવતી અને અજન્તાનાં, ભંડારીયાં હજુ અણઉઘડયાં હતાં. સિન્ધુ અને રાવીનાં નગરો હજુ હમણાં જ ખોદાવા માંડયાં હતાં. માનવજાતને સંસ્કારના કિંમતનો વારસો દઈ ગએલી પ્રાચીનતા, આ પ્રદેશોનાં ભૂમિતળ નીચે, કે પર્વતઘરનાં ગુફા ઘરોમાં કે નિબીડ અરણ્યોની અભેદ બનેલી દિવાલો પાછળથી, બહાર નીક-

ળીને, ચરોપપર નવા ઉગતા સંસ્કારનાં શિલ્પો, અને ચિત્રોને, હવે આસ્તે આસ્તે કહેવા માંડી હતી કે;

"અમેજ તમને સેવ્યાં છે. અમે ક્રૂઝેડોનાં લોહીનાં નાવણમાં અગ્નિ પરિક્ષાઓ પસાર કરી કરીને, તમને જણ્યાં છે. તમે અમારાં ફરજંદ, અમારી જેમજ ધર્મનાં રૂપ ધરી ધરીને, માનવ શિલ્પ અને ચિત્રો નિપજાવવાં માંડયાં છે પણ........

પણ શું ? યુરોપનો મધ્યયુગ, માનવજાતની સંસ્કૃતિનાં, આ, માતા-પિતાઓને પૂછતો હતો

માનવજાતનો પ્રાચીન સંસ્કારનો જીવતરના સ્મિતભર વ્યવહારનો આ પ્રાચીપ્રદેશનો માતાપિતામહ, યુરોપીય મધ્યયુગના પોતાને જ સાંપડેલાં, સંસ્કાર ફરજંદને, શિખવતો હતો કે;



અમારા ભારહુટના, સાંચીના, અમરાવતીના, અજન્તાના ચિતારાઓએ ચિતરલાં, દેવદેવીઓ, રાજારાણીઓ, રાજન્યો,

ગોપ ગોપીઓ, દેખીને, તમારી પિંછીને પકડતાં શિખો, તમારાં ટાંકણા પર માનવતાની રેખાઓને મઢતાં શિખો, તમારાં શિલ્પને ઘડતાં શિખો!"



" આસ્તેથી તમારા ઘુમ્મટોને ઉંચા લેતા જાવ! તમારી કમાનોને વધારે ને વધારે અણિદાર બનાવતા જાવ! તમારા ઇસુઓને અને ફિરસ્તાઓને, સાધુઓ અને સંતોને વધારે પડતાં ઉંચાં નહીં આલેખો અને તમારા જીવતરમાંથીજ દાન્તેએ ચિતરેલા, નરકાગારને પાછું હટાવવા તથા તમારે ત્યાં ધર્મ જાલિમોએ, માનવોને જીવતા જલાવી દેવાની સળગાવેલી લાખલાખ હોળીઓપર અને ચિતાઓના ચિત્કારપર, શિતલ જલ છાટવા, તમારાં શિલ્પો અને ચિતારાઓના ચહેરામાં, સ્મિતની રેખાઓ ચિતરો! જીવન વ્યવહારમાં નિતરતા, વિષાદ અને ઉદ્વેગને જ ચિતર્યા કરવાને બદલે, તેની અંદર સ્મિતની રેખાઓ મેળવી દો, અને માનવ વ્યવહારને આ પૃથ્વી પરના જ જીવતર સાથે સ્મિત કરતો બનાવી દો!"

માનવ જીવતરના, એ એકના એક સંસ્કાર મૂલ્યની સાચવણી કરી રાખનારા, કળાના આત્માને એશિયા આફ્રિ-

કાની, ચીન-ભારત અને ઇજીપ્તની ભૂમિએ વિશ્વના સંસ્કારના વારસામા દેવા માડયો.

એશિયાએ અને આફ્રિકાએ યુરોપને ઉત્થાન યુગ દીધો.

યુરોપને ઉત્થાન યુગ દેવા એશિયા અને આફ્રિકાના મહાન રાષ્ટ્રોના ડહાપણને,વિજ્ઞાનને, કલાને,અને સાહિત્યને



પચાવીને, તેમાથી પ્રાણની સમશેર ઘડીને, અર્ધ ચંદ્રકની રોશનથી ઝળહળતો, જીવન ઘટનાનો ગૌરવશિલ આકાર અરબસ્તાનની ધન્ય ધરતીપરથી, આરબોની અદની માનનતામાથી, ઉભો થઇ ગયો અને જન્મતાની સાથે જ આ મહાન માનવ મૂલ્યના આકારે ઘાષણા કરી કે બધા દેવલાઓ ખોટા છે અલ્લાહ એક છે અને તેનો આદેશ છે, "એસલામ!"

દુધ-દહી, વનસ્પતિ ફળફૂલ, ઘેટા બકરા, અને બાળક બાળકીઓના તથા અશ્વમેધ અને નરમેધ વાળા પૈશાચિક ભોગ લેતા, દેવતાઓને પડકારતો, અને એક અલ્લાહના

નામમા, જ્ઞાન–વિજ્ઞાનના વ્યવહાર પર જીવતરની શાંતિને પોતાની રણહાક બનાવતો, અરબસ્તાનનો ભરવાડ માનવ, ઉંટ પર ચઢીને જેહાદ પૂકારતો, વિશ્વ ઈતિહાસની આગે



કૂચનો ઈસ્લામનો ઝડો ધારણ કરતો હતો, અને ઇરાનની જુન્ડીસપુરમા બેઠેલી જુના જગતની શહેનશાહતને ઈસ્લામનો રાજદુત નુતન જીવતરનો સંદેશો આપવા દરબારમા દાખલ થતો હતો.

"તમે જંગલીઓ, અરબસ્તાનના રણવગડાના ભરવાડો!" ઇરાનનો શાહ અટ્ટહાસ્ય કરતો કહેતો હતો પણ દુત શાંતિથી સમજાવતો હતો, "આપ નામદાર કહો છો તે ગઈ કાલે અમારે માટે સાચું હતુ પણ આજે અલ્લાહે અમારે ત્યા પયગંબર મોકલ્યા પછી અને જગતનું ઉત્થાન

કરવાના એક એવા ઈશ્વરના સંદેશાનો અમારે અમલ કરવાનો હોવાથી હું આપ નામદારને, અમારા ખલીફાવતી સંદેશો દેવા આવ્યો છું, આપ તેનો સ્વીકાર કરો નહી તો."

"શો સંદેશો લાવ્યો છે તું!"

"કે અલ્લાહ એક છે. દેવદેવીઓ ખોટા છે મુર્તિઓને ભોગ ધરાવવા બંધ કરીને, માનવી માનવી વચ્ચે શાંતિનો જીવનવ્યવહાર સ્થાપવા, જ્ઞાન વિજ્ઞાનની આરાધના કરો અને ગુલામોને છુટા કરો સ્ત્રીઓના બુરખા નાબુદ કરો અને રાજાઓની ચુંટણી કરવાનો અધિકાર લોકસમુદાયને આપો એથી "એસલામ" એટલે જીવન-વ્યવહારમાં પરસ્પરની બંધુતાવાળો શાંતિવ્યવહાર અથવા 'ઇસલામ' સ્થપાશે."



ભારતીય ભૂમિપર, શુદ્ધોદન ગણપતિને ઘેર, શાક્યોના ગણતંત્રની છાયા નીચે, ગળથૂથીમા લોક શાહીનો ગુંજારવ ઘૂંટીને ઝગમગી ઊઠેલો સિદ્ધાર્થ હિમાલયની તળેટીમા કપિલવસ્તુની જીવન ઘટનામા, જોબનવંતા રંગરાગ પર નારાજ થઈને મધરાતે ઊઠી જઇને મહાભિનિષ્ક્રમણ કરી ગયો હતો



ત્યારે રસ્તે રસ્તે ગુંગનાદ આનંદ પામતો કહેતો હતો, "ભલે જતો એ, ગણતંત્રમા એકલા સમાન શાક્યોના, પણ ગુલામોની યાતનાઓપર નભતા ધરસ સારમા ખોવાઇ ગયેલો એનો જીવ શોધવા, ભલે જતો એ!"

એના મોત પછી પણ ભારત ભોમ પર એનો આત્મા રહી ગયો. ધરતીના સંસ્કાર જીવને

ગૌતમનું નામ ધરીને ન્યાયસમતાનો મંત્ર બોલ્યા કર્યો.

ભારતીય ભૂમિનો એકથી બીજો છેડો, પ્રકાશના રંગો ભરીને, ગૌતમે ઉચ્ચારેલી રેખાઓ વડે એશિયાભરમાં સંસ્કારની પિંછીવડે જીવનના નૂતન રૂપનાંમૂલ્યો આલેખતો હતો તથા જનેતા પોતાના ફરજંદને ન્યાયસમતાનાં



અમીપાતી આનંદતી હતી. પછી એક સંત સમ્રાટ આ બધા સંસ્કારોનું ધર્મ શાસન રચવા, અનેક સ્તંભો પર સરસ્વતીનાં ચિત્રો આલેખવા, સંસ્કારના શબ્દો-થી શિલાઓ મઢી મઢીને આ ધરતીપર રોપી દેવાનાં ફરમાન કરતો હતો.

પણ મરણ પામતા અશોકના શોકનો પાર હતોનહિં. તથાગતે તો સંઘમાનવના જીવન્ત વ્યવહારના તખ્તાપર જીવનની કલાકૃતિઓ કોતરવાનું કહ્યું હતું અશોકના આથમી જતા જીવન સામે, શિલાના સ્તંભો કંપી ઊઠતા હતા. અશ્વમેધ અને નરમેધ કરનારા બ્રાહ્મણ ધર્મના શિવ શક્તિના સંહારક પડછાયા આ શિલાસ્તંભોને હચમચાવી નાખતા,

આ ધરતીપર જીવતરનો મેઘ માંડતા હતા. અને ન્યાય સમતાની જીવનકલા, સંઘને સુપરત થવાને બદલે સ્તંભોપરની કોતરાયેલી આજ્ઞાઓજ બની ગઈ હતી એટલે જીવનકલા પોતાનું રક્ષણ કરી શકી નહીં. ત્યારે ભારતની દક્ષિણ દિશા તરફના પર્વતોમાં સંતાઇ જવા, એક પીંછી, એક ટાંકણું અને રંગ રાગનું પોટલું સંતાડતો, તથાગતની સૌરભને ઘૂંટી રાખતો, એકે શ્વાસે, ભાગતો જતો કોણ હતો એ?



પ્રકાશના યુગની એ ચિત્રલેખા હતી. કોઇ અંધારી ગુફામાં, કોઇ,અજ્ઞાત પર્વતનાં ભીતરમાં કોઈ અજન્તામાં, ઊતરી જઇને, પોતાના અંતરમાં હતાં તે બધાં ચિત્રોને, સંઘરી રાખવા એ ભોમભિતર ઊતરી પડતી જીવનકલા અહીં અલોપ બનતી હતી.

આઠ સૈકાઓ સુધી અહીં અજન્તાની દુનિયાની દિવાલો-પર અંધારામાં આવા આકાર નિપજાવતો આ દુનિયાના અંધકારમાં એક સંઘ કલાકાર ફરતો હતો. એની પીંછી વડે

એ રેખાઓમાં રંગ પૂરતો હતો. રૂપ રૂપની કળિકાઓના



પ્રકાશને ફેરતો મહાન બોધિસત્ત્વ અજન્તાની દુનિયાનો કલાગુરૂ હતો. એ દુનિયામાં શ્યામ અપ્સરાઓ હતી. અહીં સરઘસ નીકળતાં હતાં. પ્રેમીઓ પ્રેમ કરતાં હતાં. હાથીનાં બચ્ચાં કિલ્લોલતાં હતાં. હરણાં ને જલપંખીઓ લલિત લીલામાં સ્વપ્ન જોતાં હતાં.

જીવનના જનન અને મરણ પાછળ, પ્રણય ઘોષનું મૌન ધરેલો બુદ્ધ બધાં ચિત્રોનો અહીં ચિત્રપટ બનીને શાંત જિંદગાની જેવો ચમકતો હતો.

અહીં કોઈ તંગ દશામાં હતું નહિ.અહીં કોઇ અંગત બનીને સંતાડતું નહોતું. અહીંનાં જીવનરૂપોમાં જિંદગી



સહજ બનીને વહેતી હતી આ કલાધરનો અધિકાર આયુધ ધરેલો હતો નહિ જિંદગીનો સર્જનવેગ અહીંનો અધિકાર બન્યો હતો

"આવી પહોંચશે એ," બોલતી કોઈ ચિત્રલેખા, અખંડ મૌનને વરેલી છતાં, અંગ પ્રત્યંગમાં હાક જગવતી, કલાકારની રાહ દેખતી અનિમેષ બનીને ક્ષિતિજની આર પાર દેખતી હતી



"મેં જ આલેખી છે એને, અને એણે મને!"

અજન્તાની દુનિયામાં એ કોનો અવાજ હતો! છેવટે પકડાઈ ગયો એ, અજન્તાની

દુનિયાનો ચિનારો ! "અજંપા જેવો તું, યુગયુગની નિશામાં પણ, મો જંપી જાય છે ત્યારે, ચૂપ ચાપ શું ચીતર્યા કરે છે !"

"કોઈ જંપી જતું નથી. જીવનને જંપ નથી કદી અજન્તાની દુનિયાની આ વણઝાર, ચીતરું ચીતરું ત્યાં તો નવાં નવાં રૂપ માગતી, આગળ ને આગળ વહ્યા કરે છે હું, એની પગદંડીને પકડી રાખતો મારી પીછી અને રંગનું કુંડું લઈને . . ."

"તારી ઉંમર, કલાકાર ?"

"આઠ સૈકાઓથી ચીતર્યા કરતો હોઈશ, હું, અને કોણ છે, તું !"

"હુ તો ગોવાળિયો છું. બિલકુલ અદનો માનવ !"



પેલા કલાકારનું હાસ્ય ગુફાઓએ ઝીલી લીધુ, "જો પેલી દિવાલપર !"

"એ તો હું જ" ગોપાલે બૂમ પાડી, અને પેલી મારી બહેન છે વિશાખા,"

"ગોતમે તમને જ પુકાર્યાં તા, સઘને પુકારનાર, જો પેલો બોધિસત્ત્વ બેઠો !"

"ત્યારના તમે અહીં છો !"

"ત્યારનું સૌ અહીં છે સૌને ધારણ કરવા

વાળી આ ધરતી, જો, પેલી શાણીને કહે છે, શમીજા દીકરી, હવે સૌને ધારણ કરવાવાળો સંઘ નવાં રૂપ ધારણ કરતો, આજે પ્રકાશની આરાધના કરતો, જીંદગીનું અંધ વહન કરવાની અને બોજાવાહી બનવાની, ના પાડતો. જીવતરનો સંસ્કારી વહીવટ કરનારો શાસકસંઘ બનવાની નેકી પૂકારે છે.'

"જો પેલી ચિત્રલેખા, કોની રાહ જોઈ રહી છે! તારી અદના માનવની, નહિ તો બીજા કોની? જો, આ બોધિસત્ત્વ કોનું ચિંતન કરતો આવાહન કરે છે? સંઘ માનવને નહિ તો કોને પુકારે છે એ.! અને, હું, મારા અંતરની બધી રેખાઓ અને રંગ, તને નહીં તો કોને, સોંપી શકું તેમ છું!....ભલે આવી પહોંચ્યો તું!"

"હું, મને તો ધક્કો મારીને પેલા લઈ આવ્યા છે, ગોરા શિકારીઓ સૌનો શિકાર ખેલવા દોડયા આવે છે, અને હું, આ ગુફામાં પેઠો છું ચિત્રકાર, ચિત્કાર કરી ઊઠયો છે, આખો જનપદ!"

"જનપદમાં, કાળનો કેટલામો ડંકો બજે છે, ગોપાળ?"

"ઓગણીસમો શતક અડધો વહી ગયો છે, અને ઉપર સાત વરસ વહી ગયાં છે."

"તો તો સમય થવા આવ્યો. શાહીવાહનાં, શિકારી રૂપ હવે આ ધરતીપરથી ભૂંસાવા માંડશે. જો, તારી પાછળ પડેલો શિકારી આભાસ પણ તારી પાછળ આ અજન્તામાં ઊતરે છે."

"એજ, એ!" ગોપાલ કંપી ઊઠયો.

"કોણ છે તું!' કલાકારે પૂછ્યું.

'મેજર ગીલ મારું નામ છે"

"ભલે આવ્યો તું, સમય થયોને, આવી પહોંચ્યો તું, પણ! ઇતિહાસના આલેખન–રૂપમા તારી પણ રેખાઓ, એક સૈકામા ચીતરાઇ જશે અહીં, અને પછી નવું રૂપ ધરનારી ધરિત્રીના આ ફલક પર, રેખાઓ અને રંગ બની ગયેલાને તને, નૂતનભારતનું બાળજીવતર જોશેને, કહેશે, "શાહીવાદી સમયનો આ માનવ એકવાર જીવતો હતો અહીં"



ઇસ્લામનો સંસ્કાર ઝંડો પારસિક સંસ્કૃતિમાં આવી પહોંચ્યો. ઇરાનના ઉંબર પ્રદેશપર યરોપમાં ઉગવાના

ઉત્થાનનો પહેલો મોરચો ત્યાં નખાયો. વિશ્વ–ઉત્થાનના આ ઉંબર પ્રદેશપર પૂર્વની પંડિતાઈ, ચિંતન, વિજ્ઞાન, કલા, બધું જ એકઠું થઈને ઈસ્લામનું રૂપ ધરીને બેઠું.

ઉષઃકાળ જેવો આ સમય ઉષઃકાળની સંધ્યા જેટલો જ ટુંકો હતો. થોડાક સૈકાઓ સુધી જ અરૂણોદય પહેલાંની લાલ ઉષ્મા અહીં પ્રકાશી ઉઠી, અને પછી જેમ જીવતર ચંચળ બનીને ચાલ્યું જતું હોય છે તેમ, સંસ્કાર વારસાનો વિશ્વ ભંડોળ વધારે પ્રકાશવા, પશ્ચિમ તરફ ચાલતો દેખાયો.

આરબ ભરવાડોનો, ઈસ્લામ આ ઉષઃકાળના વાહક અરૂણ જેવો, સંસ્કૃતિના ધામ બનેલા પારસિક પ્રદેશપરથી ઉપડવા અધીરો ઉભો. કેવો રમ્ય આ પારસિક પ્રદેશ હતો ! જીવતરનો નિષેધ કરનારી બધી અટકાયતોનો નિષેધ કરતો, વિહરતાં માનવોનો, કલ્લોલતાં પંખીઓનો, ખુશનુમા હવામાનનો, કલકલતાં ઝરણાંઓનો, મનરંજન વનરાજીઓનો અને, જ્ઞાન–વિજ્ઞાનની પ્રજ્ઞાની પીઠ બનેલાં અનેક વિદ્યા ધામોનો અહીં એક અને અવિચ્છિન્ન એવો ગુંજારવ મહેકી ઉઠયો હતો.

આ બધી સૌરભનો ઘડયો હોય એવો, મુક્ત જીવતરનો કલાકાર ઉમર, અથવા ઉમર,–બેન, ઈબ્રાહીમ–ખયામી, ના લાંબા નામવાળો, તંબુ બનાવનારા એક ઇરાનીનો, પારસીક દિકરો, ઉમર ખયામ, ઉષઃકાળના જ ઉંબર પર, અંધકારને ઉશાડી નાખે તેવો પ્રણવ મંત્ર અથવા પ્રયણમંત્ર લલકારતો હતો. ×

અને કહેતો હતો કે, " ઉઘડો, ઉઘડી જાવ, ઓ

× "Awake ! o morning, the Bowl of night
Has flung the Stone that puts the
stars to Flight."



ઉષાના દ્વાર, કુકડો કમાડ પર પૂકાર કરે છે ...અને તમને ખબર છે કે અમારો મુકામ બહુ ટુંકો છે અને વિદાય પછી, પાછા આવવા પણું, ન પણ હોય !"*

* And, as the cock crew, those who stood before,
The Tavern, shouted " Open the door
You know how little while we have to stay
And once departed may return Nomore"

કોઇ પારસિક ચિતારો હતો શું, આ ઉમર ખયામ! એ ચિતારો નહોતો, જીવનની ઉષાનો કલાકાર હતો. એના શબ્દે શબ્દે માનવીની મુક્તિનાં ચિત્રો ચિતરાતાં હતાં. અને વનપંખીઓના કિલ્લોલ ભેગી કુદરતની જીવન સૌરભના રંગો રચાતા હતા.

પ્રાચીન પૂર્વ દેશોનો ડહાપણનો નિચોડ જ્યાં એકઠો થવા માંડયો હતો ત્યાંના, કેરો, એલેક્ઝાંડ્રિયા, જેરૂસલેમ, બાલબેક, એલેપો, ડામાસકસ, મોસુલ, એમેસીઆ, ટુસ, નિશાપુર અને બગદાદ નામનાં નગરો, ઇ. સ. ૧૦૦૦ ની ઇસાઈ સાલ મુબારકમાં પોત પોતાના વિદ્યાધામોથી ઓપી ઉઠયાં હતાં. આ વિદ્યાધામો જ્ઞાન વિજ્ઞાનની મોટી યુનીવરસીટીઓ ધરાવતાં હતાં. આ વિદ્યાધામોમાં સેંકડો વિદ્યાર્થીઓ માટે દરેકમાં મોટાં છાત્રાલયો હતાં અને આ છાત્રાલયોમાં છાત્રો માટે ઉત્તમ ખોરાક, પુસ્તકાલયો તથા સ્નાનાગારો, દવાખાનાં વિગેરેની સગવડો મફત હતી. આ વિદ્યાધામોના અધ્યાપકોમાં શેખા નામની એક વિદુષી અધ્યાપિકા પણ પુરૂષ સમોવડા જ્ઞાનની ધારણ કરવાવાળી હતી.

આ બધાપર ઇસ્લામનો સંસ્કાર ઝડો ઉષઃકાળનું એંધાણ આપતો હતો. આ સંસ્કાર કાળના ઇસ્લામી સ્પેઇનના નાનકડા પ્રદેશ પર જ સિત્તેર મોટાં ગ્રંથાલયો હતાં.

આ સમયની જીવનકથાઓમાં, ઈબ્ન–અલકીફ્તીએ ચારસો ચૌદ ચિંતકો અને વૈજ્ઞાનિકોની જીવનકથાઓનો ગ્રન્થ લખ્યો હતો. ઇબ્ન–આબી–ઉસબીઆએ, ચારસો વૈદોની જીવનકથાઓ લખી હતી અને મહમદ આવફીએ ત્રણસો પરશીયન કવિઓનો એક ' એનસાઇકલોપીડીયા ' લખ્યો હતો.

યરોપને જેણે, યરોપીય ઉત્થાનનો વારસો દીધો હતો તેવો આ વિશ્વ ઉષાઃકાળની જીવન સંધ્યા જેટલું જીવેલો, પારસિક ઉંબર પ્રદેશનો ઓમર–ખયામ, એક મોટો ખગોળ શાસ્ત્રી અને મહાન ગણિત શાસ્ત્રી હતો ઈ. સ. ૧૦૩૮ માં નિશાપુરમાં એ જનમ્યો હતો. ફ્રેંચ ભાષામાં, એનું એલજીબ્રા ઇ. સ. ૧૮૫૭ મા ભાષાંતર પામ્યું અને યરોપ ખુશ થઇને એલેજીબ્રાનાં ઇકવેશનો ભણવા બેઠું. લીડન ગ્રન્થાલયમાં આજે પણ એનો લખેલો, યુકલીડનો ગ્રન્થ મોજુદ છે

મલીકશાહે એને કેલેન્ડર સુધારવાનુ કામ સોપ્યું હતું અને એણે પારસીક કેલેન્ડરને અયતન બનાવતાં શોધ કરી કે, દર, ૩૭૭૦ વરસમાં એક દિવસનો સુધારો કરવો જરૂરી છે. આ શોધે, યરોપમા સ્વીકારાયલી, ૩૩૩૫ વરસે એક દિવસના સુધારાની હકીકતને આજે ખોટી પુરવાર કરી છે.

એવા ઉમર ખયામના પારસીક પ્રદેશને જીત્યાપછી ઈસ્લામની હીલચાલ, ધર્મ હીલચાલને બદલે વધારે મોટી વિજ્ઞાન હીલચાલ બની હતી.

આ હીલચાલના આગેવાન મહમદ પયગંબરે શિલ્પકલાની મના કરી હોવાનું મનાય છે. આ મના પાછળ, રખેને મુર્તિપુજાનો મલિન સંગ થઈ જાય તેવી બીક પણ હશે, પરન્તુ અરબસ્તાનના રણ વેરાનનમાં શિલ્પ કલાનું સ્થાનપણ નહીં જેવું જ હતું.

પણ અલ્લાહની યાદ જ્યા બાગ પૂકારતી હતી તેવી મસજીદો શિલ્પકલાના સૌંદર્યથી પછી મઢાવા માડી કલાનું રૂપ મઢવામા ઈરાન સૌથી મોખરે રહ્યુ.સોનેરી છાપરાવાળી, દિવાલોના સુદર કોતરકામ વાળી આરસના અનેક સ્તંભોવાળી નિશાપુરની મસજીદ ભવ્ય હતી પણ હીરાટની મસજીદની સુદરતા અદભૂત મનાતી હતી મુર્તિઓમાંથી મુર્તિપુજા તરફની બીકને લીધે ઇસ્લામના કલાકારોએ કલાનું રૂપ એકલા શણગારના સ્વરૂપનુ વિકસાવ્યા કર્યું, અને અનેક જાતની નકશીઓ કોતરાયા કરી.

એવો ઈસ્લામનો સસ્કાર, પૂર્વપ્રદેશોનું બધું સસ્કાર ધનનું નજરાણું ધરીને પશ્ચિમ યરોપના ઉત્થાનને આરાધતો ઈરાનના ઉબરાપરથી નુતન સંસ્કૃતિની જીવનસંધ્યા બનતો હતો પિરામીડોપરના પાચ હજાર વરસ કરતા, ઈરાની ઉંબરપરના પાચ સૈકાનો સમય પશ્ચિમના ઉત્થાનનો, સૌથી મોટો કલાગુરૂ બનીને,ઉમર ખયામના કવનમા કહેતો હતો,



" દિલને દિલાવરબનાવીને, આપારસિક ખંડમાં જીવન વસંતને અમે ઉજવી ઉજવીને, ઉજવણી એ ઉજવણીએ, અમે, ધરતીના અંતરમાં ઉતરતાં જઈએ છીએ, અને કોને માટે. તમારે જ માટે અમારાં જીવન વાહન મૂકતાં જઈએછીએ."*

* "And we, that now make merry in the Room
They left, in summer drecses in new Bloom
Ourselves must we beneath the Couch of Earth
Descend,ourselves to make a Couch-for whom!"

એક સીઝરના, એક ગેર કાયદેસર ફરજંદ, નામે કોન્સ્ટેન્ટાઈને, સર્બિયાના એક વીશીવાળાની દીકરી સાથે


" ગીઓટો "

પરણીને, રોમન શહેનશાહતની બાદશાહત ધારણ કરીને, ઈસુની બાધા રાખીને એક યુદ્ધ જીત્યા પછી ઇસાઇ ધર્મને શહેનશાહતનો ધર્મ બનાવ્યો. પાંચમા સૈકામા, એણે પોતાનું પાટનગર, બાયઝેન્ટિયમમા, સ્થાપીને, એ નગરનુ નામ, કોન્સ્ટેન્ટિનોપલ પાડયું. છતા પણ કોન્સ્ટેન્ટિનોપલમાં, શિલ્પ કલાનું જે સ્વરૂપ આલેખાયું તેનું નામ તો બાયઝેન્ટાઇન, કલાશૈલિ તરીકે જ મશહૂર બન્યું, અને પછી એ રૂપ આગળ વધવા લાગ્યું.

પ્રાચીન જગતની ચિત્રકલા પૂર્વમાં અને ખાસ કરીને ગ્રીસમાં દીપી ઊઠી. માનવીના શરીરનું સૌંદર્ય–મૂલ્ય ભારતીય કલા કૃતિઓ અને ગ્રીસની કલામા આલેખાઈને રોમ તરફ ગયું. પછી બાયઝેન્ટાઇન કલાયુગે ચિત્રકલા

પર પણ પોતાની અસર પાડી. એ યુગની ઇમારતોમાં ધર્મકથાઓનાં ચિત્રો ઊભરાયાં. ગ્રીસની માનવીની સૌંદર્ય-કલા, ઇસાઈધર્મની વંડીઓમાંની ચિત્રકલાની અંદર, ધર્મના કેદખાને પૂરાઇને માનવીના જીવનવેગને કયાં સુધી ગુંગળાવ્યા કરતી હતી.

પણ ઇસાઇ જમાનાની ચિત્રકલા, આ ગુંગળામણમાથી સંત ફ્રાન્સિસની જિંદગીનો ટેકો લઇને મુક્ત બનવા લાગી. ઇસુને એણે સંત માનવ ગણીને બાથમા લીધો. એણે પક્ષીઓના ગીતોના તાલ સાથે ગાવા માડયું. એણે ધરતીને માતા કહીને પુકારી તથા, ધરતીપરના પુષ્પો અને પંખીઓને પોતાના પ્રેમમા વીંટી લીધાં. ઇ. સ. ૧૨૨૬ મા, એસોસીમા સંત ફ્રાન્સિસના સ્મરણમાં એક ઇસાઈ દેવળ ચણાયું એ દેવળ નૂતન ચિત્રકલાની પહેલી નિશાળ બની. આ નિશાળમા ચિત્રકલાએ માનવીની લાગણીઓને ચીતરવા માડી.

ચિત્રકલામા, લોકજીવનની પીંછી લઇને કૂદી પડનાર ગિઓટોએ, જૂના જગતના અંતની અને નૂતન જગતના ઉત્થાનની આગાહી આપી ગિઓટોએ લોકજીવન તરફ નજર નાખીને, ગરીબાઇ પર કવિતા લખીને પહેલીવાર, દંભની રેખાઓને દૂર કરવાનો તથા અદના માનવીને ચીતરવાનો ઉદ્દગાર કર્યો.

એણે, છાપાના ખબરપત્રોની અદાથી, ઇસાઇ ચિત્રોમા અગત્યની બાબતો બહાર આણી અને નજીવી બાબતો પડતી મૂકી. એણે જીવનની ક્રિયાઓને બોલતી બનાવે તેવી રેખાઓ

ઘડીને જૂનો જમાનો વિદાય લે છે અને નવો જમાનો આવે છે, એવું એ ધાણુ આપી દીધું.

પંદરમા સૈકાએ, એ કલાકારની કલાને નૂતન માનવનું રૂપ સજીને, નૂતન યુગનું નિશાન આપીને, ઉત્થાન યુગનો ઝડો ફરકાવવા ધરતી પર દેખાવા દીધી. આ કલાકારે,વૈજ્ઞાનિક શોધખોળનો મિજાજ ધારણ કર્યો હતો, તથા જે જગતમા આપણે જીવીએ છીએ તે નૂતન જગતની નજર સાથે અંધારા જગતમા પ્રવેશ કર્યો હતો

મધ્ય યુગનું જગત ત્યારે એક બિહામણુ કારાગાર બન્યું હતું. નગરોના દેહ સંકોચાઇ ગયા હતા અને ખાઈઓ તથા વંડીઓથી વીંટળાઈ ગયાહતા. રજવાડાઓ એ અંદર અંદરની યાદવાસ્થળીઓ ખેલવા માડી હતી શ્રમ માનવ હાડપિંજર જેવો ગુલામ ખેડૂત બન્યો હતો મરકીઓ અને ભૂખમરો નરકાગાર બનેલી પૃથ્વીને ભરખી જવા માડયા હતા, અને જ્ઞાનવિજ્ઞાનના રૂપોપર રજવાડી ઈસાઈ ધર્મની સમશેર ક્રુર બની હતી.



સંસ્કૃતિની કલાઓ પણ આ મૃત્યુનાચ નીચે કચડાવા મંડી. જીવનમાથી માનવબંધુતા કથળી ગઇ, અને આત્મઘાતના ધર્મોએ માનવીના ભોગ લેવા માડયા. નરકાગાર જેવા દેવળોના મિનારાઓ જ એકલા ઊંચા વધેલા દેખાયા શિક્ષકો આ ધરતી પરથી અલોપ થયા. પુસ્તકો ગુમ થઇ ગયા કે સળગી ગયાં. સંસ્કારની ચિત્રલેખા જકડાઈ ગઇ સહચાર અને સહકાર નામશેષ બન્યાં જીવતરનો વ્યવહાર જોખમાઇને, જખ્મી બનીને, જર્જર દેહ ધરીને સૈકાઓ સુધી આ ઈસાઇ ધર્મના નરકાગાર પર ભય ધરેલી નજરથી કંપી ઊઠયો.

પણ ત્યારે જમીન ખેડતો અને હાલી ગુલામ બનેલો કિસાન, વેપારીની આગેવાની નીચે સૌથી પહેલો ઊભો થયો અને એણે યુરોપ આખાને હચમચાવી નાખીને, સૈકાઓની ઊંઘ ઉરાડી નાખે તેવી જીવનની હલચલ જમાવી અને મધ્ય યુગના અંતની યુગહાકલ પુકારી. "જેવું સ્વર્ગમા છે તેવું જ પૃથ્વી પર માનવ માત્રનું સમાન રાજ ઉતારો !"



રજવાડી નરકાગારની ધાર્મિક વંડીઓ પાયામાથી હચમચી ઊઠી ઇટાલીના એસીસી નગરમા જાણે આ યુગહાકલથી જ ઝબકીને ફરીવાર પુકાર કરતો હોય તેવો નેઝેરેથ ગામના લુહારનો શ્રમ-માનવ દીકરો ઇસુ, નવો જન્મ પામતો જાગી ઊઠયો હોય એવો દેખાવ, ઇટાલીના અમ્બ્રિયાના મેદાન પરના એસીસી નગરની ખંડેર બનતી વંડીઓવાળા તૂટી પડતા મિનારાઓવાળા નગરચોકમા દેખાયો. ત્યા લોકોના મોટા ટોળામાં મોટેથી બોલતો એક

માનવી મોટા અવાજે કહેતો હતો.

કોણ હતો આ માનવી ? એસીસીના એક શ્રીમંત વેપારી પિયેટ્રોનો, એ, ફ્રાન્સિસનામનો દીકરો હતો. પીટ્ર



નામની એની જુવાન સ્ત્રી સાથે એ જાહેરમાં આવી પહોંચ્યો હતો. એને, મધ્યયુગમાં કચડાતી ચંપાતી અને સંહાર પામી જતી ગરીબ માનવતા પર અથાગ કરુણા પ્રગટી હતી આ કરુણાથી પ્રજળતો ગરીબ માનવનો ઘાત કરતા, ક્રૂર જીવન વ્યવહારનો ફિટકાર કરતો, એ બોલતો હતો,

"હું આનંદ ઉપભોગમા જુવાની પસાર કરવા માટે મારો પોતાનોફિટકાર કરું છું. પરુગિયાના યુદ્ધમા સમશેર લઈને સંહારમા ઊતરી પડવાના મારા અપરાધના ભાનથી જાગેલા પશ્ચાત્તાપથી હું સળગી રહ્યો છું."

આમ બોલતા એણે પોતાનો કિંમતી પોશાક શરીર પરથી ઉતારી ઉતારીને રસ્તા પરની ધૂળમા રગદોળાઈ જવા ફેંકી દેવા માડયો નગરશેઠનો આ નબીરો નગ્ન ઊભો અને બોલ્યો,

"જ્યા સુધી આ ધરતી ખેડતો શ્રમમાનવ નાગો ભૂખ્યો અને દુઃખથી સળગતો શોષાઇ મરે છે ત્યા સુધી આ શરીર પર હુ કદિ વસ્ત્ર પહેરીશ નહિ જેવો ઇસુ હતો તેવો જ હું, ગરીબ માનવ બનુ છું."

ત્યારે મધ્યયુગ અંત પામતો હતો અને નૂતન યુગ ઊગવા માગતો હતો જીવન વ્યવહારનું ઉત્થાન, સંસ્કારનું નવુ વસ્ત્ર માગતું ઊભું હતુ. મધ્યયુગના અંતપર ઊભેલા, આ સંસ્કાર માનવીની સાથે જ એની યુવાન પત્ની પીકા, સહચારિણી બની હતી ઉત્થાનના એક જ કિરણ જેવા આ માનવો, સદેહેજ, સંત બનતા હતા

એસીસી ધન્ય બનતું હતું.

અહીં જ્યાં સમશેરનું જ મૂલ્ય હતું, અહીં એસીસી આગળ જ, જ્યાં એકવાર હેનિબાલના હાથીઓ, મોતની જ્વાળાઓથી સળગતી શૂંઢો ઉછાળતા, રોમન માનવતાની વિશાળ છાતીપર ગોળ પગ ચાંપતા, માનવ જીવનને ધારણ કરતી પાંસળાંની પેટીઓના ચૂરા કરી નાખતા, આ ધરતીને, લોહી અને લોખંડની કરચોથી છાઈ દેતા હતા અને પછી નરકાગાર જેવું ઇસાઈ દેવળ, કારાગારની દીવાલો પાછળથી પાપીઓને જીવતાં સળગાવ્યા કરતું હતું, તેજ ધરતી આવા વેરાનમાં પણ સંસ્કારના બીજને સંઘરી રાખીને આજે ઉત્થાનનો પુકાર કરતી અદના માનવની યારી કરતી હતી.

સુવર્ણની તાકાત ધરેલી વેપારી માનવીની આગેવાની પામીને વ્યાપારી યુગમાં, માનવીનો આત્મા જાણે મધ્ય-યુગના ઓથારના રજવાડી ભારને પોતાની છાતીપરથી હડસેલી મૂકીને, પગભર થવાનો અવાજ પુકારતો હતો.

આ અવાજને ઈટાલીની ધરતીપર સૂંઘતો, એસીસીના વેપારી, પિયેટ્રોનો દીકરો ફ્રાન્સિસ, હવે અહીં હતો નહિ. યુરોપના બજારમાં એણે પાથરેલી માનવ સંસ્કારની સુવાસ માત્ર આ નગરને મહાન બનાવતી હતી. આ સુવાસનો શબ્દ અહીં ફ્રાન્સિસનું ગીત બન્યો હતો. આ ગીતનો ગુંજારવ લઈને વહેતાં જતાં ઝરણાંઓમાં અને કિલકિલાટ કરતાં પંખીઓમાં પણ આ ગીતનો પડઘો સંભળાયા

કરતો હતો. એ સુવાસને સુંઘતો, ફ્રાન્સિસના જીવનનાં ચિત્રો દોરતો એક ચિતારો આજે અહીં આવી પહોંચ્યો હતો અને આજસુધી કોઇએ નહિં દોરેલાં એવાં નવાં ચિત્રો દોરતો હતો.

ઇટાલીના, ફ્લોરેન્સ નગરની ઉત્તરમાં વેરિપગ્નાનો નામના ગામના એક ગરીબ ખેડૂતનો એ દીકરો હતો. એકવાર જ્યારે, એના બાપાના બીડમાં ઘેટાં ચરાવતો, એ એક ખડકપર એક બકરીના બચ્ચાનું ચિત્ર દોરતો હતો ત્યારે એક સીમાબુ નામનો ચિત્રકાર એને જોઇને આનંદ પામ્યો અને એના ગરીબ બાપ પાસેથી એને નોકરી કરાવવા વેચાતો લીધો. પોતાની ચિત્રશાળામાં આવેલા નોકર છોકરાને પેલા ચિત્રકારે ચિત્ર દોરતાં પણ શીખવવા માંડયું. ઈ. સ. ૧૩૦૫ માં, પછી સીમાબુ મરણ પામતો હતો ત્યારે, આ નવો ચિત્રકાર એને કહેતો હતોઃ "બાપુ, મધ્યયુગ હવે અંત પામે છે. હું માનવીની મહત્તાના નવાં ચિત્રો ચિતરવાનો છું."

આ નૂતન ચિત્રકારનું નામ જ ગિઓટો હતું. એસીસીના સંત ફ્રાન્સિસના એને સ્વપ્નો આવતાં હતાં. આ સ્વપ્નોને ચિત્રમાં જડી લેવા માટે, એની પાસે પાયો બનનારાં કોઇ ચિત્રકારનાં જૂનાં ચિત્રો હતાં જ નહિ. નૂતન જિવતરના માનવતાના નવા રંગો અને રેખાઓ એની અંતરની નજર સામે દેખાયાં તેવાં એણે ચિતરવા માંડયાં.

આ ચિત્રોમાં પિટર કે લ્યુક દેખાતા નહોતા; આ નૂતનચિત્રમાં માનવતા હતી અને એ માનવતા પર પ્રેમ કરનારો સંત ફ્રાન્સિસ હતો.

ગિઓટોના ફલકપર સંત ફ્રાન્સિસ પાછો જીવતો થઇ ગયો. આ ચિત્રોમાં અદનાં માનવો આવી પહોંચ્યાં. આ ચિત્રોમાં, કિલ્લોલતાં પંખીઓ ઊડવા લાગ્યાં. આ ચિત્રોની પછીત બનીને જેવી હતી તેવી કુદરત ધરતીના અનેક રંગો ધારણ કરીને શોભી ઊઠી.

ગિઓટોએ એસીસી, ફ્લોરેન્સ, પાડુઆ વિગેરે નગરોમાં આ નવાં ચિત્રોપર નવા આવતા જીવનને ચિતરવા માંડયું

નૂતન યુગના ઉત્થાનની આગાહી આપીને આ મહાન ચિતારો, પછી ૧૩૩૭ માં મરણ પામ્યો, અને પછીના કલાકારોને, માનવતાની યાદ આપીને, સંસ્કારનો સૌથી મોટો પદાર્થ પાઠ શીખવતો ગયો.





મધ્યયુગનો અસ્ત થવાના બધા નિશાનો ઈતિહાસની સીમામા દેખાતા હતા આથમતા યુગના હોલવાતા પડછાયા, સમયની સીમા પાછળ ઊતરી જવાની તૈયારી કરતા હતા યુરોપની ધરતી પર ઊગી નીકળેલા, કાળના રમકડા હોય તેવા ગોથિક ઇમારતોના રૂપો જેવા દેવળો પર નૂતન યુગના સીમાડા પર ગોઠવાયેલી નવી બનેલી તોપો નિશાન તાકતી હતી

મધ્યયુગના દોલતખાના બનેલા બ્રૂજિસ અને ઘેન્ટ નગરોની જાહોજલાલી હવે છાણી પડી ગઈ હતી રજવાડી વડીઓ તોડવા માટે, ધરતીના શ્રમ–માનવોની સેનાઓ ગ્ચીને નવો વેપારીયુગ મધ્યયુગની બધી ગોથિક દિવાલોને તોડી પાડતો હતો

ત્યારે નૂતન યુગનો નકશો ચીતરનારી પીંછી હવે "ઓઇલ પેઇન્ટિંગ" શોધી કાઢતી હતી. આ પીંછીને હાથમાં ધરીને, ઘેન્ટ નગરના જ બે ચિત્રકાર દીકરાઓ પહેલીવાર વંડીઓથી વીંટળાયેલા નગરના દેવળની દિવાલોની વચ્ચે એક ઈસાઈ ચિત્રની રેખાઓને નવા યુગના નકશાથી મઢતા હતા.

આ વિશ્વ-વિખ્યાત ચિત્રપર ચિત્રકાર તરીકેના નામ હુબર્ટ,વાનઈક અને જાન-ઇકનાં છે. આ ચિત્રને ૧૪૩૨ ના મે મહિનાના છઠ્ઠા દિવસે જાહેર માટે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

ત્યારના યુરોપપર, આ ચિત્રનો સંસ્કાર ઘડનારી પારિસનગરની વિદ્યાપીઠ સૌથી જૂની હતી પછીથી નિધરલેન્ડસમાં લોવેંની વિદ્યાપીઠ ૧૪૨૩માં ચિત્ર કલા શીખવવા માંડી હતી અને એજ અરસામા ફ્રાન્સની હકુમત નીચેના ફ્લેન્ડર્સમાં પણ ચિત્રકારો ચિત્રો ચીતરવા મંડયા હતા. હુબર્ટવાન-ઇક નામનો ચિત્રકાર, "અલ્ટર પીસ-ઓફ ઘેન્ટ"ના નામથી મશહૂર બનેલા એક ચિત્રનો ફ્લેમિશ ચિત્રકાર હતો. પંદરમો સૈકો આ ચિત્ર રચીને, રજવાડી કિલ્લેબ ધીઓ અને વંડીઓના નાશનો નવો જમાનો આવે છે એવી આગાહી કરતો હતો આ આગાહીનું ધર્મચિત્ર

નૂતન ઈસાઇ રૂપ ધારણ કરતું હતું. એક બે સૈકામાં જ આવી પહોંચવાના નવા જમાનામાં, ઇસુનું તંત્ર બનાવીને તેને પોતાના હાથમાં ધરનારો વેપારીનો ઉદ્યોગ યુગ, મધ્ય યુગના બધા રાજાઓનો હવે રાજા બનવાનો હતો.

આ ચિત્રલેખનમાં ઈસુને આ નવા યુગની શહેનશાહતનો રત્નજડિત રાજદંડ સોંપી દીધો છે ડાબા પડખા પર ઈસુને જન્મદેનારી કુમારિકા નૂતન યુગમા શોભે તે રીતે વાંચતી બેઠી છે. એની મુખરેખાઓ ઊંચા ગોળ કપાળવાળી બની છે. એની ખોપરીનો આકાર હવે ઇટાલિયન નથી રહ્યો. એનો આખો ચહેરો પહોળો થયો છે અને નસ્કોરાં મોટાં બન્યા છે. એની પીઠ પર ઊડતી વાળની લટોને ચારે બાજુથી સાધી લેતો એનો માથાપર શોભતો મુગટ, નૂતન યુગની જનેતાને વેપારી કાનૂનથી બાંધી દેતો દેખાય છે.

એક સમયનો, પેલો બળવાખોર, જોન-ધી બેપ્ટિસ્ટ પણ અહીં નૂતન રૂપ ધરીને વનરાજની અદાથી ઊભો છે આ ચિત્રકથાની બંને બાજુએ, દેવદૂતોની મંડળીઓ, ગાયક વૃંદ અને 'ઓરચેસ્ટ્રા' બનીને ખડી છે.

નૂતન યુગની આગાહીનો જીવનઝરો સૌથી આગળ ઊડતો દેખાય છે. અર્ધ ચંદ્રાકારે ઊભેલા પંડિતો આ જીવનઝરા પાસે ગોઠણભર થયા છે. ધર્મધુરધરો અને

ચિંતકો, યાત્રાળુઓ અને તપસ્વીઓ, આગળ વધવા ધસતા હોય છે. સૌની આગળ સંત ક્રિસ્ટોફરની જંગી પ્રતિમા બાળ ઇસુને ખભાપર ગોઠવીને આગળ વધે છે.

મધ્યયુગનો વાહક એને, મધ્યયુગને નૂતનયુગ તરફ હાંકે છે. આ વાહકની પગદંડી ઘણીવાર આગળ જ વધતી ન હોય તેવી ભારે લાગે છે, છતાં એ એના દેહનું વજન ઊંચકવાની અદાથી ભારેખમ રીતે આગળ વધે છે. આ બધી જિવતરની ચાલની ખાંધપર જમાનાનું વજન લદાયેલું છે એટલે એની મંદ ગતિ આળસુ જેવી પણ લાગે છે છતાં એ આળસ નથી, એ તો આસ્તે આસ્તે દમામભેર, વજનનો બોજ ઉંચકીને લચકાતી ચાલે ચાલવાની ઢબ છે.

મધ્યયુગની ચિત્રકળામાં એ અદાનું રૂપ નીતરે છે. આ રૂપ ધરેલાં વીરલાંઓના બાહુમાં તાકાત છે અને પગમાં ગતિ છે, પણ જેવાં ભેંશના શિંગના હલનમાં, હાથીની શૂંઢના ઝૂલવામાં, બળદના પગપરની ખાંધના ડોલનમાં ગતિનું રૂપ હોય છે તેવી છબી આ જીવનની ધરતીએ ધારણ કરેલા કિસાનરૂપની છે. વેપારીઓએ આ રૂપનો સોનેરી રૂપેરી સાજ સજ્યો છે ખરો, પણ ઘૂઘરમાળ બનેલા આ સાજનું શરીર હજુ ભારેખમ કિસાન જનલોકનું જ રહ્યું છે. આ શરીરની અંદરનું મન પણ ભારેખમ હળધરનું મન છે. આ શરીર–મન મોટા કિલ્લાઓના નાનકડાં રમકડાં જેવા કોટડાંવાળાં રૂપમાં જનમ્યું છે. જ્યા આ દેહનું હલનચલન થાય છે ત્યા અને આખીય પગદંડી પર, જીવનના બધા બોજા વહન કરતા પશુઓની કોઢની સૌરભ આવ્યા કરે છે, અને જાણે ઘડીક ઘડીકમાં કોઇ કેમેરાનું

પોઝ આપવા આરામના અભિનયથી ઢળતું ન હોય તેવું આ રૂપ આપમેળે ઢળતું અને લચકાતી ચાલે ઝૂલતું વહ્યા કરે છે.

પણ ધરતીપરના માનવજીવનનું ગુલામોની યાતનાઓ પર ધીખી ઊઠેલું, માલિક માનવોની ક્રૂર લીલા પર કંપી ઊઠેલું, એકવારની ગજબ ભવ્યતાનો નોખ બની ગયેલું, ગ્રીસ અને રોમન કાનૂનની નકશીવાળું ચિત્ર હવે પાછું હટી ગયું છે અને મધ્યયુગના અંધારાઘોરમાં પણ મરણ પામી જવાનો ઇન્કાર કરીને, કિસાન શ્રમ–માનવની ખાધપર ચઢીને જીવનનો જયકાર ગજવતું માનવરૂપ, નૂતન યુગ તરફ આગળ ધપે છે.

ત્યારે, જર્મનીમાં રૂહાઇન નદીપર પણ આ પગદંડી પર અવરજવર શરૂ થઇ ગઇ છે જ્યા આગળ રૂહાઇન નદી ઉત્તરમાં વળાંક લે છે ત્યાંજ ઉત્તરના સમુદ્ર તરફ નજર ગોઠવીને બેસલે નામનું નગર બેઠું છે. આ નગરપર થઇને માલ સામાનની વેપારી વણઝારો વહેવા માંડી છે. ઉત્તર જર્મનીનો દક્ષિણ લેટિન પ્રદેશો સાથેનો સહચાર બંધાયો છે. જર્મનીના જુવાનો, વેનીસમા ભણીને નૂતનજીવનની કારીગરી શીખીને સ્વદેશ આવે છે ત્યારે ત્યાંની ચિત્રકળાના નમૂનાઓ પણ માથામાં ભરી લાવે છે અને પછી વેનીસનું સંસ્કારરૂપ જર્મનીની કારીગર હવામાં ભળીને ઓછું સુસ્ત અને વધારે નૂતન પ્રાણવાળું દેખાતુ હોય છે.

એનું નામ ડુરેર છે. એનો બાપ હંગેરીમાં જનમ્યો હતો અને પછી નુરેમ્બર્ગમા આવીને, એક સોનાને ત્યાં



નોકરીએ રહ્યો ત્યારે ચાલીસ વરસની ઉંમરનો હતો આવ્યા પછી, એ હિરોનિમસ હોલપર નામના પોતાના સોની શેઠની પંદર વરસની દીકરીને પરણ્યો હતો. પરણ્યા પછી હોલપરની દીકરીને અઢાર સંતાનો થયાં, તેમાં આ ડુરેરનો નંબર બીજો હતો. ડુરેર પણ વેનીસ નગરમાં ભણવા માટે આવ્યો ઇ. સ. ૧૪૭૧ માં જન્મેલો આ જર્મન જુવાન સ્વભાવે ચિત્રકાર હતો એટલે નુરેમ્બર્ગમાં જ લાકડાપરનું કોતરકામ શીખીને તથા પોતાની વૃદ્ધ માતાની આબેહૂબ રેખાઓનું ચિત્ર દોરીને,



એ અહીં આવી પહોંચ્યો હતો. જેવું હતું તેવું જ રૂપ દોરનાર, આ નૂતન ચિત્રકારે શરીરની વાસ્તવતાના સત્યની રેખાઓમાં, પોતાની માતાના રૂપમાં, તે સમયની જનેતાના ચહેરાપર હતી તેવી સખત જીવનની બધી રેખાઓ આબેહૂબ બનાવીને અલેખી.

મધ્યયુગની એની માતા

અઢાર અઢાર બાળકોને જણવાની અને ઉછેરવાના,પિડા પામ્યા પછી પોતે જન્માવેલાં ફરજંદોને મધ્યયુગની યાતનાઓમાં જીવતા રહેવા માટે સોંપી જતી હતી ત્યારે, જમાનાની શહીદ હોય તેવી આ માતા, ગળી ગળીને, સુકાઈ જઈને ચિંતાના તાપમાં તપી તપીને હાડપિંજર બની ગઇ હતી.

એજ માતાનું ફરજંદ બનેલો આ ચિત્રકાર પોતાના પુરુષરૂપની તાકાતને જાણે બે જમાનાઓ વચ્ચેના સેતુની જેમ ગોઠવતો હતો. મધ્ય યુગનો આ ચિત્રકાર દીકરો ત્યારના યુરોપપર ભણતર સૂંઘતો ધરતીના બધા વ્યવહારનો પરિચય કરતો ફરતો હતો.

વિદ્યાર્થીની વીતક કથા જેવી જીવન વ્યવહારની ચિત્રશાળા તે સમુદાયની જીંદગી હતી. એ જીંદગીને ધારણ કરનાર ધરાપર ફરતા આ વિદ્યાર્થીના ખભા પરના પોટલામાં, બેચાર ચિત્રપોથીઓ હતી અને નોંધ પોથીઓ પણ હતી. આ વિદ્યાર્થી વટેમાર્ગુ, કોઇવાર કોઈ વીશીના ખૂણામાં તો કોઈવાર કોઇ કિસાનની ઘાસની ગંજીમાં તો કોઇવાર કોઈ વેપારીના મકાનના ઓટલા પર સૂતો હતો અને કોઈવાર થોડાંક નાણાં આપીને તો કોઇ વાર ઘરમનો રોટલો ખાઈ લેતો, ફાટેલા બૂટને ઘસડતો જતો, કોઇ મહેલાતની બંધાતી ઇમારતનો કડિયો કે કોઇ ચિત્રકારનો મજૂર બનીને, આંખને સતેજ રાખતો, કાનને ચકોર રાખતો, સમજણને ચાલાક રાખીને શીખતો તથા નોંધો કરી લેતા હતો. મધ્યયુગના એવા વિદ્યાર્થીઓમાંનો આ એક ચિત્રકાર વિદ્યાર્થી પોતાની શાળાના પાઠની ઘણી નોંધો પોતાની પછાળ મૂકતો ગયો.

ત્યારે હાન્સ હોલબીન નામનો એક જર્મન, ચામડાં પકવવાના પોતાના ધંધા સાથે ઓગ્સબર્ગથી બેસલેમાં આવ્યો. ત્યારના સમાજમાં ચામડાં પકવવાનો ધંધો આબરૂદાર ગણાતો હતો એટલે ઇટાલીની મુલાકાતે જતો શહેનશાહ જ્યારે નાગરિકોને હાથે માન પામવા ત્યાં અટકાયો ત્યારે માનદેનારા નાગરિક મંડળના પંચમાં હોલબીન પણ હતો. હોલબીનને પછી, હાન્સ અને સિજીસમુન્ડ નામના બે દીકરાઓ થયા. આ બેમાંનો પહેલો દીકરો ચિત્રકાર બન્યો અને આ ચિત્રકારના બે દીકરાઓ-માં એકનુ નામ એમ્બ્રોસિયસ હોલબીન અને બીજાનું નામ હાન્સ હોલબીન પડ્યું. હાન્સ હોલબીન પણ બાપ કરતાં સવાયો એવો ચિત્રકાર બન્યો.

ત્યારે ઇ. સ. ૧૫૧૫ની સાલ બેસી ચૂકી હતી, અને બેસલે નગરમાં મંદી આવી ગઇ હતી. આ મંદી નીચે કચડાતો ચિત્રકાર હોલબીન પણ પોતાનાં ચિત્રોનો રક્ષક શોધતો, રખડતો રખડતો ઇંગ્લેંડ આવી પહોંચ્યો.

આ ચિત્રકાર, યુરોપની ધરતી પરનો હેનરી આઠમાનો તોતીંગ રજવાડો જોતો હતો. આ રજવાડામાં કાયદો અને વ્યવસ્થા જાળવવા હેનરી આઠમાના કાનૂનો અમલ કરતા હતા. જ્યારે આખા યુરોપપર અંદર અંદર-ની કતલનો કારભાર ચાલતો હતો, ત્યારે આ તોતીંગ અને જાજરમાન મહારાજા ધર્મના સુધારાથી માંડીને તે તે અંતઃપુરના કાયદાઓનો રાજદંડ ધારણ કરીને વ્યવ-સ્થા રાખતો હતો.

ત્યારે આ ચિત્રકારને વળાવતો, થોમસ મોર કહેતો હતો, "આ જગતમાં મારે એકજ મિત્ર છે....અથવા જગતને જેની હૂંફ છે તેવો એકજ મહાનુભાવ બેસલેમાં રહેવા આવ્યો છે તેને, હાથોહાથ આપજો, આ મારી ભેટ....!'

"પણ કોણ છે એવો એકનો એક?"

ચિત્રકારની પીંછીમાં ન પકડી શકાય તેવો, હોલેન્ડથી ભાગી આવેલો, બેસલેમાં આખરી દિવસો વિતાવતો, ઈરેઝમસ!"

"ઇરેઝમસ! આપના એ પરમમિત્રને, મેં ચીતરેલી આપની આ ભેટ મોકલેલી, તસવીર ભેટ ધરીને, હું પાછો અહીં આવું ત્યારે આપને માટે એ મહાનુભાવની તસવીર પણ"

"મેં નહીં કહ્યું કે, ચિત્રકારની પીંછીમાં ન પકડાય એવો આવતી કાલના યુગનો અરુણ છે, એ ઇરેઝમસ!"

ચિત્રકાર ફિક્કું હસ્યો. અને ટૉમસમોર ગમગીન નજર નાખતો બોલ્યો; "અને હું ય કદાચ ન હોઉં તું આવે ત્યારે, તો રખડીપડેને, મહાન ઇરેઝમસની તસવીર, આ રજવાડી પશુઓની બોડ બનેલા, વિન્ડસરના કિલ્લામાં....."

ચિત્રકાર ચૂપચાપ ચાલ્યો ગયો.

પછી થોડાં જ વરસોમાં એ પાછો આવ્યો ત્યારે આવતી કાલનું દિવાસ્વપ્ન લખીને, અંગ્રેજી પશુની બોડમાં કેદી બનીને, થોમસમોર વધેરાઈ ગયો હતો અને નૂતનયુગનું દિવાસ્વપ્ન જોવાની તાકાતવાળું શિર ઢીમચાપર કપાઈ જઇને મધ્યયુગના અંતની ધીંગામસ્તી કરતા રજવાડી પશુઓના પગની ધૂળમાં રગદોળાઈ ગયું હતું.



સંત પીટરનું મહા પવિત્રનગર રોમ આજે સીઝરનું હેવું ચૂકવીને મહાપવિત્ર એવા પોપનું મહાનગર બન્યું છે. સીઝરનો કાનૂન હવે ધર્મનો કાનૂન બની ચૂકયો છે. સીઝરોની ગાદીપર આજે ક્રુસની સુવર્ણ પ્રતિમા રચીને પોપ શહેનશાહે સમશેર ધારણ કરીને, વ્યાપારી યુગનો બધો શૃંગાર સુવર્ણની અદાથી આ મહાપવિત્ર નગર રોમમાં સજવા માંડયો છે.

ઉત્થાન યુગના આ મહાનગરે, આજે સૌંદર્યની છાળો ઉછાળવા માટે નૂતનયુગના બધા કલાકારોને સંત પિટરના દેવાલયમાં સૌંદર્યની બધી વિભાવનાને, ઈસાઈ ધર્મમાં એકઠી કરવા આવાહન આપ્યું છે યુરોપની નવી દુનિયાના બધા કલાકારો નૂતનયુગની શ્રીમંતશાહીના માનમાં આ મહાનગરમાં આવી પહોંચ્યા છે.

ઉત્થાનયુગનો મહાન જ્યોતિર્ધર લિઓનાર્ડો હજુ હમણાં જ અહીં આવ્યો હતો, પણ સંસ્કારના સૌંદર્યની હવામાંજ શ્વાસ લઈ શકે તેવો આ યુગ માનવ, "મને અહીં રૂચે નહિ." એમ કહીને પોતાના રહેઠાણમાં ચાલ્યો ગયો. પણ પછી એના વિદ્યાર્થીનામે પંકાયેલો, ગિઓવાની, બાઝી," મને અહીંજ રુચશે" એમ કહીને રોમનગરમાં આવી પહોંચ્યો છે. ઉત્થાનયુગનું ટાંકણું બનેલો, માઈકેલૅંગેલો પાછો અહીં સપડાઈ ગયો છે, અને એના હાથમાં ટાંકણાને બદલે પીંછી પકડાવી દેવામાં આવી છે. એના દિલમાના પુણ્યપ્રકોપથી પ્રજળતા આ કલાકારે, સિસ્ટાઈન દેવળની છતપર પીંછી ફેરવીને, પુરાણા સમયના સંતો



અને વીરોને ઈસાઈ દેવદૂતોની ઉપરવટ બનતી છાયા આપીને નિરાકાર ભગવાનના આ દેવળમા સાકારને ઊંચું આસન આપીને પોતાનો ગુસ્સો ઠાલવવા માંડયો છે.

સંત પીટરના આ મહાપવિત્ર નગરમાં મહાપવિત્ર પોપોએ વ્યાપારી યુગે એનાયત કરેલી દોલતની લૂંટના

દરિયાની ઉદાર છોળો ઉછાળતાં સંસ્કારના દિલ અને દિમાક, જેવા સંસ્કારનાં સૌયોજકોને અહીં એકઠાં કરી દીધાંછે મશહૂર ઇજનેર અને ચિતારો પેરૂઝી, યશસ્વી એવો બર્નાડીનો, ડી–બેટી, વેનીસથી આવેલો લોરેન્ઝો લોટો વગેરે આગેવાનો પોતપોતાના કાફલાઓ સાથે અહીં આવી પહોંચ્યા છે.

પણ લુકા, સિગનોરેલી અહીંથી કેમ ચાલ્યો ગયો છે? કારણકે, મહાપવિત્ર પોપે પેલા સંસ્કારની બધી કુમાશથી ભરેલા, સુરેખાના રંગથી ઓપી ઊઠેલા, રાફેલને મહાન સિગનોરેલીના બધાં ચિત્રોનું સમાર કામ સોંપી દીધું છે.

રાફેલ સાન્ઝિયો, આ સંસ્કારયુગના ઉંબરાપર ઊભો છે. સંસ્કાર જ્યારે સોળેકળાએ શૃંગારની અદાથી, વ્યાપારી યુગના સાથિયા પૂરી રહ્યો છે અને વ્યાપારીયુગે સુવર્ણના ઢગલાથી આ મહાપવિત્ર નગરના બધા ઈસુઓને સોનેરી ઢાળ ચઢાવી દેવા માંડયો છે ત્યારે સંસ્કારની આ સુરેખા સમો, સુંદર કલાકાર રાફેલ જરાક મોડો જન્મ્યો છે. ઈ સ ૧૫૨૦ ના ગુડફ્રાયડેનો એનો જન્મદિવસ ઉરબીનો નગરનો સૌંદર્યદીન બન્યો છે. ઉરબીનોનો ચિતારો સાન્તી આ સૌંદર્ય સ્વામીને



પોતાને ત્યાં સરજાવીને કલાકારની સાર્થકતા પામી ચૂકયો છે, તથા રાફેલને અગિયાર વરસનીજ ઉમરમા આ નૂતન યુગને ખોળે મૂકીને બા બાપા મરણ પામી ગયાં છે, અને સાવકી માતાએ અને પાદરી કાકા એ પેરુગિયાની પ્રખ્યાત ચિત્ર શાળામા ભણવા માટે, સોળ વરસની ઉંમરવાળા, આ નવજુવાનને સોપી દીધો છે.

પેરૂગિયાની મહાન ચિત્ર શાળા કરાતા એક જ પલકારામાં અદકો બની ગયેલો રાફેલ એકવીસ વરસની વયવાળો, યશસ્વો ચિત્રકાર પણ ઈટાલીના મહાનગરોમા સૌદર્યની કણિકાઓ મઢતો, આજે સંત પિટરના, મહાપવિત્ર નગરમા મોજૂદ છે.

રાફેલનો ચિત્ર-શિક્ષક, સિગનોર-પેરુગીનો ઇઠયોતેર વરસની વૃદ્ધવયે, નિરાતે મરણ પામવા માટે, રાફેલને પોતાનો બધો વારસો સુપરત કરીને અહી થોડો સમયજ આવીને ચાલ્યો ગયો છે.

પણ આજે મહાપવિત્ર રોમ નગરના બધા સૌંદર્ય પર વિષાદ છવાયો છે. રોમન અંકરો અને પોપના મહાલયો ગમગીન બેઠા છે. રોમન શહેનશાહતનાં વારસદાર, ઈસાઇ શહેનશાહતે પણ આજે સંત પિટરના સૌદર્યના કારખાનાના બધા કલાકારોનું કામ બંધ રાખ્યું છે. એક આખીરાત પોતાની પ્રિયતમાને ત્યાં પમાર કરીને પાછો ફરેલો, ઉર્બિનાના, ગિયોઆની, સાન્તીનો કલાકાર દીકરો, રાફેલ સાન્ઝિઓ એક જાતના ઝેરી જવરમા પટકાઇ પડયા પછી, અને આ જવર અસાધ્ય છે, એમ રોમનગરમાં

વૈદકીય વિજ્ઞાને કહી દીધા પછી, આજે એકત્રીસ વરસની નવયુવાન ઉંમરમાંજ, "ગુડ ફ્રાયડે" ના દિવસે જમરણ પામ્યો છે. "ટ્રાન્સફિગ્યુરેશન" નામનું એણે દોરવા માંડેલું મહાન ચિત્ર અધૂરું રહી ગયું છે. એ અધૂરા ચિત્રની સોડમાં જ આ સંસ્કાર સ્વામીના શબને, રોમ-નગરનું છેલ્લું માન પામવા, ગોઠવવામાં આવ્યું છે.

શું છે, આ મહાનચિત્ર !

વ્યાપારી યુગના પલટાતા તળછાનું આ એક વિષાદ ચિત્ર છે. આ ચિત્રમાં કાંટાળો તાજ પહેરેલો ઇસુ, માનવ સંસ્કારના શહીદ સમો ચીતરાયો છે. પણ હવે તો વ્યાપારી યુગ આવી પહોંચ્યો હોવાથી વ્યાપારી યુગે રોમનગરમાં, ઈસાઈ સંસ્કારનો શૃંગાર સજવા માંડયો હોવાથી ઇસુના માથાપરનો કાંટાળો તાજ આ શ્રીમંત યુગની દોલતના વૈભવને શરમિંદો બનાવે છે.

એટલે જ રાફેલે શહેનશાહ પોપના ફરમાન પ્રમાણે બીજું મહાનચિત્ર દોરીને એમાં પુર દબદબાથી ઇસુના માથાપર સોનેરી તાજ સજવા માંડયો હતો. પણ મોત વહેલું આવ્યું. સોનેરી યુગ પેલા ઈસુના માથા પર સોનું લાદે તે પહેલાં, આ સંસ્કાર સ્વામીના હાથમાં પીંછી થંભી ગઈ હતી.

ત્યારે કલાકારોમાં નૂતનયુગનો વેગ નૂતન પ્રાણની નવી હાકલ પણ કરતો હતો. ગિઓવાની બર્નિની નામના શિલ્પીએ આ મહાનગરમાં પડકાર જેવો અવાજ સંભળાવ્યો હતો

કે, ઈસુની માનવતા સાથે અટકચાળાં કરવાનું અને જગતના એક ભગવાનના પુત્રનો સોનેરી આકાર ઘડવાનું કલાકારો બંધ કરી દો એમ કરવાથી, તમારા હાથમાં સંસ્કારની કોઈ સૌરભ નથી રહેવાની. સ્પેનમાંથી પણ વિલાસકવીઓનો અવાજ, સંસ્કારની હાટડીને અટકાવી દઇ કલાને વિલાસનો શૃંગાર બની જવાની મના કરતો હતો.

કલાકારો પાસે, બાઇબલની વાતોનાં વિચિત્ર ચિત્રણો દોરાવીને, ઈસાઇનીતિમત્તા અને ત્યારના યહૂદી જીવન વ્યવહારના સત્યનો ઉપહાસ કરાવવાના પોપ મહાશયના વ્યવસાયનો વિરોધ મહાન રસકીને પણ કરવા માંડયો હતો. આ બધાં રૂપાળાં ચિત્રણોમાં, શરીરનીજ સુંદરતા હતી પણ ઇસુના ઈતિહાસ–સત્યનો આત્મા એમાં મરણ પામી ચૂકયો હતો એમ એનું કહેવું હતું.



# વ્યાપાર યુગનો શૃંગાર સ્વામી

દક્ષિણ બાવેરિયા અને આદ્રિઆટિક સમુદ્રની વચ્ચેના પર્વત પ્રદેશમાં એનો જન્મ ઉત્તર ઇટાલીના કેડોર ગામમાં ઈ. સ. ૧૪૭૮ માં થયો હતો. એ બાર વરસનો થયો ત્યારે એનો ભરવાડ બાપ એને ગામડિયા ગોપનો શણગાર સજાવીને વેનીસ નગરનું દર્શન કરાવવા લઈ ગયો હતો. વેનીસનું ત્યારનું રૂપ વ્યાપારી યુગે ઘડ્યું હતું. પૂર્વના દેશોની વેપારની દાંડી જેવું આ નગર યુરોપની



વ્યાપારી રાણીનું રૂપ ધરીને પૂર્વના યુરોપીય રૂપનગર જેવું, નકશીખોરીનો કસુંબી ઘૂંટતું, આનંદના સ્વપ્નો દેખતું શોભતું હતું.

ભારતના, ચીનના, "ફ્રાન્સના", સ્પેઈનના, અને રશિયાના વ્યાપારી: રાજાઓ અથવા વાણિજ્યના રાજકુમારોએ આ આનંદનગરીને પોતાની રાજનગરી બનાવી હતી. આ

નગરીનું રૂપ મઢવા, દેશદેશથી વારાંગનાઓ અહીં આવીને વિહરતી હતી દેશદેશના મસાલા અને ખાણાં પીણા આ ધરતીના પાણીમા કોઈ અવનવી વાનગીઓ બનતાં હતા. લહેજતની બધી લીલાઓ અહીં લલિત રૂપ ધરેલી, આ નગરના દર્પણ જેવા દેહમા અખંડ યૌવન ધારણ કરી હતી

એવા આલેશાન નગરમા પેલો, ભરવાડનો ગામડિયો બાળક આવ્યો અને અહોભાવ પામતો ચાલ્યો ગયો.

કેડોર ગામના ભરવાડોના બાળકો કુદરતને ખોળે રમતા હતા આ બધા બાળકોમા બે બાળકો, એક ભાઈ અને બહેન દૂર દૂર નીકળી જઈને, એક ટેકરી પરથી મોટા ધોરી રસ્તાપરથી દોડયા જતા એક ઘોડેસવારને જોઈ રહેતા હતા છેવટે છોકરાએ એની બહેનને કહ્યુ,

" ખબર છે તને કેટેરિના ! એ ઘોડેસવાર મોટા નગર તરફ દોડયો જાય છે "

" મોટું નગર ! કયા–હોતુ હશે ?' કેટેરિનાને કઈ સમજણ પડી નહી.

"તને ખબર નથી ! હું બાપા સાથે ગઈ સાલ જ ગયો હતો ને ?"

"તને ખબર હોય તો બોલી પડ ને, ટિઝિયાનો!"

" વેનીસ, વેનીસ નગર, મહાનગર ! '

"તુ તારે, બોલ્યે જા,મહાનગરો નગરોમા કેવુ કેવું ભયંકર બનતુ હોય છે ત્યા ! ગ્રેઝિયાનો તુ ભલે ત્યા જઈ

આવ્યો, ત્યાં જઇને આવ્યો પણ ત્યાં એકે પર્વત નહિ, આવાં ફૂલ નહિ, અને ત્યાં તો ભૂખે મરતાં લોકો !"

"પણ કેટેરિના, ત્યાં મોટા મોટા કલાકારો છે."

ટિઝિયાનો છેવટે ખાનગી વાત કહી દેતો હોય તેમ બોલ્યોઃ "અને બંદર પર જહાજો ઝૂલે છે, અને મહાલયોમાં મોજને મઝા, આનંદ આનંદ અને આનંદ !"

"હાં, હાં, પકડાઈ ગયો તું ! બા, બાપાને કહેતી હતી કે, આ ટિઝિયાનો એકલો એકલો ચીતર્યા કરે છે, તે, એને પેલી લપ નાં લાગી જાય, વેનીસની !"

ટિઝિયાનો જોઈ રહ્યો.

"કાકો ગ્રેઝિયાનો વેનીસ ગયો ત્યારે તેં ત્યાં જવા માટે ધમાધમ નહોતી કરી મૂકી ? ત્યારથી બાપા તને મોકલે છે, લુઇગી પાસે, તું કોબલરનું કામ શીખી જાય પછી વેનીસ જાય તો વાંધો નાં આવે."

"હું શીખવાનોજ નથી" ટિઝિયાનો બોલ્યો, અને પથ્થરપર કોલસાવડે પર્વતને દોરવા બેઠો, જો, કેટેરિના, આ પથ્થર પર પર્વત અને પર્વતને ફરતી ઝાડી અને...."

"અને ઝાડીમાં ફૂલઝાડ, અને ફૂલઝાડમાં ડેઇઝીનાં ફૂલના ઢગલા અને.... ! કેટેરિના અટકી ગઇ અને જોઈ રહી, "બોલ, કહી દઉં, શો વિચાર કરે છે તું ?"

"કહે જોઉં !"

"વેનીસ જવાનો."

"સાલ્વેટોર પણ વેનીસ જવાનો છે. સાલ્વેટોરતો, મિલરનો દીકરો છે, એના બાપા પાસે પૈસા છે. એ ત્યાં

જઈને શિલ્પી થવાનું શીખવાનો છે." ટિઝિયાનો બોલ્યો.

કેટેરિનાએ માથું ઝુકાવીને, વાળની લટો પાછળ નાખી દઈને કહ્યુઃ 'ચાલ, ઊઠ, બાપ પૈસાદાર નહિ, હાથમાં એક દમડી નહિ, ને ઊભી બજારે દોડી જવાની વાતો મૂકીને ઊઠ, થા ઊભો !"

પણ પાછળથી છોકરાછોકરીઓનું એક ટોળું ખડખડાટ હસતું તાળીઓ પાડતું બોલ્યુંઃ "ચાલ, ઊઠ, થા, ઊભો ! ટિઝિયાનો થઈ જા ઊભો !"

પણ સૌએ પાસે આવીને પથ્થરપરનો પર્વત જોવા માંડયો, અને વખાણવા માંડયો.

"જો મારી પાસે થોડાક રંગ હોયને, તો તો ?" ટિઝિયાનો ફરિયાદ કરતો હોય એમ બોલ્યો.

"તો તો તું ચિત્ર ચીતરી શકે, આબેહૂબ, પણ ! ટિઝિયાનો, આ પથરાઓપર ફૂલના રંગના ડાઘા પડે છે ને, આબેહૂબ, તો પછી એના રંગના ?"

ટિઝિયાનોની સમજણમાં ઊતરી ગયું, "પર્વતપાછળ જો આથમતા સૂરજનો પર્વતપરનો રંગ, તું કહે છે તેમ આબેહૂબ ચીતરી શકાય ?"

આ વાતને થોડાક દિવસ વહી ગયા હતા. આજે પણ પાછો સૂરજ પર્વતપાછળ ઊતરવાની તૈયારી કરતો હતો ત્યારે એક શિલાના શરીરપર જોતી કેટેરિના બૂમ પાડીને બોલી ઊઠી; "ઓ ટિઝિયાનો, આ તો, મેડોના મા, મેડોના !"

જોતજોતામાં, ભરવાડોનાં છોકરાં ઘેટાંબકરાંનાં ટોળાં છોડીને આવી ઊભાં. એ રાતનાજ કેડોર ગામમાં વાત ફેલાઈ ગઈ કે, ટિઝિયાનોએ મા, મેડોના, બાળ ઈસુ સાથે ચીતરી નાખી છે. સવારના પહોરમાં લુઇગી પાસે, કોઅલરનું કામ શીખવા ગયેલા, ટિઝિયાનોને ખભો ઝાલીને કેટેરિનાએ કહ્યું: "પહેલો ચાલ તું, અને ચાલો, કાકા! લુઇગી ગામ આખું ટોળે વળ્યું છે, ટિઝિયાનોએ મેડોના માડીને ચીતરી નાખી છે, પથ્થરપર!"

એન્ટોનિયો વેસિલી પણ ત્યાંજ ઊભો હતો અને જોતો હતો. પછી કેડોર ગામના ગોપ લોકો, ટિઝિયાનોને વહાલ કરીને વળાવતાં કહેતાં હતાં, "બેલીની પાસે ભણી ગણીને વહેલો આવી પહોંચજે, બેટા!"

ટિઝિયાનો (ટિશિયન) વેનીસ ભણવા જતો હતો.

કેડોરનો ટિઝિયાનો વેનીસમાં, અને આખા નગરમાં મશહૂર એવી બેલીની નામના ચિત્રકારની શાળામાં દાખલ થયો. નવા નગરની આ નવી ચિત્રશાળામાં નવા યુગનો શૃંગાર ચીતરાતો હતો. જૂની બાયઝેન્ટાઇન રીતને ફગાવી દઈને, આ ચિત્રશાળા નૂતનજીવનના, માનવવ્યવહારનાં હતાં તેવાં રૂપ સાચી અને નક્કર રેખાઓ વડે મઢવામાં માનતી હતી.

વ્યાપારી જમાનાનું સૌથી નક્કરરૂપ અહીંના જીવનના વ્યવહારમાં, જ્યાં જુઓ ત્યાં હરતું ફરતું હતું. અહીંનું કેથેડ્રલ પણ દુનિયાદારીની પૂજાનું રોનકદાર દેવળ બની ગયું હતું. આ દેવળની વેપારી અદાલત વ્યાપારી દાંડી પર જ નજર રાખીને, ગમે તેવા આદર્શને જીવતો સળ-

ગાવી મૂકવાની અદલ ઈન્સાફની "ઈન્-કિવઝિશન" બની ચૂકી હતી. આ નૂતનયુગના નવા રૂપમા, રંગરાગ અને ખાણાંપીણાંના રોજિંદા આસ્વાદને આરોગવા, શરીરના જ જિવતરનાં ગાકઝમાળ દેવ-દેવીઓ, હવે વ્યાપારી માનવોના રૂપધરીને, ઈટાલીના પગરખાની ટોચ પર રત્નજડિત રૂપથી મઢાઈને મહેકી ઊઠયાં હતા.

શૃંગાર એજ જેની સૌરભ હતી અને શૃંગાર એજ જેનું આત્મરૂપ હતું તેવા યુગનો અવતાર, રૂપથી, નર્યા રૂપ દેખાવથી દીપાવી દેવા, કેડોરથી આવેલો ટિશિયાનો બેલી નીની ચિત્રશાળામા મચી પડયો હતો. રંગનો એ રસિયો હતો. રેખાઓ એના હાથમા રમ્યા કરતી હતી. વીનસના એને સ્વપ્ન આવતાં હતા. કામ દેવતા એના દિલમાથી અવનવાં રૂપ સજીને ક્રીડા કરતો હતો.એના ફલકપર ઉત્તેજિત થઈને કુદરત લચી ઊઠતી હતી શક્તિના ઓઘથી ઊછ ળતા, આ કલાકાર દાનવને કલાકાર ગુરૂ કહેતો. હતો, "તું હવે મેડોના અને સતોના પણ થોડાક ચિત્રો દોરે તો સારું થાય !"

સુવર્ણમાં ખમી સુંગધોના સ્વાદનો જેને અનુભવ થવા માડયો હતો તેવા આ જુવાન, ટિઝિયાનોએ અથવા ટિશિયને બેલીની સાથે કજિયો કર્યો. ગિયોરગિયોની નામનો એક ભાઈબ ધ એનો, બધી બાબતમા ગોઠિયો હતો. આ બન્ને ગઠિયા, બેલીનીની ચિત્રશાળાને પડકારતા ચાલી નીકળ્યા અને એમણે પહેલીજ રાતમા વેનીસના રંગરાગમાં આળોટીને ગજવામા જે કઈ હતું તે ખરચી નાખ્યું અને

પછી રાતનાં સ્વપ્નોના નશામાંચકચૂર એવી આંખો ચોળતા એકમેકને પૂછવા લાગ્યા,

"હવે શું ?"

"આપણાં ગજવાં ખાલી છે તેથી શું ? આપણા હાથમાં પીંછી છે અને આપણી નજરમાં રંગરાગ ઊભરાય છે" ટિશિયને કહ્યું, "સમય આવશે ત્યારે આપણે રાજાઓ અને રાણીઓને જ ચીતરીશું. પણ આજે તું તારી મન-પસંદ વારાંગનાનું રૂપ ચીતરી નાખ અને હું, મને મન-પસંદ રૂપને વીનસમાં મઢી નાખું."

બન્ને ભાઇબંધોએ પોતાનો ધંધો શરૂ કરી દીધો. ગ્રાન્ડકેનાલ પરનાં ભવનોમાં એમણે એક ખંડ ભાડે લઈ લીધો અને પછી, વેનીસનાં આનંદ ઘરોમાં બધી લાજ મૂકીને વિહરવા માંડયું. જ્યાં ને ત્યાં, સુવર્ણ અને સુગં-ધમાં ડૂબીને આ બન્નેએ અનેક શરીરોની અનેક રેખા-ઓને ચીતરવા માંડી.

એક રાતના આનંદની લૂંટમાં જ બન્ને ભેરુઓ બટકાઈ પડયા અને કજિયો કરીને છૂટા પડયા. પણ હવે, વ્યાપારીયુગના બધા વ્યવહારનો શૃંગાર ટિશિયનની પકડમાં આવી ગયો હતો. એણે એકલે હાથે આનંદ રાત્રિઓ ભોગવ્યા પછી શૃંગારના દરેક ઠમકાથી સુવર્ણ કમાવા માંડયું. એણે એકથી બીજા નગરની સફરો શરૂ કરી. પાડુઆમાં એક કવિ એને કહેતો હતો; "મારા દિકરા, આનંદ અને ઉપભોગને લાંબો કાળ ભોગવવા માટે પણ જરાક સંયમની જરૂર પડતી હોય છે. તેથી તો હું પોતે, રોજનો બાર ઔંસ ખોરાક અને ચૌદ ઔંસ દારૂ પીવાના વ્રતવાળો બન્યો છું."

"કેટલાં થયાં છે તમને ?" ટિશિયન પૂછતો હતો.

"ચોપન !"

"પણ મને તો હજી પાંત્રીસ પણ પૂરાં થયાં નથી, છતાં હું અત્યારથી સંયમને ધારણ કરું ? મારે અને મતને કશી લેવા દેવા નથી." બોલતા એ, ફેરારના ઠાકોર આલ્ફોન્ઝોને મળવા ઊપડી ગયો, અને નામચીન બનેલી લુક્રેઝિયાનો પાંચમો પતિ બનેલા ઠાકોરના સંગમાં, જીવન વિલાસના આસ્વાદમાં એણે કામદેવનું મશહૂર ચિત્ર દોર્યું. લુક્રેઝિયા જેવી કોઇ યુવતિને ઠાકોરની જેમ કેદખાને પૂરીને કામદેવતા તેને કહેતો હતો; "રુદન કર, રુદન કર તું ! તારા રુદનમાં સ્વર્ગનું કલ્યાણ છે. તારી આંખમાંથી ઝરતું દરેક આંસુ પૃથ્વીપર પડવાને બદલે આસમાનમાં ઊડી જઇને, એક એક તારો બની જાય છે."

વ્યાપારી યુગનો શૃંગાર સ્વામી બનીને, ટિશિયન હવે ચમકી ઊઠયો. અનેક મહાલયોમાં એનો પણ એક મહાલય બની ગયો હતો. રાજામહારાજાઓ એને આમંત્રણો મોકલતા હતા. શ્રીમંત સોદાગરો એને શણગારના સોદા આપતા હતા. મહા પવિત્ર રોમન શહેન શાહે, પાંચમા ચાર્લ્સે, એને પોતાના દરબારનો ચિત્રકાર બનાવ્યો, અને ઇટાલીની જ આઝાદીના આ દુશ્મનનો દરબારી ચિત્રકાર બનીને એણે આ મહાપવિત્ર શહેનશાહના હમામવાળાં ચિત્ર ચીતર્યાં અને નાણાં કમાઈને વેનીસના રંગમહાલયમાં ચિત્રશાળા ખોલીને, ચિત્રનાં લિલામનો વ્યાપાર શૃંગાર રચનારો ઘર સંસાર માંડયો. એક પત્ની-

વાળો અને બે દીકરીઓ વાળો, ચિત્રકારનો ઘરસંસાર સુવર્ણની બધી સુવાસથી મહેકી ઊઠયો ત્યારે, જુવાનીના જોમથી ઊભરાતું, લાલસાઓની ભૂખથી ચમકતું, રંગ રાગની લહેજતની લીલાથી ઓપતું કલાકારનું રમ્ય કલેવર સાઠ વરસની વયવાળું બન્યું હતું. આવા યુવાન કલેવરની રેખાઓ એણે પોતેજ એક ફલક પર ચીતરી અને પોતાની તસ્વીરના રૂપનું મૂલ્ય આંકતો, કલાકાર બોલ્યોઃ "મારા ચહેરાપર ગ્લાનિની એક રેખા અજાણતાં ઘૂસી ગઇ લાગે છે, પણ મારા આખા ચહેરાપર મહત્ત્વાકાંક્ષા જેવી ભૂખ હજુપણ નહિ ધરાયેલી એવી ને એવીજ થનગને છે, એટલે જખ મારે છે, આખું જગત!"

શ્રીમંત સોદાગરોનું એવું આખું જગત હવે એની ચિત્રશાળામાં રૂપ ખરીદવા આવ્યા જ કરતું હતું. એનું ઘરાક બનેલું જગત શૃંગારને પોતાની છબીમાં મઢવા દામ ચૂકવતું હતું અને આ શૃંગાર સ્વામી પોતાના શ્રીમંત સોદાગરોના રૂપને જેવું હતું તેવું નહિ પણ, જેવું તેમને જોઇતું હતું તેવું મઢીને એમની મનરંજન છબીઓ ચીતરી આપતો હતો. પીછીંની એકજ હલકથી એ કદરૂપતા હોય ત્યાં રૂપ દાખવતો હતો, ઘડપણની કરચલી હોય ત્યાં તાજગી ભરતો હતો અને મોતની ઉદાસીન છાયા હોય ત્યાં પ્રણયની હવા લહેરાવી દેતો હતો.

એવો વ્યાપારી જમાનાનો આ શૃંગાર સ્વામી જેમ જેમ વૃદ્ધ થતો ગયો તેમ એની પીંછીની ઝલક વધારે આતુર બનીને દીપી ઊઠી. એંશી વરસની યુવાની માણતા ટિશિયને, વીનસનાં અનેક નાગાં ચિત્રો દોરીને, વ્યાપારી

યુગના સૌંદર્યમાં વિલાસની લલિત જીવનકલા ઉભરાવી દીધી. પ્રાચીન ગ્રીસ દેશની આ દેવી વેનીસના સોદાગરોના શૃંગાર સજીને, વેનીસની વારાંગના દેવી બની. આ કલા કૃતિઓનો પિતા, એંશી વરસની ઉંમરે, વેનીસના સ્વપ્ન નગરમાં વાસનાઓનાં સ્વપ્નોની હાટડી ભરીને, કમાણી કરવા લાગી ગયો.

એના મહાલયના ચોગાનમાં આનંદ રાત્રિઓના ખાણુંપીણું અકરાતિયાં બની ગયાં. જેને એ દૈવી એરેટીનો કહેતો હતો એવો એક વેનીસનો સંસ્કારી આનંદસાથી આજનાં પીણુંમાં, વારંવાર પીધા પછી પોતાના જાડા હોઠપરથી ખરતા લવારાને એકાએક બંધ કરી દેતો, છેલ્લી પ્યાલીને હાથમાંની ઢીલી પડી ગએલી પકડમાંથી પડી જવા દેતો, "આમીન" બોલતો ઢળી પડયો અને પછી મરણ પામી ગયો. ત્યારથી પોતાના આનંદમાં એકલો અટૂલો એવો નવાણું વરસની વયવાળો આ સંસ્કાર સ્વામી વેનીસપર ઊતરી પડેલા પ્લેગનો પડછાયો દેખતો હોય તેમ એની દીકરી વેર્જિનિયાને કહેતો હતો; "હું ફ્રાન્સિસ્કન દેવળના મહાન ચોગાનમાંની એક જમીનનો સોદો કરવા જાઉં છું."

એણે મહાધીશ સાથે સોદો કર્યો કે, "મરેલા ઇસુને ક્રુસ પરથી ઉતાર્યો પછી પોતાના ખોળામાં સુવાડીને બેઠેલી મેરીનું ચિત્ર આ દેવળની દીવાલ પર, દોરી આપવાને હું તૈયાર છું,જો તેના બદલામાં તમે આ મહાન દેવળના ચોગા-

નમાં, મારું મડદું દાટવા માટેની રોનકદારજગ્યા કાઢી આપો તો." મઠાધીશે આ સોદો કબૂલ કર્યો અને પછી નવાણુ વરસનો, ટિશિયન પેલું મશહૂર ચિત્ર આલેખવા માંડયો.

પછી ૧૫૭૬ની સાલના પ્લેગમાં આ યુગ પુરુષનું કલેવર સપડાઈ ગયું; ટિશિયન મરણ પામ્યો.

એવો, વ્યાપારી યુગનો શૃંગાર સ્વામી આઠમા



હેનરીનો, માર્ટિન લુથરનો, કાલ્વિનનો, ફ્રાન્સિસ પહેલાનો તથા, મહા પવિત્ર રોમન શહેનશાહ ચાર્લ્સ પાંચમાનો સમકાલીન બનીને, એ સૌને વળાવ્યા પછી, પોતાનાં અનેક ચિત્રોના શૃંગારને વેપારી જગતના અમર વારસા તરીકે આપીને ચાલ્યો ગયો. પણ ઇતિહાસનો યુગવેગતો આગળને આગળ કૂચ કરતો ચાલ્યો.



ઉત્તર ઇટાલીમાં, ટસકની પ્રાંતના આલ્બાનો પર્વતની તળેટી પરના ઊંચા રસ્તા પરની એક જૂની ખખડી ગયેલી હોટેલ પર સિત્તેર વરસનું એક જૂનું પાટિયું હજુય લટકતું હતું. એ પાટિયા પર લખ્યું હતું, "લિકર્સ એટ રિટેઇલ"

સાઠ વરસનો એક પડછંદ માનવી આ હોટેલનાં સડી ગયેલાં ભીંતડાની આસપાસ શું સૂંઘતો હતો! એણે પેલા પાટિયા પર એક નજર નાખી અને તરત જ ઉપાડી લીધી. પછી એ હોટેલની આસપાસ આંટા મારતાં એણે અનેકવાર અંદર નજર નાખી અને પાછી સંકેલી લીધી.

"એકવાર એ અહીં હતી" બોલતો, એ ઊંચા રસ્તાથી દૂર પડેલા એક ખડકપર બેઠો અને પેલા ખંડિયેર જેવા ઘર તરફ જોઈ રહ્યો.

આજથી સાઠ વરસ પરની, આ, મોન્ટે આલ્બાનોના પડછાયામાં સંચરતી જીવનછાયા એની નજરમા જીવતી બનીને જાગી ઊઠી. ફ્લોરેન્સના શ્રીમંતનો એક તાજો વકીલ થયેલો નવજુવાન દીકરો જાણે અહીં બેઠેલો અને દ્રાક્ષનો આસવ પીતો દેખાયો. આ હોટેલની ત્યારની એકનોકર એક અઢાર વરસની અનાથ છોકરી, આ સુંદર જુવાનની તરસ છીપવતી ચળકતી પ્યાલી ધરતી હતી.

પછી પ્રેમ, અને પછી ચાર મહિના સુધી આલ્બાનોની છાયામાં આ બન્નેના સહવાસના પરિપાક જેવા જિવતરના અંકુરને પોતાના ઉદરમાં ધરેલી, પેલી અનાથ

છોકરી કેટેરિના બોલી, "હું તો કુમારિકા છું હજુ અને મારું થશે, શું ?"

"ભગવાન ઈસુની જનેતાય કુમારિકા જ હતીને ?" આવી પોતાના મગજમાં જાગી ઉઠેલી વાતચીત સાંભળતો પેલો જુવાન ત્યારે બીકથી હસ્યો. પાછું એને યાદ આવ્યું, "પછી પેલા વકીલને જૂના જગતના જૂના બાપાએ ધમકાવ્યો. કાયદાનો વિશારદ વકીલ ગેરકાયદેસર બાળક જન્મે તે પહેલાં ફ્લોરેન્સમાં વકીલાત કરવા નાઠો.

"અને મારો જન્મ થયો હશે !" પેલો સાઠ વરસનો માનવી પોતાની જયન્તી ઊજવતો ઉજ્જવલ દેખાયો. એણે પુરાણી યાદને પોકાર કર્યો. એની નજર સામે નાનકડા માનવ શિશુને પંપાળતી, તપી ઊઠેલી સુંદરતાની ઉદાસીન રેખાઓમાંથી ડોકાતા મનોહર સ્મિત જેવી પોતાની માતાની પ્રતિમા એની સામે ઉભેલી દેખાઈ.

ફ્લોરેન્સમાં, મેડિસીના બગીચામાંના, સાન-માર્કો સંગ્રહસ્થાનમાં દીઠેલી, ધરતીમાતા સીબીલની ત્રાંબાની પ્રતિમાનું હતું તેવું સ્મિત એણે વિન્સીની એક વખતની અનાથ છોકરીનું, એની પોતાની માતાનું દીઠું. એના હોઠ પર શબ્દ ગુંજી ઊઠયો,

"કેટેરિના !"

થોડા સમય પછી એણે નોંધપોથી કાઢીને લખવા માંડયું; "આ પર્વત પ્રદેશની નારીનું, ગરીબ વસ્રોમાં લપેટાયેલા ગરીબ કલેવરનું સૌંદર્ય કેવું ચડિયાતું છે એનો ખ્યાલ છે તમને ?,'

ઊંચા અને પડછંદ કલેવરવાળો લાંબા અને નાજુક હાથની પહોળીહથેળીઓ અને અણીદાર લાંબી આગળીઓ-વાળો,જાજરમાન કાયાપર, ઉન્નત ડોક પર ફરફરતી વાળની લટોવાળો, પ્રખર પ્રજ્ઞાની કુમાશ જેવી છાયાથી ઓપતી વિશાળ નજરવાળો, ઉત્થાન યુગનો અરુણ માનવ, જિવતરના અનુરાગ જેવા પગલાં માડતો પોતાની ઉંમર જેટલાં વરસો ઉપર, એકવાર અહી જીવતી પોતાની જનેતાની છબીને યાદ કરતો, પછી પર્વતપર ચડવા લાગ્યો.

ડગલે ડગલે એની નજર આગળથી આ પર્વત પ્રદેશમા વીતેલું એનુ અડધા સૈકા પહેલાનું જીવન તરવરી ઊઠયુ.

ગેરકાયદેસર બાળક તરીકે જનમ્યા પછી પેલા વકીલ બાપાને ઘેર ફ્લોરેન્સ ગયા પછી આટલે વરસે, એ પર્વતની ટોચ પરથી વિન્સી ગામને જોતો ઊભો હતો. ઉત્તરની આ ધરતીપર સુંદરતા સાથે એકતાન બનેલો લિયોનાર્દો, ફ્લોરેન્સની પોતાની પ્રયોગશાળાને સંભારતો હતો. એણે કલાકારે નિપજાવેલું એક પ્રથમચિત્ર એની નજર સામે ખડું થયું. એ ચિત્રને ઉપજાવવા એણે ગિલોડીઓ, માપ અને ઘો જેવા તથા કરોળિયા જેવા જીવડા અભ્યાસ માટે એકઠાં કર્યા. ત્યાર પછી એ આ બધાની જીવન ક્રિયાઓનો અભ્યાસ કરતો હતો એઓના શરીરના માપ અને હલન ચલનના મરોડને અને એના નિયમોને જાણવા મથતો હતો આ બધાના ગણિતના હિસાબ જેવુ અનેક ગુણાકારોની ગણના પર ઘડાયું હોય તેવુ એક રાક્ષસી જીવડાનું ભયંકર ચિત્ર એણે

ચીતર્યું હતું. ચુફ્લિડ કે પાયથાગોરાસના કોઇ "થિયરમ" જેવું આ રાક્ષસી આકારચિત્ર કોઈ પર્વતની ગુફામાંથી સરતું, ચમકતા પેટવાળું, સળગતી:આંખોવાળું, નાકમાંથી ધુમાડા કાઢતું જૂના જગતનું પ્રેમ નહિ પણ કરુણા ઉપજાવે તેવું, શોક જેવી સુંદરતાવાળું હતું.

એ રાક્ષસી ચિત્રને બદલે પાછું એને યાદ આવ્યું., પેલા વકીલ પિતાએ ત્રીજીવાર લગ્ન કર્યો પછી, એક વાર અચાનક આવીને, પોતાના ગેરકાયદેસર ફરજંદની પ્રયોગ શાળામાં પેસતાં જ, આવું બિહામણું રૂપ દેખીને બીકથી બૂમ પાડી હતી, તે એને યાદ આવ્યું. પાછી એકાએક એને પોતાની વીતી ગયેલી જુવાની યાદ આવી. આ કલાકાર, જુવાનીમાં, નાસ્તિક મનાતો હતો અને ફ્લોરેન્સમાં જીવતો હતો.

ત્યારેઆ નાસ્તિકને ફ્લોરેન્સનું બિહામણું જીવન અસહ્ય લાગતું હતું. એણે આ વતનને છોડી દઈને ઇસ્લામના સંસ્કારી પ્રકાશમાં જિવતરની દૃષ્ટિ પામવાનું નક્કી કર્યું હતું. ફ્લોરેન્સમાં આવતા ઇજિપ્તના આડતિયા સાથે ઇજિપ્તના સુલતાન કૈયત–બે ના દરબારમાં ઇજનેર તરીકે કામ કરવાનું એણે સ્વીકારી લીધું હતું. એ ઇસુના ધર્મને છોડીને ઇસ્લામના ઉજ્જવલ સંસ્કારને અંગીકાર કરવા તૈયાર થઈ ગયો હતો.

પણ પેલો વકીલ પિતા એકવાર પાછો આવી પહોંચ્યો અને બોલ્યો; "ઇસુના ધર્મના અંધ ક્રિયાકાંડો અને અજ્ઞાનની ઉપાસના કરતાં, ઇસ્લામનો સંસ્કાર અતિ ઉજ્જવલ છે, એ વાત સાચી છે, અને છતાં પણ તું....!"

"હું શું ?"

"તું મુસલમાન થાય!"

"હું ઇજનેર થાઉં......મારા દિલમાં સર્જનોના અનેક નવા આકારો ઊભરાય છે, તેમાં ઈસુ કે અલ્લાહ સૌ સરખા છે.!"

"મારું એકવાર છેલ્લી વાર, માને તો......જે ધરતી પર તારી મા ....." બોલતો ગેરકાયદેસર બાપ ગળગળો થઈ ગયો, "હું તો નહિ હોઉં, પણ એ....કોઈવાર"

"હું મિલાન જાઉં!" લિયોનાર્ડો બોલ્યો,

"તો, તેં ઘણા તારવાળી, ઘોડાની ખોપરીના આકારવાળી અસાધારણ સુરતવાળી પેલી ચાંદીની 'લ્યૂટ' બનાવી છે તે, લોંબાર્ડીના મિલાનના તંબુર મોજીલા ડ્યૂક મોરોને ભેટ આપવા લેતો જજે." બાપાએ ખુશ થઈ જઈને કહ્યું.

ત્રીસ વરસનો લિયોનાર્ડો, ૧૪૮૨ માં મિલાન પહોંચ્યો અને ડ્યૂકના દરબારમાં ઊભો રહ્યો.

"તમારી આવડત શું છે?" લિયોનાર્ડો-ડા-વિન્સી!" મોરોએ આ ઉત્થાનયુગના પુત્રને પૂછ્યું.

"હું પંખીઓ અને એમના ઉડ્ડયનનો, જંતુઓ અને તેઓની જીવન ક્રિયાઓનો, ઉચ્ચાલનોનો અને ગતિ નિયમોનો, સંગીતનો અને સૂરના નિયમનો, બાંધકામનો અને શરીર રચનાનો, તથા ચિત્રકળાના "પરસ્પેક્ટીવ" નો અભ્યાસ કરું છું',

"પણ તમે બનાવી શું શકો?"

"નવી જાતના કિલ્લાઓ બાંધી શકું, જુના કિલ્લાઓને નવી રીતે તોડી પાડી શકું, નહેરો બાંધી શકું, ધરતી નીચે ભોંય ભિતર રસ્તાઓ નિપજાવી શકું, બખ્તર-

વાળાં જહાજ બાંધી શકું, પ્રતિમાઓ ઘડી શકું, ચિત્રો દોરી શકું, અને મને લાગે છે કે વિજ્ઞાનની મદદથી પાણીના વહેણ સામે પણ શઢ વિના દોડતી નૌકાઓ અને ઊડતાં યંત્ર પણ બનાવી શકાય."

મોરો ખડખડાટ હસી ઊઠયો અને આ અજબ જેવો માનવી જરાપણ હાલ્યા ચાલ્યા વિના શિલામાં કોતરાયેલી પ્રતિમા જેવો શાંત ઊભો રહ્યો.

"ભલે, ભલે, ભલે..." મોરો ખુશ થઈ જઈને બોલ્યો.

૧૪૯૮ ની સાલ હતી. કોલંબસે નવી દુનિયા શોધી કાઢી તેને પાંચ વરસ થઈ ગયાં હતાં. વાસ-કો-ડા ગામા પણ નવી દુનિયા શોધવા જવાની તૈયારી કરતો હતો. લિયોનાર્ડો એ વખતે ફ્લોરેન્સમાં આવ્યો હતો. ફ્લોરેન્સના બંદર પરની વખારોમાં ભારત દેશથી આવેલા તેજાના, હાથીદાંત, નાળિયેરો વગેરે વેચાતા હતાં. મોજીલો મોરો લિયોનાર્ડોને પૂછતો હતો:

"હજુ તમારી શ્રદ્ધા નથી બેઠી ?"

"શામાં ?"

સ્વર્ગમાં, પૃથ્વીપરના પૂર્વના સ્વર્ગદેશમાં........જ્યાં સોનાના ઢગ છે, અત્તરોનાં ઝરણાં છે, અમર કરી દે તેવાં ફળ છે. રસના ઝરા છે કોલંબસે શ્રદ્ધા રાખીને ઝુકાવ્યું ન હોત તો જડત ખરી કે એને નવી દુનિયા ? એ એણે શોધ્યાં પહેલાં નવી દુનિયા હતી જ કયાં !"

"નવી દુનિયા સાચી છે."

"તો પછી કોલંબસે જ એઝોર ટાપુઓ આગળથી ધ્રુવના તારાનું અવલોકન કરીને સાબિત કર્યું છે કે પૃથ્વીનો આકાર ગોળ છે. એ ગોળાકાર પર એક ઊંચો પર્વત છે. ગાયના આંચળ જેવો. એ પર્વતનું ા ખર મેરુ નામનું છે અને એ આકાશના સ્વર્ગલોક સાથે અડીને ઢળેલું છે. ત્યાં જઈ શકાય તો મરણ પમાતું નથી. ત્યાં, પરીઓના દેશમાં કેવળ આનંદ આનંદ ને વિલાગ વિલાસ હોય છે."

"કેવી કંટાળો આપે તેવી કલ્પનાનો, તરંગ! વિજ્ઞાનનો વિચાર નથી એમાં. કોલંબસે એઝોરના કિનારા આગળ કરેલી ઉત્તર ધ્રુવની આંકણી બિલકુલ ખોટી છે, ગણિતની રીતે બિલકુલ ખોટી છે."

"તું ખગોળ શાસ્ત્રનું ગણિત પણ ગણે છે, કલાકાર" મોરો જોઈ રહ્યો, "પણ ઈસુએ કેમ કહ્યું હતું, કે સ્વર્ગ ઊતરશે એક દિ?"

"આ પૃથ્વીપર........દરેક દેશ પર, એકે એક દેશ પર ણાનવી વ્યવહારમાં સ્વર્ગ ઊતરશે જ એક દિ, જ્યારે નૂતન નગરો, નહેરો, પાણીપરનાં સફરી જહાજો અને આકાશમાં ઊડવાનાં યંત્ર પંખીઓ, કલા, સુંદરતા, એકમેક વચ્ચેનો અનુરાગ......"

"બસ બસ, કલાકાર," મોરો કંટાળી ગયો અને બોલ્યો; "મારે તમારું એક કામ છે." મોરોએ આંખો મીંચીને બોલવા માંડ્યું.

"અનુરાગનું જ કામ છે, મારું. મેં મારા નાનકડા કિલ્લામાં સ્વર્ગ સજવા માંડ્યું છે. મારે એમાં એક કવિતાની જરૂર પડી છે, ખૂબ આવેશ ભરી કવિતા અને



પ્રેમની કવિતા મારા દિલમા પ્રેમનો સાગર ભર્યો છે છતા, દરિયાની માછલી જેવો હુ બિલકુલ શબ્દ વિનાનો છુ મને એક કવિતા લખી આપો, એક છોકરી માટે અદર એનુ નામ 'મેડોના લુક્રેઝિયા આવે એવી રીતે "પણ ડયૂક મોરાએ નજર ખોલી ત્યારે એ પોતે એકલો જ હતો અને પેલો ચિત્રકાર ચાલ્યો ગયો હતો

પેલો કલાકાર ઠકરાતી વડીઓમાથી બહાર નીકળી જઈ ને ફ્લોરેન્સ નગરીમા ફરતો હતો પેલા ઠાકોરે કહી હતી તેવી અનેક યુવતીઓના ટોળા આ કુસુમ નગરીમા કુસુમોની સૌરભ ધરીને અનેક રગોવાળા પતગીયાની પાખો જેવા જાણે ઉડતા હતા, અને કવિતાના કલરવ જેવા અવાજે પૂકારતા હતા, " ફૂલ લો રે ફૂલ ! "

આ કુસુમ નગરમા હવે મધ્યયુગ અને ઉત્થાનયુગ ઓતપ્રોત થઈ ગયા હતા વેપારીઓના રૂપ ધરેલી ઠક રાતોના કિલ્લા જેવા ભવનો ભવ્ય હતા છતા ભયાનક હતા કળાના રૂપ જડિત નમુનાઓ જેવા એમના કલેવરો કરપીણ કાવતરાઓમા સળવળતા હતા પથ્થરોની અટારી ઓમાથી જાણે પેલોમેકીઆવેલી, એકલો, આ જમાનાનો વારસદાર હોય તેવો, ખધુ સ્મિત કરતો હતો

એવી આ ભૂમિપરથી ઉત્થાન યુગનો તેજનો ફૂવારો ફૂટી નીકળતો હોય તેવા, સીમાબુ અને ગીઓટો, નામના ચિતારા, નીકોલા, પીસાનો અને સેલીની જેવા શિલ્પીઓ, પેલો ડોનાટેલો નામનો નવલકથાકાર, બોકાશીયો નામનો ઇતિહાસ લેખક, ડાન્ટે નામનો કવિ ટાકણું લઇને દોડતો, માઇકેલેંગેલો અને એ વણઝારની પગદંડી પર વિહરતો ચાલ્યો જતો હોય તેવો, લીયોનાર્ડો, આ નગરની ઠકરાતી ઇમારતો પાછળ ખેલાતા મરણ પામેલા જમાનાના, ભેદને ભૂલતો ટહેલતો હતો, અને પોતાની પ્રયોગશાળામાં જઇને, "છેલ્લું સપર" નામનું ચિત્ર પુરૂં કરવા મંડી પડતો હતો.

પછી એણે ફ્લોરેન્સની બદલાતી હકૂમત દીઠી. મોરોની ઠકરાત શાહી એક જ રાતમા જાણે અલોપ થઇ ગઈ હતી અને લિયોનાર્ડોના કાનમા વ્યાપારી હકૂમતનું નૂતન રૂપ કહેતું હતું; "ફ્લોરેન્સ નગગ આજથી રિપબ્લિક છે."

ફ્લોરેન્સ નગરના રિપબ્લિકના 'કાઉન્સિલ હોલમા' અંદરની દિવાલપર સગ્રામનું એક સુંદર ચિત્ર દોરવાનું કામ લિયોનાર્ડોને આપવામા આવ્યું લિયોનાર્ડોએ યુદ્ધની રેખાઓ ચીતરના માંડી યુદ્ધના મેદાનપર ચાર અશ્વારોહી સૈનિકો, એક વાવટાને જીતવા માટે જાની જગની ઝપાઝપી કરતા દેખયા. આ જીવલેણ ખેંચતાણ નીચે એક લાબા સોટાપર ચોટાડેલો ઝંડો સાવ ચીંથરૂં બની જઇને રુધિર રંગે કંપી ઊઠયો હતો. ઝપાઝપી કરતા હાથ આ

અંડાને વિકરાળ બનીને એક બીજાથી વિરોધી દિશામાં ખેંચતા હતા. આ ભયાનક ખેંચાખેંચી ઉપર તરવારો વીંઝાતી હતી. આ ખેંચતાણમાં ખેંચાઈ ગયેલાં મોઢાં, ભયાનક ચિત્કારવાળાં દેખાતાં હતાં. આ ખેંચતાણમાં. ખેંચાઈ ગયેલી માનવી મુદ્રાઓ મડા પર ચિત્કાર કરતાં પિશાચોના પંજાઓ જેવી કારમી બની ગઈ હતી. માનવ પશુઓના સંગમાં ઘોડાઓ પણ રાક્ષસી અને બિહામણા બનીને, પાછલા પગ પર ઊભા થઈ થઇને, કાન પાછા ફેંકી દઈને, ડોળા ઘુરકાવીને, દાંત કકડાવતા એક બેકને કરડી ખાતા હતા. મનુષ્યની શુદ્ધ પૈશાચિકતામાં પિશાચ બનેલાં આ પશુઓની ખરીઓ નીચેના લોહિયાળ કીચડમાં એક સૈનિક બીજાની કૂખમાં છરી ભોંકી દેતો હતો અને બીજો ત્રીજાની લટ ઝાલીને જમીનપર માનવી શીશને પછાડી નાખતો હતો.

આ મશહૂર ચિત્ર દોરીને લિયોનાર્ડો તેની નીચે લખતો હતો, "પાઝિયા, બેશિયાલિઝિમા."

ચિત્રકારનું ચિત્ર પારખવા માટે ફ્લોરેન્સ નગરના વ્યાપારી સ્વરાજ્યનો આગેવાન સોડેરિની આવ્યો અને આવા ચિત્રને નાપસંદ કરતો, કલાકારને શીખ આપતુ પ્રવચન બોલ્યો.

રસ્તે ચાલતાં ધૂળ ઉરાડતો પવનનો ભૂતિયો પસાર થઈ જાય ત્યાં સુધી આંખો મીંચી રાખતા મુસાફરની જેમ, પ્રવચન પુરૂં થયા પછી ડા-વિન્સી બોલ્યો; "યુદ્ધની સંસ્થાને કલાના અલંકાર પહેરાવીને ઉમદા ચીતરી શકાય જ નહિ."

પણ પીસાનગર સાથે ફ્લોરેન્સ નગરરાજ્યની લડાઈ શરૂ થઇ ગઈ હતી. એટલે લિયોનાર્ડોને બીજું કામ સોપવામા આવ્યું. એ કામ આર્નો નદીના પ્રવાહને પીસામાથી લિવોર્નો તરફ પલટી નાખવાનું હતું એ રીતે ફ્લોરેન્સ નગરરાજ્ય પીસા નગરને દરિયાથી વિખૂટું પાડી દઈને તારાજ કરી નાખવા માગતુ હતુ

લિયોનાર્ડોએ રિપબ્લિકની સગ્રામ સમિતિને સમજાવ્યુ કે તે અશકય છે અને અયોગ્ય છે. " એક જીવનની કિતાબ જેવા જિવતરની બાની બનેલા નગરનો નાશ કરવાની કોઈ તરકીબ લિયોનાર્ડો કરી શકશે નહિ."

કલાકારની નજર સામે ફ્લોરેન્સ નગરની જીવતી રેખાઓ ઝગી ઊઠી. એક મોટા જીવન પુષ્પ જેવુ ફ્લોરેન્સ નગર હતું તેવું જ પીસા નગર એને દેખાયુ. આ બન્ને પુષ્પોની સુવાસ સૂઘતો કલાકાર એની પ્રયોગ શાળામા ઉતાવળો આવી પહોચ્યો. મોના-લીમા ત્યા એની રાહ જોતી બેઠી હતી. લિયોનાર્ડોએ સૌંદર્યની સૌરભ જેવી, આ નારીને લાબા સમયથી ચીતરવા માડી હતી.

" તમે પરણેલા છો ? "

" મેસર્સ ફ્રેન્મીસ્કો મારા પતિ થાય "

એમ કોઈ કોઈ દિવસે, પેલો કલાકાર પેલી નારી સાથે એકાદો સવાલ કે એકાદા જવાબની આપલે કરતો.

એકવાર મોનાલિમાએ કલાકારને પૂછ્યુ. " તમે સ્ત્રીઓથી ખૂબ દૂર કેમ રહો છો ? "

" દૂર નહિ, દૂર નહિ નારીના જીવતરને હું માનથી જોઉં છું પણ જિવતર પર અનુરાગથી ઊભરાતો હું, કદાચ એ પ્રેમને લીધે જ, હું માંસાહાર પણ કદી કરી શકતો નથી "

એકવાર પોતાના ચિત્ર પર મુગ્ધ બનતી મોનાલિસા બોલી, " શો અગાધ પ્રેમ ભરી દીધો છે તમે, મારી આંખોમાં કે, એની અંદર જોયા કરવા છતાં એના પારદર્શક તેજનું તળિયું જ દેખાતું નથી ! "



" હું તારા સૌંદર્યના તેજને ચીતરું છું ત્યારે આપણે બન્ને ઓતપ્રોત બનીને તદાકાર થઈને એકમેકની અંતર્ગત પ્રતિમાઓમાંથી નૂતન આકાર નિપજાવીએ છીએ હું એકલો નથી ઉપજાવતો, આ ચિત્ર, તું પણ, મોનાલિસા, તારા કલેવરમાંથી નવું જિવતર નિપજાવે છે, "

અને અગાધ આનંદમાં ડૂબી જતી હોય તેવી મોનાલિસા બોલી, " પણ આ ચિત્ર તો, લિયોનાર્દોનું કહેવાશે ! "

' ના, ના ઉભયનું, " બોલતો લિયોનાર્દો આનંદ પામ્યો

આજે તો રાત વીતી ગઇ હતી મોનાલિસા ઘેર જવા ઊઠી ત્યારે બારના ડંકા ખખ યા

"પૂરું થઇ ગયું ને ચિત્ર ?" મોનાલિસા બોલી.
"ના, ના, ના, ના." લિયોનાર્ડો બોલી ઊઠયો.
"તો એ પુરું નહીં થશે! તમે પૂરાં ન થાય તેવાં
ચિત્ર ચીતરો છો, ડા વિન્સી!"
બોલતી, મોનાલિસા ચાલી ગઈ.

લિયોનાર્ડોને આખી રાત ઊંઘ આવી નહિ. મોનાલિસાનાં સ્વપ્ન સેવતો, રાતના ડંકા ગણતો કલાકાર પરોઢિયા પહેલાં ઊઠીને ફ્લોરેન્સ નગરના પાદર પર ચિંતાતુર બેઠો હતો, ત્યાં કોઇએ આવીને કહ્યું, "મોનાલિસા મરણ પામી!"

ઇસવીસનની ૧૫૦૭ મી સાલ ચાલતી હતી. લિયોનાર્ડો હવે ફ્લોરેન્સને છોડી ગયો હતો. થોડા દિવસ મિલાનમાં રહીને એ હવે રોમ પહોચતો હતો. એક મોટો રઝળપાટ એની નજર સામે લંબાયેલો દેખાયો. લોરેન્સ્કોથી મોરો પાસે અને મોરો પછી સીઝર સાથે અને એનો સાથ ત્યજીને સોડેરીની પાસે અને ત્યાંથી નીકળીને પોપની મુલાકાત માગતો કલાકાર પોતાની નોંધપોથીમાં ૧૫૧૩ ના સપ્ટેંબરની ૨૩ મી તારીખ નોધતો હતો.

પણ એને પોપની મુલાકાતનો લાભ મળ્યો નહિ. થાકયા પાકયા કલાકારના કાનમાં એક હજૂરિયાએ કહ્યું; "નાસ્તિકોને અને ડાકણોને મળગાવ્યા કરતા પોપ શહેનશાહ આખો દિવસ સંગીતના જલસાઓમા અને જ્ઞાનનું ફળ ચાખવાનો અપરાધ ન કર્યો હોય તેવા વિદૂષકોના બિભત્સ સાથમાં પવિત્ર સમય ગાળતા હોય છે. મુલાકાતનો ખપ હોય

તો વિદૂષક બનીને મુજરો કરતા શીખો !"

બીજે દિવસે આ ઉત્થાનયુગના મહામાનવને ધર્મના મઠના દવાખાનામાંથી કાઢી મૂકવામાં આવ્યો તથા શરીર રચનાનો અભ્યાસ કરવાના અપરાધ માટે, લિયોનાર્ડો પણ દેહાતદંડની ભયાનક શિક્ષાને પાત્ર બનશે એવું કહેવામાં આવ્યું.

રોમમાં મેલેરિયાના તાવથી પીડાતો કલાકાર ફ્રાન્સમાં પહોંચ્યો. ફ્રાન્સના રાજાએ એને આવકાર દીધો તથા એક મોટી નહેર બાંધવાની યોજના સોંપી. લિયોનાર્ડોએ નહેરના નકશા તૈયાર કરવા સોલોનની ધરતી માપવા માંડી અને લોઈર તથા ચેર નદીની સપાટીઓના માપ લેવા માંડયા

નહેરના નકશાઓ ચીતરતા કલાકારની પ્રયોગશાળા જોવા એકવાર ફ્રાન્સિસ પોતે ખબર દીધા વિના આવી પહોંચ્યો. જોતજોતાઓમાં હજુરિયાઓના સંઘ સાથે રાજા ફ્રાન્સિસ લિયોનાર્ડો પર માન કરતો બોલ્યો, "મૈસર, લિયોનાર્ડો, પેલું કોનું ચિત્ર છે ?"

"જુનું છે અધુરું છે "

"પણ જોવા તો દો, આવી સુંદર નારી મેં પહેલી વાર જોઈ, કોણ છે એ !"

"મેડોના લિસા"

"તમે એને કયારે ચીતરી ?"

"દશ વરસ પર "

"આજે પણ એ આવી જ સુંદર હશે ને ?"

"એ મરણ પામી છે, મહારાજા."

"મેઈતર, લિયોનાર્દે, આ ચિત્રપર પાંચ વરસ મહેનત કરી છે." હજુરીયો બોલ્યો.

પછી મહારાજા અને હજૂરિયા, હલકી મજાક કરતા હસ્યા અને છેવટે દુઃખી બનેલા કલાકારને મહારાજાએ કહ્યું:

"આ ચિત્ર હું ખરીદી લઉં છું......અને પેલું કોનું ચિત્ર છે, જે, તમે ચીતરતા હતા!"

"જૉન- બૅપ્ટિસ્ટ."

"બન્ને ચિત્રો હું ખરીદું છું."

"બન્ને અપૂરાં છે, મહારાજા."

"બે હજાર......ત્રણ હજાર, પાંચ હજાર......" મહારાજાએ કિંમત ખખડાવી અને જતાં જતાં ફરમાન કર્યું, "એ બન્ને ચિત્રો ખરીદાઈ ગયાં છે."

રાજાનો રસાલો ચાલ્યો ગયો. પછી દુઃખી અવાજે લિયોનાર્ડોએ પોતાના ઊંઘતા વિદ્યાર્થીને મધરાતે બૂમ પાડી, "ફ્રેન્સિસ્કો, ઊઠ!"

"અત્યારે મધરાતે?" ફ્રેન્સિસ્કો ઊઠ્યો.

"આપણે દરબારગઢમાં જઈએ. આ બન્ને ચિત્રો વિના હું જીવી શકું જ નહિ. મહારાજાને વિનંતિ કરીએ અને જો એ ન માને તો, મોના લિસા અને જોનને લઈને રાતોરાત ભાગી છૂટીએ."

દરબારગઢની મધરાત ચકચૂર હતી. નશામાં ડોલતો રજવાડો, યુવતિઓનાં નગ્ન રૂપો વચ્ચે ડોલતો હતો.

મહારાજાની પડખે જ એની સગી બહેન પણ આ પશુતાની મહેફીલમાં નગ્નરૂપે મશગૂલ હતી.

"લિયોનાર્ડો-ડા-વિન્સિ" પહેરેગીરે મહારાજાને ખબર આપ્યા.

"ભલે આવે." ચકચૂર નશાખોરે પરવાનગી દીધી. પશુતાના મેળાની વચ્ચે માનવી કંપતો ઊભો રહ્યો અને કરગરતો બોલ્યો, "પેલાં બે ચિત્ર હું મરણ પામું પછી આપ મહારાજા લઈ લેજો, વિના મૂલ્યે."

મહારાજાએ અટ્ટહાસ્ય કર્યું: "પણ એ તો મરી ગઈ છે, અને જોન પણ......"

"એ મરેલાને પણ ચાહે છે." મહારાજાની બહેને, પ્યાલી ધરતાં કહ્યું.

"મરેલાંને પણ ચાહી શકાતું હશે!"

હા મહારાજા!

"ભલે, ભલે," મહારાજા ખુશ થયા, "મેં જ કહ્યું હતું કે ચિત્રપટ પર જીવતી થઈ ગઈ છે એ મેડોના લિસા." પછી લિયોનાર્ડો ફ્રેન્સિસ્કોના સાથમાં પાછો ફર્યો. બીજા દિવસનાં મધરાતે, ફ્રેન્સિસ્કો ઝબકી ઊઠયો. પહેલીરાતની જેમ એની નજર સામે આભાસ દેખાયો. એના કાનમાં જાણે પેલા મહાનુભાવનો દર્દવાળો અવાજ ધડકતો હતો.

ત્યાં કોઈ હતું નહિ, પણ એને લિયોનાર્ડોની ચિંતા થઇ. એ ઊઠયો. દબાયેલા પગલે એ લિયોનાર્ડોના ખંડ પાસે પહોંચ્યો. ખંડ આખો ખાલી હતો. ગમગીન બનેલો ફ્રેન્સિસ્કો પ્રયોગશાળા તરફ દોડયો. પ્રયોગ ખંડમાં દીવાલ પર ચોડેલા ચિત્રપટ પર જીવતો બની ગયેલો જોન ધી બેપ્ટિસ્ટ

ઊભો હતો. એની સામે કંપી ઊઠેલા કલેવર વાળો કલાકાર જિવતરના જોમનું છેલ્લું ટીપું ખરચી નાખવા પીંછી લઇને મચી પડયો હતો પણ એની આંગળીઓ એનું કહ્યું કરતી નહોતી, એના હાથમાંની પીંછી ધ્રૂજી ઊઠી હતી.

ફ્રેન્સિસ્કો આ મહાનુભાવને ભેટી પડયો. પાછળથી પકડાયેલું કલેવર પોતાના વિદ્યાર્થીને અઢેલી પડતું કપાળ પરથી પ્રસ્વેદ ટપકતું જિવતરની મમતા જેવું બોલ્યું; "હું ચાહું છું એને......જેનું માનવતા ભર્યું માથું, પાશવતાની મહેફીલે ઉતારી લીધું હતું."

પછી સવાર થયું ત્યારે ઊગતા સૂરજનાં કિરણ ભેગી એક પાળેલી ચકલી ઊડતી આવી અને રોજની જેમ કલાકારની હથેળીપર કિલકિલાટ કરવા લાગી ત્યારે એ પંખીને શી ખબર કે, પેલા મહામાનવનો પ્રાણ પંખી તો ઊડી ગયો છે?



## ૧૭. સંગીતના સંસ્કારનો પહેલો રણકાર

**યુરોપની** મધ્યયુગી દુનિયા, ઈસુનાં દેવળોમાં ચૂપચાપ રીતે પ્રાર્થના કરતી હવે ગાવા માંડી પણ હતી. આથમી



જતા રજવાડાના રંગમંડપોમાં, વંડીઓપર થઈને, ચારણોનાં ગીતના ઓદા રણકાર સંભળાતા હતા. વનવગડામાં કોઈ ગોપ ગોપીઓ, કુદરતને ખોળે રમતાં લવારાં ને ટહુકારતાં ગાઈ પડતાં હતાં.

એ તો બધાં ગીત હતાં, એમાં સંગીત ક્યાં હતું, જેમાં "ગીત તથા વાદ્ય" અને નૃત્યની એકતા નતા, માનવીના કાનને શ્રવણના સંસ્કારમાં તરબોળ કરીનાખે!

કહે છે કે અંદરની ઉર્મિ જાગી પડે, ઉગ્ર બનીને

જાગી પડીને અને પછી ગાઈ પડે, નાચી પણ પડે, અને, વાદ્ય તો નગારું કે તંબુરો બનીને, એકાએક વાગી ઉઠે અને એ રીતે આ ત્રણેનો સુમેળ જામી જાય કે સંગીતનો આકાર ઉઠવા માંડે! પણ ત્યારની દુનિયામાં સંગીતનું એવું સમગ્રરૂપ હજી આવ્યું જ નહોતું.

મધ્યયુગની રજવાડી દુનિયામાં શહેનશાહો અને રાજા મહારાજાઓ વિરાજતા હતા, અને વંડીઓમાં ચારણો ગાતા હતા. પ્રેમ સ્વરૂપ ઈસુને વંડીઓ જેવી કિલ્લેબંધીઓનાં ઇસાઈ દેવળો બનાવીને, તેની અંદર, 'સંઘ એજ મારૂં શરણ છે' એમ શપથ લઈને ક્રોસ પર ચઢી ગએલા એ જીસસને આ કિલ્લેબંધી જેવાં દેવળમાં જકડી લેવામાં આવ્યો હતો. વ્યાસપીઠ પર પાદરી ઊભો હતો. એ, ઘેટાં બકરાંનાં ટોળાંની જેમ માથું નીચું કરીને, અંદર આવે તેવા માનવ સંઘને બંધ દિલ, અને બંધ દિમાક રાખીને આંખ અને કાનનાં કમાડ વાસી દીધા પછી યરોપીય ઈસાઈશાસન, અને તેમનાં દેવળની અંદરનાં સ્તોત્રને ગીતની જેમ ગાવા દેવાની આ ભાવિકોને પરવાનગી દેતો હતો.

પણ પરવાનગી વિનાજ બહારની દુનિયામાં ગીતનો રણકો અહીં પણ ગવાતો હતો તેવો, લપાતો છુપાતો આવી પહોંચ્યો અને દેવળમાં ગવાતા ગીતમાં ગરકી ગયો. એજ રીતે, લપાતું છુપાતું 'નાચ' દેવળમાં પેસી ગયું અને વાદ્યની અદાથી રણકી ઉઠ્યું. દેવળમાં પણ ધીમેધીમે, ગીતની શાસ્ત્રીયતા અને વાસ્તવિકતા સ્વીકારાવા લાગી, અને તેની સાથે જ વંડીઓ વધારે સાવધાન બનવા માંડી.

બહારની દુનિયામાં રખડુ ગણાતું સંગીત દેવળની પવિત્ર દુનિયામાં ઘૂસી ન જાય તેની તકેદારી રખાવા માંડી.

ત્યારે ભારતીય ભૂમિ પર પૂર્વની દુનિયામાં, સંગીતની રજવાડી શૃંખલા તૂટવાનો ધડાકો થયો. સૈકાઓથી બાંધી રાખેલા, અને વધારે ચચળ મનાતા, નારીરૂપના પગની શૃંખલાના અંકોડાના ટુકડા થઇ જવાનો રજવાડી દુનિયાના કાન ફોડી નાખે તેવો અવાજ ગાજી ઉઠયો ચિતોડ જેવા ચિતોડનો દુર્ગ પાયામાંથી હચમચી ઉઠયો. ગગનચૂંબી વંડીઓના માથા પરથી ઠેકી જવા માગતું એક સુકુમાર, સૌમ્ય, નારીરૂપ સંસ્કાર જેવા શબ્દને પગના તાલની એકતાનતાથી મઢી લેતું, મંજીરાને કરતાલના કિલ્લોલનું હાથનુ નવું આભરણુ બનેલું, સંગીતનું રૂપ, ત્યારની દુનિયાની, બધી જીવલેણ સામાજીક ચોકીઓને પડકારતું ગરજી ઉઠયું.

"તને અમે ચિતોડના મીસોદીયા કુલની શોભા જેવા દુર્ગમા સઘરી શકીશું નહીં" ચિતોડનો રજવાડી વાસ એને અનેકવાર સમજાવ્યા પછી કડક બનીને કહેતો હતો.

"મહારાણા, મારો પંખી જેવો જીવ, આ કિલ્લો, આ દિવાલો, અને બુરજોની પેલે પાર જવા, વિશાળ દુનિયામા, એક જન સંગીતનો આલ્હાદ જગવવા ઝંખે છે."

"તો તારે, આ રજવાડાને વરવું નહોતુ ! તો તારા મા–બાપે તને, અહીં ધકેલવી નહોતી જોઇતી !"

"હું કદી વરી નથી, આ રજવાડાને ! હું તો અહીં ધકેલાઇ આવી તે પહેલાં જ વરી ચૂકી હતી, પરણી ચૂકી હતી !"

"કોણ તારો પતિ!"

"ગિરીધારી! જેના સંગીતના સુરપર આખો વ્રજ થનગની ઉઠયો હતો, જેના પ્રણય સંગીતના સુર પર કુદરતને ખોળે વિહરતી ગોપીઓ, ગોપજનો નાચી ઉઠયાં હતાં, જેણે ભારતની ભૂમિપર ગોવર્ધન જેવા ડુંગરાઓને, પણ ડોલાવી દીધા હતા!"

"તે તારો પતિ! પણ આજે હયાત નથી એ, દ્વારિકાધીશ" બોલતો રાણાનો પ્રખર અવાજ એને કહેતો હતો, "તારે સતિ થવું પડશે. ત્યારે અગ્નિમા પ્રવેશેલા તારા પિંજરને છોડીને પછી જ તારો, પંખી જેવો જીવડો આ ચિતોડની કિલ્લેબંધીની પેલે પાર જઇ શકશે."

મિહીરા, (મીરા)ની નજર સામે, અડગ પ્રાણને ડગાવી દે તેવી ગજવાડી દુનિયા આટ દેતી વિકરાળ અટ્ટહાસ્ય કરતી દેખાઇ આ દુનિયાની કિલ્લેબંધીનાં, ભિતરમાં અનેક અબળાઓ, રિબાઇ રિબાઇને રહેંસાઈ ગઈ હતી. અનેક કાવતરાંઓ એકમેકનાં ખૂન કરતા અહીં રચાયા કર્યા હતા. એની જ અંદર અનેક નારીઓને, અગ્નિસ્નાન કરાવનારી ચિતાઓ ચેત્યા કરી હતી એવા નર્યા નરકાગારમાં ફસાયલી મીરા કંપી ઊઠી. એના કપાળ પર પરસેવાનાં ટીપા ચમકી ઉઠયા. એ કશુ જ બોલ્યા વિના દેખી રહી.

"બોલ શું, કરવું છે તારે!"

"તમારે જે કરવાનું હોય તે કરો."

"તો એક ઉપાય છે. અગ્નિસ્નાન કરવાની હામ ન

હોય તો, વિષપાન, તારી યાતનાઓને ઓછી કરી શકે!"
મીરાં આવાક બની.

"શો જવાબ દેવો છે, મિહીરા!" વિષપાન કરીને, એક સમયના દ્વારિકાના રાણાનો સંસાર માંડવા સ્વર્ગમાં જવું છે કે, આ પૃથ્વીપર ચિતોડના રાણાના સંગમાં સ્વર્ગનો આનંદ માણવો છે?"

"હું વિચાર કરીને નક્કી કરીશ" મીરાંએ હોઠ દબાવીને ધિરજ ધારી રાખી. રાણો ગયો. એ અંતરની યાતનાથી ઉભરાતી બબડી, "આ પશુની બોઠમાં, જકડાઇ ગએલો મારો માનવજીવ, પશુ સાથે બાથંબાથ આવી ગયો છે હવે!" પછી થોડીવારે એના વિશાળ કપાળ પર હિંમત ચમકી ઉઠી. એણે, આંખના ખુણા લૂછતાં, નિરધાર કર્યો, "પશુનો પરાજય થશે, માનવીનો વિજય થશે. એ વિજયની પગદંડી પાડતી હું, ગાતી નાચતી, ઘૂઘરીઓનો રણકાર ગજવતી અને મંજીરાનો નાદ જગવતી ચાલી જઇશ."

"ક્યાં!" એનું અંતર એને પૂછતું હતું.

"ત્યાં નહીં, જ્યાં ગોપ ગોપીઓ કિલ્લોલતાં હતાં! ત્યાં પણ નહીં જ્યાં ગિરધારી લીલા કરતો હતો! ત્યાંની ભૂમિપર ખદબદતી જીવન ઘટના આજે મુક્ત જીવનના એક પણ સુરને સાચવી શકે તેમ નથી........પણ ત્યા જ્યાં, સોરઠનો છેડો છે, જ્યાં એકલો અટુલો બેટ ચિતોડથી દૂરદૂર............"

થોડા દિવસ પછી મરૂભૂમિપરથી એક ઉંટ ઉતાવળો ચાલ્યો જતો હતો. એ ઉંટ પર, મિઠ્ઠીરા બેઠી હતી.



શી ગજબનાક હિંમતને પીઠ પર ધરીને, મરૂભૂમિ પર મગરૂર બનીને આ ઉંટ ચાલ્યો જતો હતો ! એની પીઠ પર,બેઠેલી એક નારીએ, રજવાડાના અંતઃપુરના નરકાગારને નાબુદ કરવાનો સંસ્કારનાદ ઉચ્ચાર્યો હતો. એણે રજવાડી કિલ્લેબંધી પરથી છલંગ દીધી હતી. એણે, નારીજાતના, સંસ્કારી હલન ચલનના અધિકારને, નૃત્ય ગીત અને વાદ્યના તાલ સાથે જોડી દઇને મહા પ્રયાણ કર્યું હતું. એણેજ જડ

બનેલા ધર્મની જડતાને હચમચાવી નાખીને, તેમાં મુક્ત બનેલી નારીના પગરવનો, સંચાર કર્યો હતો.

મરભૂમિપર છલંગ દઈને એ સોરઠને આરે આવી પહોંચી. એણે, સોરઠના કિનારાનાં ગામડાઓને ઘેલાં કરી દીધાં. રાણીના રણવાસમાંથી ભાગી છૂટેલો એનો જીવ પંખીની અદાથી કિલ્લોલ કરતો નાચી ઉઠયો. ગામેગામ એનાં ઓવારણાં થયાં. ખૂલ્લા પાધરમાં રહેતાં ગોપજનોએ અને ગરીબ ઘરમાંથી હળધરોએ, સંગીતની દેવી જેવી, સુરોના સ્વરૂપો રચતી અને તેનો આકાર બનીને, નાચી ઉઠતી આ નારીના મુક્ત રૂપ પર પ્રેમ કર્યો.

એની નજર સામે, આ ભૂમિનું ચિત્ર તરવરી ઉઠયું. એનો, નરકાગાર જેવી વંડીઓમાં શમાઇ ન શકે તેવો જીવ આ ધરતીપરની જીવન ઘટના દેખતો દુ:ખીથયો.

"હર્ષવર્ધન ગયો અને ત્યારથી આ પ્રાચી ભૂમિપરનો આનંદ ઉડી જવા માંડયો. અંગેઅંગ પર વિચ્છેદ પામેલી, આ ધરતીના હાડેહાડની ખેંચતાણ કરતી શ્વાન બનેલી રજવાડાશાહીએ ભૂમિમાતાનાં અંગેઅંગની ખેંચાખેંચ કરવા માંડી હતી.

"સાત સાત સૈકાઓનાં વહાણાં વાઇ ગયા હતાં. સાત સાત સૈકાઓપર દિલ ભરાય ત્યાંસુધી માનવતાને એણે રહેંસ્યા કરી, પાશવતાના નરમેધો કર્યા, યાદવાસ્થલીઓ ઉજવ્યા કરી હતી.એવો ઘવાયલા દેહવાળો પશુ પોતાના જ કલેવરપર પડેલા ઘાના ધારાને ચાટતો બેઠો હતો ત્યાં ઇસ્લામનું આક્રમણ એની લગોલગ આવી પહોંચીને એને મરણીયો બનાવતું પુછડામાંજ રહેલી એની અસ્મિતાને ચિડવતું હતું."

ઇ. સ. ૧૫૫૭ ની સાલ પુરી થવા આવી હતી. એવી રજવાડાશાહીનો ગોઝારો બનેલો ચિતોડનો કિલ્લો ગુજરાતમાંથી બહાદુરશાહ અને દિલ્હીમાંથી શહેનશાહ અકબરના આક્રમણની નિશાનની તાક બની ચૂકયો હતો. એ જીવતરની ઘટનામા જોબન નહોતું રહ્યુ, આંધળીયાં કરવાનો આવેશ, જોબન જેવો દેખાવ કરતો હતો. એ સડી ચૂકેલી રજવાડી જીવન ઘટનામાં પુણ્ય પ્રકોપનીય તાકાત નહોતી રહી, મરણ પામતા પોતાના કલેવરને પકડી રાખવાની વૈરભાવના, હોલવાતા દિપકના તેજ જેવી ભભકી ઉઠી હતી. જીવતર તરફની આ વૈરભાવના, પોતપોતાના જમીનના ટુકડા સાથે મડાગાંઠ બનીને, પોતપોતાની નારી જાત સાથે મડાની જેમ આલિંગી રહીને, તેને જીવતી સળગાવી દઇને, જૌહર કરતી હતી.

ત્યારે કારાગાર જેવી આ જીવન ઘટનાના, અનેક સ્ત્રીઓના નરકાગાર જેવા અંતઃપુરમાં, ખદબદતી જીવન ઘટનામાંથી મેડતાની એક જાગીરમાંથી, મિહિરા નામની એક જુવાન દિકરી, ચિતોડના રાણાને દેવાઇ હતી અને ચિતોડ ગઢ તરફ પહોંચી જવા, રાણાના ખાડા સાથે પરણેલી, મિહીરાને હચમચી જતા દિલથી વિદાય દેતી રજપુત માતા કહેતી હતી

"બેટા મિરાં! વિકટ સમે યાદ કરજે દ્વારિકાધીશને."

અને સાપના ભારા જેવી વાળની લટોને સમારતી સ્મિત કરતી મિરાં બોલી હતી," હા,માડી, ગિરધારીલાલને! તેં મને કહ્યું કે મારો પતિ ગિરધારીલાલ છે ત્યારથી તેની છબી મેં મારા હૈયામા જડી રાખી છે."

"પણ મિરાં!" પાછી માતા બોલી, "ત્યાં તારો ગાવાનો છંદ...." બોલતી માતા રડી પડી હતી.

"ભલે માડી" બોલતી મિરાંને લઇને રથ પછી ચાલી નીકળ્યો, અને ચિતોડ પહોંચીને મીરાં ચિતોડના વિકરાળ ગઢની દિવાલોની વચ્ચેના અંતપુરની દુનિયામાં દાખલ થઈ. પણ એનો પેલો છંદ છુટયો નહીં. એણે પોતાના ખંડનાં કમાડ વાસીને લખવા માંડયું. ગીત લખતાં થંભી જતા એના હાથમાંની લેખિની પડી જતી ત્યારે, જીવતી બનેલી ગીતની કડી લઇને, મંજીરાના તાલ દેતી એ નાચી ઉઠતી. નૃત્ય ગીત અને વાદ્યનાં આંદોલનો ભેગી, મુક્ત સંગીતનીજ બની હોય એવી એની દેહની વ્હેલડી જાણે ઉઘડી ગએલાં કમાડમાંથી પાણીપરથી સરતી જતી હોય તેમ એને આભાસ થતો હતો.*

આજે એજ આભાસપર મીરાં નૃત્ય કરતી હતી. આજે એ આભાસની આસપાસ, રજવાડી કિલ્લેબંધીનું નરકાગાર નહોતું. આજે તો ખુલી ગએલાં કમાડ પછી, જનમાનવોએ રચેલી વ્યાસપીઠપર પગે ઘુઘરમાળ બાંધીને મીરા મુક્ત બનીને સુરાષ્ટ્રના જનપદમાં સંગીત કરતી હતી.

એની મુક્ત બનેલી નજરમાં, મુક્ત બનેલી પોતાની માનવતા દેખાતી હતી. એની નજરમાં એનો પોતાનો

---

* કોઈ કહે મીરા ભઇરે બાવરી, કોઈ કહે જોગણ મદમાતી
અપનીરે કુલકી શાખા મટ ગઇ, મટ ગઈ જમરેકી ફાંસી
"ઉભી બજારે ગજ રથ ચાલ્યો રે જાય
આન ભસે તો તેની સખ્યા ના થાય
ભ્ખરે મારે પેલા દુર્જન લોક
ચિતડું ચોટયું તો તેની શિખામણ ફોક."

આણુ, લોક માનવોના રૂપમાં પંખેરૂ બનીને કિલ્લોલ કરતો સંભળાતો હતો. એની સાથે પશ્ચિમના ટાપુ તરફ જવા માટે, નરનારીઓનો, સંગીત લલકારતો અને નૃત્ય કરતો સંઘ તૈયાર થયો હતો. એ સંઘરૂપિણી સંગીતની સંસ્કારમુર્તિ હોય તેવી દ્વારિકા તરફ આગળ વધતી અનેક રાગોવાળું સંગીત સર્જતી અને તેને જીવતું બનાવતી આગળ વધતી હતી.×

મિરાંનો સંઘ પશ્ચિમમાં દ્વારિકા તરફ આગળ વધતો હતો. મિરાં સંઘને કહેતી હતી "ગિરીધારીને મારે જાતે જઇને જોવા છે. જેમ બને તેમ જલદી આપણે પહોંચવાનું છે." બોલતી મિરાં ઉંડા વિચારમાં ગરકી જતી અને ઝબકી ઉઠતી હોય તેમ કહેતી, 'દેખો ઉંચે આકાશમાં લટકે છે તે ચાંદો! પૃથ્વી પર કેવા કેવા મોહ પેદા કરે છે એ! એની છાયામાં દૂરનો રસ્તો જળભરીને વહેતા ઝરણ જેવો નથી લાગતો! એની આભા નીચે દૂર દૂરના છોડવા જીવતા બનતા નથી દેખાતા! એના ચળકાટ નીચે શબ પણ સુંદર લાગે, સ્ત્રીનું મૂખ ગૂઢ લાગે!" બોલતી મિરા હસી પડતી ને કહેતી, "એના જ ચળકાટ નીચે હું દ્વારિકા દેખ્યા કરૂં છું. મેં જેણે કદિ સમુદ્ર દેખ્યો નથી, તેની નજર આગળ જળની વચ્ચે ઉભેલા જહાજ જેવી નાનકડી દ્વારિકા અને એ જહાજના કુવાથંભ જેવી મારી પ્રેમ પ્રતિમા મને દેખાયા જ કરે છે!" બોલતી મીરાનું દિલ જોરથી ધબકી ઉઠતું અને એ આંખો મીચી દેતી, અને

× અંતમેમે તત કાઢયો, પીછે રહી સોઈ,
ગણે ગેલ્યા લીખકા ખ્યાતા, પીઅત મસ્ત હોઇ,
અબ તો બાત ફેલ ગઇ, જાણે સમ કોઇ,
ચાલ મીરા લાલ ગિરધર, હોના સો હોઇ.

ઉઘાડતી ત્યારે કોઇ એને પૂછતું "તમને આખેહબ ભગવાનનાં દર્શન થાય છે!"

મિરા ખડખડાટ હસી પડતી, "ના રે ના, મેં તો માત્ર નિશ્ચય કર્યો કે, ચિતોડના કારાગાર જેવા જીવતરને છોડીને ભાગવું. પછી અગ્નિ પ્રવેશ કરતી હોય તેમ હું યાહોમ કરીને નીકળી નાઠી. હવેજ મારી જીંદગીનો રસ્તો શરૂ થાય છે હજુ તો મારી નજર સાફ દેખી પણ શકતી નથી. જ્યારે મારા જગત પરથી ચંદ્રની ચાંદનીનું ઝલક રૂપ જેવું અજ્ઞાનનું પડળ જતું રહેશે, જેમ જેમ સત્યનો કઠોર સંગ મને થતો જશે, અથવા થયો છે કે નહી તે તો, અને દ્વારિકાધીશનાં કમાડ મારા માટે એટલે નારીજાત માટે બંધ હશે ત્યારે.. ત્યારે મારી પહેલી પરીક્ષા થશે."

પછી મિરાનો સંઘ દ્વારિકાના પાદરમાં પેઠો. દ્વારિકાનાં નરનારીઓએ આ વિચીત્ર સંઘને પહેલી વાર દીઠો. દ્વારિકાના દેવળના માલીક, દેવળના કમાડ બંધ કરાવી દીધા અને કહ્યુ, "સ્ત્રીનો પ્રવેશ અંદર નહીં થાય."

"કેમ!"

"મના છે!" "કોની?

જગતની જૂઠ જેવી મના મને માન્ય નથી!"

બોલતો મિરાંનો પડકાર જેવો શબ્દ સંઘતરફ ફર્યો,

"તમે સાંભળ્યું !" મીરાંએ સંઘને પૂછ્યું.

"તેં આ શો ઉત્પાત જમાવ્યો છે, મિરાંબાઇ !" મહંતે કડક અવાજ કરીને કહ્યું.

જવાબમાં બંધ કમાડ પાસે મિરાંએ કરતાલ ધારણ કરીને અવાજ ઉઠાવ્યો,

"દિન નહીં ચૈન, રૈન નહીં નિદ્રા,
દુશમન કે હૈયે હરસ ધની હૈ,
ગહરી ગહરી નદિયા, નાવ પુરાની,
પાર કરો જનશ્યામ ધની હૈ,"

જોતજોતામાં સંગીતની ઝલકભર્યો, મિરાંનો સંઘ ઉમટયો, અને કોપ ધરીને કમાડ પર પછડાયો. પછડાટ ખાતાં કમાડ તૂટીને નીચે પડયાં અને પત્થરની પ્રતિમાને અડીને મીરાં રડી પડી, અને થાકીને લોથ બનેલી ઢળી પડી.

દ્વારિકા નગરી પહેલીવાર ધન્ય બની. કિનારાપર પછડાતા સમુદ્રના શોરમાં પણ કોઇ સંદેશ હોય તેમ પહેલીવાર પિછાણતું સંગીતના સંસ્કારને ધારણ કરી રહેલું ભગવાન જેવા પ્રીતમને શોધતું પેલું નારીરૂપ હજુય નૃત્ય કરતું ગાતું હતું. એના એક હાથમાં કરતાલ બનીને જાણે સંસ્કાર દીવો ટગમગતા તાલ દેતો હતો અને બીજા હાથમાં પકડેલી સમયની શીશીમાંથી રેતીના કણ ખરતા જતા હતા.



પછી થોડા જ સમયમા એ બેઠ પર મિરા હતી નહી,
દ્વારકાધીશની પત્થરની પ્રતિમા કરતા, મહાન પુરવાર થએલી
લોકસમુદાયના અતરમા આશ્વાસ જેવી આરૂઢ બનીને,
સસ્કારના સગીતની અદા ધરેલી અમર બનીને બેઠી હતી



યુરોપ ખંડમાં ઇટાલી દેશ મધ્યયુગમાં, એક દેશ નહતો. ઇટાલી દેશની પ્રજા એક પ્રજા નહોતી, કે ઈટાલી પર કોઈ એક રાજતંત્ર પણ હતું નહીં. એકમેક સાથે જઘડતાં, એક બીજા સામે લડતા અને અંદર અંદર ધીંગાણું મચાવ્યા કરતાં એકથી વધારે રાજ્યો પર એકથી વધારે ઠકરાતો, ઇટાલી પરના જીવન વ્યવહારની હકુમત ચલાવતી હતી. આ હકુમતોમા એક હકુમત પોપની પણ હતી ઈસાઈ રાજ્યોનો, પોપ ધર્માચાર્ય તો હતો, જઅને રોમમાની ઇસાઇ ગાદી પર ધર્મરાજા બનીને પણ બિરાજતો હતો.



આ સૌમા ઈટાલીનું ફ્લોરેન્સ નગર પોતે એક રાજ્ય હતુ. ફ્લોરેન્સનું નગરરાજ્ય ખદબદતા ઈટાલીયન રાજ યોમાં સૌથી મોખરે હતું, અને પડોશીઓ પર પ્રેમ કરવાનું પ્રતીક ધારણ કરીને બેઠેલા, રોમના પોપ રાજા સાથે સલાહ કરીને બધા પડોશીઓ સાથે લડાઈઓ લડ્યા કરતું હતું.

ફ્લોરેન્સ પાટનગર ફ્લોરેન્સ વેપારથી ધીખતું બંદર હતું. દરિયાપારથી ઠલવાતા સામાનના ઢગલાઓની લેવડ-દેવડ કરનારો ફ્લોરેન્સનો વેપારીમહાજન ફ્લોરેન્સનો સોનેરી શાસક હતો. આરનો નદીના મૂખ આગળનું પીસાનગર અને સીના નગર, ફ્લોરેન્સના સાગર પર જ બેઠાં હતાં એટલે ફ્લોરેન્સના વહીવટે તેમને જીતી લીધાં હતાં. વ્યાપારની સાગર મેખલા જેવી ફ્લોરેન્સની હકુમતમાં હવે વેપારી મહાજનોનાં મૂખ્ય આઠ મંડળોના એક એક સરપંચની એક કમિટી બની હતી. સીગનોરીઆ નામે જાણીતી બનેલી આ કમીટી ફ્લોરેન્સની રાજકર્તા બની અને ફ્લોરેન્સ વેપારીઓનું રિપબ્લીક બન્યું. ફ્લોરેન્સમાં બેંકરો અને વેપારીઓ કિલ્લા જેવા મહાલયોમાં રહેવા લાગ્યા. વેપારી મહાજનોની આ હકુમતમાંથી એક વેપારી કુટુંબ સૌથી મોટી હકુમતવાળું બન્યું અને "મેડીસી" ના નામથી પંકાઈ ચૂક્યું.

એવી ઈટાલીની ધરતી પરના ફ્લોરેન્સ એટલે ફ્લોરેન્સના નગરમાં, પંદરમા સૈકામાં, ઈ. સ. ૧૪૭૫ મા, માઇકલેંગેલો નામના એક ચિત્રકારના જન્મ પામવાના વરસમાં, ફ્લોરેન્સ નગર પરની વેપારી હકુમતનો વેપારી શાસક મેડીસી હતો.

પણ ઉથલપાથલ થતી આ ધરતીપર જ્યારે પેલો ચિત્રકાર બાળક ત્રણ વરસની જ ઉંમરનો થયો હતો ત્યારે મેડીસી કુળના બેંકરોની હકુમતને હટાવી દઈ પોતાની હકુમત સ્થાપવા માટે પાઝી નામના બેંકર કુટુંબે, રોમના પવિત્ર ધર્મરાજા પોપની મદદથી એક કાવતરું ગોઠવ્યું. કાવતરાં

ની, ગોઠવણી પ્રમાણે પોપના ભત્રીજા અને મહાન ધર્મગુરૂ ગીઓસ્વીઓને માટે ફ્લોરેન્સમાં, ફ્લોરેન્સના મોટા ઇસાઇ દેવળના વિશાળ ખંડમાં, એક મોટી ધર્મસભા ગોઠવાઈ. ધર્મના વિશાળ સિંહાસનપર વેપારી મહાજનો અને ઈસાઈ મહાજનો ગોઠવાયા. પ્રેમ સ્વરૂપ ઈસુના નામનું પ્રવચન શરૂ થયું. આ પ્રવચનની પ્રેમધારા વહેતી હતી ત્યારેજ, ફ્લોરેન્સની વેપારી હકુમતના વડા મેડીમી અને તેના બે ભાઈ પર કાવતરામા નક્કી થયા પ્રમાણે બે ધર્મગુરૂઓ તૂટી પડયા અને પેલા બન્ને જણના મડાં લોહીમાં તરફડતાં પડયા

પણ મેડીમીનો ત્રીજો ભાઈ છલંગ દઈને નાસતો હતો. એક ધર્મગુરૂ આમીન બોલતો એના ગળામાં એક છરી ભોંકતો, મોન્ટેસીકુ નામના એક સૈનિકના તરવાર ધારણ કરેલા હાથવાળા ખભાને હચમચાવી નાખતો ગુસ્સે થતો હતો, "તને શુ થયું છે! તું કંપે છે કેમ! પેલાને તો તારે પૂરો કરવાનો હતો અને જો, એ જાય છે, નાઠો!"

"આમીન!" પેલો સૈનિક કપાળપરથી પરસેવો લૂછતો કંપી ઉઠયો, "ભગવાનના દેવળમા, ઈસુની સાક્ષીમાં..... મારાથી એ નહીં થયુ!"

"સૈનિક થઇને તું!" બોલતી સોનેરી ક્રોસ ધરેલી વેપારી હકુમતે પેલા સૈનિકના પેટમા તરવાર ભોકી દીધી

આવા નગરરાજ્યનું દર્શન ઘડી ઘડીમા બદલાતા હવામાન વાળું, ઘડી ઘડીમાં મિજાજના તાપ બદલતું, વિરોધો અને વ્યાઘાતોથી વિહરતું હતુ ત્યારે આ હવામાનમાં જ, ૧૪૮૮ના એપ્રિલના પહેલા દિવસે, એક

તેર વરસના છોકરાને લુડોવીકો નામનો એક બાપ, તેને મારપીટ કર્યા પછી પણ તે એકનો બે નહીં થવાથી, ફ્લોરેન્સના એક ચિતારાને ત્યાં, જઇને, જે ફાવે તે શિખવા છૂટો મૂકી દેતો હતો.

ઈ. સ. ની ૧૪૯૫ ની સાલ આવી પહોંચી હતી. તેર વરસનો પેલો માઇકલેંગેલો, હવે વીશ વરસનો જુવાન બની ચૂકયો હતો, અને ફ્લોરેન્સ નગરના ચિતારા તરીકે જાણીતો થયો હતો. ફ્લોની સુંદર નગરીમાં આ બરછટ જેવા જુવાને, ફ્લોરેન્સપર પસાર થઈ ગએલી અનેક યાતનાઓ અને ઉત્પાતો દેખ્યાં હતાં. ફ્લોરેન્સની શેરીઓમાં અનેકવાર લોહી વહેતાં અને મડાઓ રખડતાં એણે દીઠાં હતાં. ફ્લોરેન્સની હકુમતને પણ એણે અનેક તાંડવો ખેલતી દીઠી હતી પણ આજે જાણે આ મહાનગરનું શાસન ચલાવવા કોઈ તૈયાર દેખાતું નહોતું, ત્યારે લોકોની એક મોટી મેદની પર, ચીસો જેવા અવાજનાં મોજાઓ ઉછાળતો એક સેવોનારોલા નામનો પાદરી ગરજતો હતો.

ફ્લોરેન્સ નગરીનો દર વરસે આવતો ઉત્સવ શરૂ થયો હતો. ઘરઘરમાં મિજબાનીઓ રંધાતી હતી. ચૌટે ચકલે, નાચ ગાનની રમઝક જામી હતી. ત્યારે જ ફ્લોરેન્સનાં નગરજનોની વિશાળ મેદનીની વચ્ચે ઉંચી વ્યાસ પીઠ પરથી પેલો, પાદરી ચિત્કાર કરતો હતો,

"આપણે જેમ્સ ક્રાઈસ્ટને આ નગરીના રાજા તરીકે જાહેર કરીએ છીએ."

જાણે-ફ્લોરેન્સની નગરી આનંદ અને ઉત્પાતના ઉછાળાઓ પછી વિરાગમાં ઉછળતી હતી. માનવ મેદની ચીસ પાડતી હતી, "આમીન !"

જોત જોતામાં તો આ મહાનગરપર અચાનક હવામાન બદલાઈ ગયું હતું. પવિત્ર સ્તોત્રો લલકારતાં સરઘસો ઈસુ રાજાનો જયકાર ગજવતાં, ફ્લોરેન્સની શેરીઓમાં ફરતાં હતાં. ફ્લોરેન્સના પાદર પર વિશાળ માનવ મેદનીમાં પેલા સેવોનારોલાનો અવાજ પાછો પવિત્ર ચીસો પાડતો કહેતો હતો, "આ ઝવેરાત, આ કિંમતી પોશાકો, શરીરની ઇચ્છાઓને ઉત્તેજન આપે તેવાં આ પાપી ચિત્રો, આ બધા તમે એકઠા કરેલા પાપના ઢગલાઓને જલાવી દો !"

ફ્લોરેન્સની આનંદ નગરી પર પાપના ઢગલાની હોળીઓ સળગી. દાન્તે અને વરજીલની કવિતાઓની ચોપડીઓ પણ તેમાં નાખવામાં આવી.

મરણીયો બનેલો પેલો પાદરી પાછો ચીસ પાડીને બોલ્યો.

"હું તને પૂછું છું, રોમનગર જે ઇસાઇ ધર્મનું મુખ્ય કેન્દ્ર છે તેને રોમને પૂછું છું કે તું આ પૃથ્વી પર, પોપ રાજાઓના, ધર્મશહેનશાહોના પાપાચારથી ખદબદતું છતાં અને ઈસુના લોહીનાં લીલામ કરતું છતાં, જીવતું કેવી રીતે રહ્યું છે !"

ત્યારે આ સવાલનો જ જવાબ દેવા આવ્યો હોય તેમ, સેવોનારોલા પાસે એક માઇકેલેંજેલો નામનો જુવાન

ચિતારો આવ્યો અને બોલ્યો, " આ પૃથ્વીપર આપને જ જીવતા નહીં રહેવા દે, શ્રીમંતો અને ધર્માચાર્યો ! "

" તેની તને બીક છે ? " સેવોનારોલા બોલ્યો

" ના, ના........ "

" તો તું શાનાથી ડરે છે ! "

" મને પણ ....... "

" તને શું થવાનું છે ? "

" મેં જ પેલી ઊંઘતા કામદેવતાની પ્રતિમા કોતરી હતી અને પછી તેને દાટી દીધી હતી અને પછી તેને ખોદી કાઢીને પુરાણા સમયના પ્રતીક તરીકે મોટી કિંમતે વેચી દીધી હતી એ વાત હવે ખૂલ્લી થઈ ગઈ છે એટલે ..!" "પાપ ! તે પાપની પ્રતિમા ઘડી હતી !" સેવોનારોલાએ ચીસ પાડી અને આંખો મીચી દીધી. પછી એણે નજર ખોલી ત્યારે પેલો જુવાન ચિતારો ત્યા હતો નહીં.

. માઈકલે ગેલો, એકવીસ વરસની ઉંમરે ઈ સ. ૧૪૯૬ ના જુનના પચ્ચીસમા દિવસની વહેલી સવારે રોમનગર પહોંચી જવા ચાલી નીકળ્યો ત્યારે એની પાછળ પેલા ઈસાઈ સંત સેવોનારોલાનો પડછાયો દોડતો હોય તેમ એને લાગ્યું. અને એના કાનમાં જાણે અવાજ અથડાયો," અનેક કામનાઓની હોળીઓ જેમના અંતર પર સળગે છે તેવા ક્ષુદ્ર લાલસાઓવાળા ધર્માચાર્યો અને સૌનો વડો પોપ એલેક-ઝેન્ડર તને ખરીદી લેશે, ઓ ચિતારા ! "

પણ એ ચિતારો તો રોમ પહોંચી ગયો હતો અને પેલા રોમન મહા શ્રીમંત જેકોપોની આનંદ વાટિકામાં

શોભા આપે તેવા મદિરના દેવતા, બાકસને, જેહોપોના જેટલા કદમાં કોતરી કાઢવા ટાંકણું લઈને મંડી પડયો હતો તથા જમણા ગોઠણુ પર નીચો નમીને, ડાબા હાથે બાણુ ઉપાડતો અને ઉંચા કરેલા જમણા હાથમાં ધનુષ્ય ધારણુ કરી ગબતા કામદેવતાની પ્રતિમાને કોતરી કાઢતો હતો, અને આખા રોમનગરમાં પ્રથમ પંક્તિના કલાકાર તરીકે પૂરવાર થતો હતો.

ત્યારે ક્ષુદ્રકામનાઓમાં આળોટતા રજવાડી માલીકો અને પશુ બનેલા ધર્માચાર્યો અને તેમનો વડો પોપ પેલા ફકીર જેવા સેવોનારોલાનો તાપ સહન કરી શકતા નહોતા. ફ્લોરેન્સ નગરની હકુમતપર સેવોનારોલાને જકડી લઈને, ન્યાય પામવા રોમમાં પોપની અદાલતમાં મોકલી આપવાનું ફરમાન ફ્લોરેન્સની હકુમતપર આવી પહોચ્યું અને સેવોનારોલાને પકડી લઈને, ધર્મના કારાગારમાં અનેક યાતનાઓમા પસાર કરીને પછી તેને પોપના કાસદને હવાલે સોપી દેવામાં આવ્યો.

ઈ. સ ૧૪૯૮ ના મે મહીનાની ૨૫ મીએ સેવોનારોલાના બે અનુયાયીઓને જીવતા સળગતા દેખવા રોમ નગરના પાદરપર લોકોના ટોળા એકઠાં થયા ત્યારે પેલો ચિતારો ચિતાના રંગ અને રેખાઓનું રૂપ ધરેલી સળગી જતા કલેવરની ચીસોને પોતાના ખડતલ દિલમાં સંઘરીને પોપના ખાનગી દિવાનખાનામાં જતો હતો અને પોપ એલેકઝેન્ડરને પ્રણિપાત કરતો હતો.

"સાંભળ ચિતારા! કુમારિકા મેરીના ખોળામાં વધથંભપરથી તાજો ઉતરેલો ઇસુ હોય તેવું એક આરસનું પ્રતિમામંડળ કોતરી કાઢવાનું છે."

પછી ચિતારો પેલા મહાપવિત્ર પ્રતિમામંડળ પર ટાંકણું ટીપતો એકતાન બની ગયો હતો ત્યારે, રોમનગરને આંગણે રચાયલી ચિતા પર ચડી ગએલા પેલા અકિંચન સંત સેવોનારોલાનો ઉન્માદ ચિત્કાર કોઇ કોઈ વાર એના ટાંકણામાંથી ઇસુની જનેતાનાં અંગપર યાતનાની અદ્ભૂત રેખાઓ બનીને અંકાઈ જતો હતો, તથા ઇસુના મડાને મેરીના અંકમાં સોંપીને ટાંકણાના ઘાએ ઘાએ રૂદનની વેદનાને ટાંકી નાખતો હોય તેવો આ શિલ્પી શિલામાંથી માનવની અંતરવેદના જીવતી બનાવી દઈને રોમનગરને છોડીને ફ્લોરેન્સમાં પાછો આવી પહોંચતો હતો.

છવીસ વરસનો આ જુવાન શિલ્પી ફ્લોરેન્સ નગરમાં જુવાન ડેવીડનું રૂપ મઢવા એક આરસપર અવિરત ટાંકણામાંથી ઘાએ ઘાએ આરસની કરચોને ઉરાડતો, સતર વરસના નવજુવાન ડેવીડને, માનવના કલેવરની કદાવર તાકાતમાં, જાગતાં રહેજોના અંતરનાદમાં, અને માનવતાને રંજાડતા દાનવોને સંહારી શકે તેવી પ્રાણપ્રેરક પ્રતિમામાં કોતરી કાઢતો હતો.

ફ્લોરેન્સ નગરીએ આ માનવરૂપનું બહુમાન કર્યું. આ કલાકૃતિને ક્યાં ગોઠવવી તે નક્કી કરવા સાડાચાર સૈકાઓપર ફ્લોરેન્સ નગરના કલાકારોની પરિષદ મળી. સાડાચારસો મણના વજનવાળી ડેવીડની પ્રતિમાને એક

મોટી લક્કડની ફ્રેમ વચ્ચે દોરડાઓપર લટકાવીને, તેને રોલરોપર ચઢાવવામા આવી મોટા રોલરોપર ગબડતું, ચાલીસ માણુસોવડે ખેંચાતું ફ્લોરેન્સની શેરીઓમા થઇને ત્રણુ દિવસો સુધી ડેવીડનું પુતળું આગળ વધ્યુ અને છેવટે ૧૫૦૪ ના મે મહીનાની ૧૮ મીએ પાલાઝો વેશીયો ચોગાનપર આવી પહોચ્યું.

ત્યારે, માઇકલેંગેલોથીય અદકો પૂરવાર થએલો, ઉત્થાનયુગનો એક પચાસ વરસનો મહાનુભાવ ચિતારો, લીઆનાર્ડો-દા-વિન્સી, પોતાની પ્રયોગશાળામાની વિશ્વ વિખ્યાત બનવાની મોનાલીસા નામની કલાકૃતિને ચિત્રપટ પર ચિતરતો હતો, અને કહેતો હતો, “ માઇકલેંગેલો એકલો શિલ્પી નથી, એ મહાન ચિતારો પણુ છે ” પણુ ત્યારેજ એક સુકુમાર છોકરો, માર્દવરૂપમા મઢેલા શરીર વાળો અને રાફેલ નામવાળો, ફ્લોરેન્સ નગરમા આવી પહોચતો હતો. પછી ઉત્થાનયુગની આ ત્રણે વિભૂતિઓ, ઘડીભર ફ્લોરેન્સ, નગરના સંસ્કારને શોભાવતી હતી પણુ તરતજ લીઓનાર્ડો, મોનાલીસાના ચિત્રપટને લઇને પેરીસ પહોચવા ચાલી નીકળતો હતો અને પેલો પડછંદ કલેવરની પાષાણુ પ્રતિમા જેવો, માઇકલેંગેલો, મહાનગર રોમ પર પોતાનો હાથ અજમાવવા ઉપડતો હતો.

પડોશીપર પ્રેમ કરવાના જીવનસૂત્રનો અંખના જગવતા, વધસ્તંભપર ઠોકાઈ ગએલા અને શાતિના ‘ પ્રિન્સ ’ તરીકે પકાયેલા ઇસુની ઇસાઇ ગાદીનો વડો બનીને, રોમની હકુમતપર લોહી નિગળતી તરવાર લઇને, સહાર કરવા-

નોજ શોખ ધરીને, યુદ્ધના ક્ષેત્રને જ પોતાનું ધર્મક્ષેત્ર બનાવીને, જુલીયસ બીજો હવે પોપ બન્યો હતો. શાંતિના ફિરસ્તાનો ઈસુનો પ્રતિનિધિ બનેલો આ પશુ, જાતે રણક્ષેત્રમાં જઈને સેનાપતિ બનતો હતો કારણકે એનો સંહારનો શોખ સૌથી મોટો હતો.

સંહારના આ શોખિન પાસે માઇકલેંગેલો આવી પહોંચ્યો અને બોલ્યો, "સંસ્કારનો આપ મહાપવિત્ર મહાનુભાવનો શોખ મારી કદર કરશે જ !"

"જરૂર, જરૂર, જરૂર !" જુલીયસે કલાકારનું માન કર્યું અને કહ્યું, "સેઈન્ટ પીટરના મહાન દેવળમાં જ મારી કબર માટેની એક એવી તો જંગી, એવી તો ભવ્ય, અને એવી તો જાજરમાન ઇમારત બાંધવી છે કે જે...." માઈકલેંગેલો સાંભળતો ઉભો

પોપે પાછું આગળ ચલાવ્યું, "કે, જે ઈમારત છત્રીસ ફીટ લાંબા અને ચોવીસ ફીટ પહોળા પાયા પર ત્રીસ ફીટથી વધારે ઉંચું એવું મોસેલીયમ બને અને શિલ્પકળા, ચિત્રકળા, તથા બાંધકામની કલાનો અદ્‌ભૂત નમૂનો બને તથા પોતાના પર શિલ્પ અને ચિત્રકલાના, પચાસ નમુનાઓ અનંત કાળ સુધી ધારણ કરી રાખીને જગતને કહ્યા કરે કે......." બોલતો પોપ અંતરિક્ષમાં તાકી રહ્યો.

યુદ્ધ જીતવા માટે ઇસુની બાધા રાખીને, યુદ્ધ જીતીને ઇસાઇ ધર્મને અપનાવીને, પહેલો ઇસાઈ બાદશાહ બનેલા કોનસ્ટેનટાઈને સેઇન્ટપિટરનું વિશ્વ વિખ્યાત દેવળ, સેઇન્ટ

પિટરની કબર પર ચણાવ્યું હતુ અને પછી આ દેવળને રોમની હકુમતે સમરાવ્યા કર્યું હતું.

હવે ત્યાર પછી પોપનું ફરમાન લઈને, ઉત્તર ટસકનીની આરસની ખાણોમાંથી, આરસ ભરી લાવવા માટે માઇકલેંગેલો રવાના થયો અને આરસથી ભરેલા જહાજ સાથે આઠ મહીને પાછો રોમમાં આવી પહોચ્યો, અને ત્યારપછી આરસથી ભરેલાં બીજાં જહાજો સેઇન્ટપિટરને વધારે શણગારવા ઉત્તર ટસકનીથી રોમનગરમાં ઠલવાયા કર્યાં.

પણ પોપે વિચાર બદલી નાખ્યો હતો. પોતાની કબર બંધાવવાની એની હોંશ ઉડી ગઇ હતી કબરની ઇચ્છા સાથે એની આંખ સામે અપશુકન જેવું એનું મોત દેખાતું હતું એટલે એણે પેલા શિલ્પીને કહ્યું, “સેઇન્ટ પિટરમાંના મોસોલીયમની યોજના બંધ કરી દો !”

“પણ મારૂં મહેનતાણું !”

“શાનું ?”

“મોસોલીયમનું ?”

“ભાગ તું અહીંથી નહીતો તને તારા મહેનતાણા સાથે જ ભોંય ભેળો કરી દઈશ” પોપનો કોપ લાત ઉગામતો બરાડયો.

એક ઘોડાપર ચઢીને પેલો મહાન શિલ્પી ફ્લોરેન્સ નગર તરફ રાતોરાત રવાના થઇ ગયો તથા પોપ માટે ચિઠ્ઠી મૂકતો ગયો, “મહાન પવિત્ર પિતા, ભવિષ્યમાં મારો ખપ હોય તો રોમથી બહારના કોઈ બીજા નગરમાં મારો શોધ કરજો.”

પછી માઇકલેંગેલોને શોધતો પોપનો પત્ર ફ્લોરેન્સની શાસક મંડળીપર આવી પહોંચ્યો, " અમારો શિલ્પી નામે, માઈકલેંગેલો તમારે ત્યાં આવી પહોંચ્યો છે એને અમારાવતી સલામતીની ખાત્રી આપીને, અમારી પાસે, તમે રજુ કરો. "

પેલો મહાન શિલ્પી અને મહાન ચિતારો બોલોનમા પોપ પાસે રજુ થયો અને ઘુટણીયે પડીને બોલ્યો, " મને માફ કરો ! "

" હવે મારા માથામાં એક નવો ખ્યાલ આવ્યો છે " પોપ બોલ્યો, " બોલોન નગરને એના પોતાના લોહીમાં રગદોળીને મેં તેને પરાસ્ત કરી નાખ્યું છે. "

" જી ! " ચિતારો ઉભો રહ્યો.

" ચૌદ ફીટ ઉંચી એવી કાંસાની બનેલી, અને મારા પ્રતાપનો પરચો બતાવતી હોય તેવી પ્રતિમાવડે મારે આ નગરને મઢવું છે અહીંના મહાન દેવળના પ્રવેશ દ્વાર પર મારે એ પ્રતિમાને ગોઠવવી છે. "

" પણ કાસાને ઢાળીને પ્રતિમા ઘડવાનું કામ મેં હજુ નથી કર્યું આજતક ! "

" એટલે આજથી તે કરવા માંડ. તારૂં મહેનતાણુ અને બીજો બધો ખર્ચ તને મળશે. તુ મારા ફરમાન પ્રમાણે કામે લાગી જા ! "

એટલે કલાકાર કામે લાગી ગયો. એણે સૌથી પ્રથમ પ્રતિમાનો માટીનો મોડેલ બનાવીને પોપ પાસે રજુ કર્યો.

"મારો જમણો હાથ કેમ ઉંચો કરેલો છે! આ નગરપર મારો આશીર્વાદ બતાવવા કે શાપ બતાવવા!"

"બોલાનની પ્રજાપર પડકાર જેવો આ હાથ આપની તાકાતનું નિશાન બનીને તેને આપનો સામનો નહીં કરવાનું શાણપણ શિખવશે." બોલતા ચિતારાએ પૂછ્યું, "આપના ડાબા હાથમાં, બાઈબલ જ રાખવું છે ને!"

"છી!" પોપે છાસીયું કર્યું. "મને એકે પુસ્તક વાંચતાં કયાં આવડે છે? સમશેર શોભશે મારા હાથમાં!"

શિલ્પીએ અઢાર મહીના સુધી પોપની પ્રતિમા ઘડયા કરી અને બોલોન નગરપર પડકાર જેવી પ્રતિમાને ઇસુના મહાન દેવળના પ્રવેશ દ્વાર પર સંહારનો સંસ્કાર મૂર્તિ બનાવીને સમયની બલિહારી બોલતી ચઢાવી દેવામાં આવી.

પણ સમયના પૂકાર જેવો અવાજ ત્રણ વરસ પછી જ બોલોનનાં નાગરિકોમાંથી સંભળાયો. પેલા મહા પવિત્ર પિતાની પ્રતિમાપર નાગરિકોએ પાદાઘાત કર્યા પ્રતિમાના છેદાઈ ગએલા માથાને એક તોપમા પુરીને, એ તોપનું નામ લા-ગુલીયા-જુલીયા પાડીને, તેમણે એ માથાને તોપમાં ફોડીને એક મોટો ધડાકો કર્યો,

એમ વરસો પછી વરસો વિત્યા પેલા મહાન શિલ્પી અને મહાન ચિતારાએ અનેક આરસોમાથી પ્રતિમાઓ નિપજાવી, અનેક ફલકોપરથી ચિત્રપટોમા સુંદરતા પ્રગટાવી. એ અહોરાતભર એકધારો શ્રમ કરી કરીને, પોતાની પડછંદ કાયાની તાકાતને પૃથ્વીપરનું રૂપ મઢવામા હજુ ખેંચ્યા કરતો હતો ત્યારે આ વૃદ્ધ કલાકારની આસપાસમા,

યરોપભરમા, જુના ઈસાઇધર્મ અને પોપ સામે લુથરે બળવો પૂકાર્યો હતો અને સુધારાની હીલચાલ યરોપભરનાં નગરોને હચમચાવતી હતી. પોપ અને લુથરના અનુયાયીઓ, એકબીજા સામે, એકબીજાના પંથવાળાઓને જીવતાં જલાવી મૂકતાં હવાં. એકલા સ્પેઇનમાં, ૧૪૮૦ થી ૧૫૧૭ સુધીમાં તેરહજાર નરનારીઓને જીવતા સળગાવી મૂકવામાં આવ્યાં હતાં.

તોય આ યુગ તરસ્યો ચિતારો તો, રોમના એક દેવળની દિવાલ પર પોતાન વૃદ્ધ કલેવરના હાથમા, પ્રશાન્ત પિંછી પકડીને " લાસ્ટ જજમેન્ટ " નામનું ચિત્ર ચિતર્યો કરતો હતો.

ત્યારપછી ૧૫૬૪ ની પાનખર આવી પહોચી નેવાશી વરસનો વૃદ્ધ કલાકાર હવે જીવતરની આખરી વિદાય દેનારી કાળની કોઇપણ ફૂંકને ચૂમવા અધીરો બની ગયો હતો.

એના મિત્રોએ લીઓનાર્દો નામના એના ભત્રીજાને તાકીદે તેડાવ્યો. પછી ૧૫૬૪ ના ફેબ્રુઆરીના ૧૮ મા દિવસે સુરજ નમતો હતો ત્યારે ત્રણ મિત્રોની વિદાય લેતા આ મહાન કલાકારે પોતાના શ્રમમાનવ શરીરની સોપણ કરતાં કહ્યુ " મારા શરીરને પોપના આ પાપનગરને બદલે ફ્લોરન્સમા લઇ જઈને દફનાવજો "

પણ રોમન નાગરિકોએ કલાકારને રોમન પૂરવાર કરીને તેની મહાપેટીને એપોસ્ટોલીના દેવળમા માન સાથે પધરાવી. પછી ત્રણ દિવસે પોતાના કાકાનો વારસો લેવા

કલાકારનો ભત્રીજો લીઓનાર્દો આવી પહોચ્યો પેલા મિત્રોએ એને કલાકારની છેટલી ઇચ્છા કહી સંભળાવી

માર્ચની ૧૧ મી તારીખે માઇકેલેંજેલોના ભત્રીજાએ રોમનગરની ચૂપચાપ વિદાય લીધી ત્યારે કોઈ જાણે નહી તેમ, એપોસ્ટોલીના દેવળમાથી એક મહા પેટીને મધરાતે ઉઠાવી જઇને, રોમનગરની બહાર તૈયાર રાખેલા વાહનપર તેને ચઢાવી દેવામા આવી પેલા મહાન કલાકારે જેને પોપનુ પાપનગર કહ્યુ હતું તેમાથી, એનુ શબ મધરાતે ભાગી છૂટયુ

ત્રીસ વરસ સુધી રોમનગરનુ રૂપ મઢવા એક ધારો શ્રમ કર્યા પછી નેવાશી વરસનો કલાકાર, જેવી છૂપી રીતે રોમમા પેઠો હતો તેજ પ્રમાણે અચેતન શરીર સાથે જાણે પાછો ફ્લોરેન્સ તરફ નાઠો

મહાપેટી ફ્લોરેન્સ નગરમા આવી પહોચી સેઈન્ટ પીએટ્રોના દેવળે આ મહા પેટીનો કબજો લીધો ફ્લોરેન્સ નગરના, શીલ્પીઓ, અને ચિત્રકારો, ડોસીમોની આગેવાની નીચે એકઠા થયા મહાપેટી પર તેમણે સોનેરી કિનારી વાળું મખમલનુ કફન ઢાકયુ

*

## નુતન યુગના ઉંબરાપરની ચિત્રકલા

નુતન યુગના ઉંબરાપર, યરોપના, સેકસની નામના જર્મન પ્રદેશનું એક વીટેનબર્ગ નામનું નાનકડુ નગર ઉભું હતુ એ



નગરમા ઈ સ ૧૫૧૭ના ઓક ટોબરના ૩૧ દિવસે, વીટેન બર્ગમા ભાવિક નરનારીઓ દેવળમા જતા હતા એ બધા ભાવિકો, દેવળના લાકડાના દરવાજાપર બે મોટા કાગળો ચોઢેલા જોઈને ત્યાજ થ ભી જઈને વાચતા હતા આ કાગળોમા દેવળના પાદરીઓ અને પોપ સામે અથવા તેમના દુરાચારો સામે પંચાણુ ફરિયાદો લખવામા આવી હતી આ લખનાર એક મારટીન લુથર નામનો મજબુત બાધાનો અને ખડતલ આદમી હતો લખાણથી તે, તમામ માનવોનો,ધર્મના વ્યવહારમા સમાન હક્ક જાહેર કરતો હતો

હવે આ જાહેરાતને અરધો સૈકો વીતી ગયો હતો એટલા સમયમા તો યરોપ, આખાપર જુની રૂઢિવાળાઓ અને સુધારકો વચ્ચેના યુદ્ધો સળગી ઊઠયા હતા આ યુદ્ધોમા સુધારક મોરચાપર નુતન યુગનો વેપારી, ભગવાનને ભજ વાની સમાન છૂટ માગતો, લોક સમુદાયનો સથવારો કરીને રાજકીય સમાનતાની પણ માગણી કરતો ઉભો હતો

ચિત્રકારો આ નવા જમાનાનાં ચિત્રો ચિતરવા માંડયા હતા. આ નૂતન જમાનાનો શબ્દ છાપનારૂં છાપખાનું પણ શરૂ થયું હતું. જુના જમાનાનાં ચિત્રો પ્લાસ્ટર પર ચિતરાંતાં હતાં, નવા જમાનાએ તૈલ ચિત્રનો સામાન નૂતન ચિત્રકારને આપી દીધો હતો.

પણ ચિત્રકાર શું ચિતરતો હતો ? ચિત્ર લેખનનો એનો 'મોડેલ' શું બન્યુ હતું ! જીવનનો જીવતો પદાર્થ કેવું રૂપ ધરીને ચિત્રકારની પીંછી પરથી આકાર ધરવા માગતો હતો ?

નૂતન યુગના તાપ તપતા હતા. માનવોને જીવતાં જલાવી દેતી હોળીઓના ભડકા એવાતો ભયંકર બનતા હતા કે ત્યારે યરોપનાં માનવોની વસ્તી સંહારની કતલોમાં, કોઈ કોઇ પ્રદેશપર એક દશાંશ જેટલી બની જતી હતી. ત્યારે, મોતની પડાપડીમાં નુતન યુગનો આરંભ થતો હતો અને તેની રેખાઓની પાછળ જુના જગતનું રૂપ વેપારી યુગનુ ધર્મની તાપણીઓ ચેતાવીને માનવ સંહારની ચિતાઓ પરથી, જન્મ પામતા નવા રૂપને ચમકાવતું હતું.

ત્યારે યરોપના રજવાડામાં, બે શહેનશાહો મુખ્ય હતા. એક સ્પેઈનનો શહેનશાહ હતો અને બીજો ફ્રાન્સનો શહેનશાહ હતો. સ્પેઈનના શહેનશાહની દિકરીને, ફ્રાન્સના શહેનશાહ લુઈ ચૌદમા સાથે સાદી કર્યા વિના છુટકો થાય તેમ હતું જ નહીં એટલે એકમેક પર અવિશ્વાસથી ભરેલા આ બંન્ને શહેનશાહોએ લગ્નનો માંડવો, સ્પેઈન અને ફ્રાન્સને જુદા પાડતી એક નદીની સરહદમાં, નદીની વચ્ચેના એક નાનકડા ટાપુપર બાંધવાનું નક્કી કર્યું.

આ લગ્ન મંડપના ડેરા તંબુઓનું રૂપ ઘડવાનું કામ, વિલાસકવીઝ નામના એક ચિત્રકારને સોંપવામાં આવ્યું હતું, તથા તે પહેલાં આ સ્પેનીશ ચિત્રકારની ઇકોતેર પેઢીઓ, ઉચ્ચકુળના ઉમદા લોહીવાળી હતી કે નહીં તે, સાબીત કરવામા આવ્યું હતું.

આ રીતે, જ્યારે સ્પેઈન અને ફ્રાન્સનો ચિત્રકાર શહેનશાહોની સાદીઓના જ્યારે શણગાર સજતો હતો ત્યારે, સોળમા શતકમાં, ચિત્રકારોના સરઘસમા, આગેવાન બનવા હોલેન્ડ અને ફ્લેન્ડર્સનો કલાકાર આગળ આવી પહોંચ્યો હતો. ફ્લેન્ડર્સમાંજ તેલ ચિત્ર કરવાની શોધ થઈ ચૂકી હતી. ફ્લેમીશ કલાકારો વારસામાં જ ચિત્રલેખન સોંપીને, પોતાના કલાકાર દિકરાઓને આગળ ધકેલતા હતા. કલાકારો બનતા ફ્લેમીશ દિકરાઓનો વંશવેલો ઉજવળ બનાવતો બ્રુઘેલ પીએટર પણ ઈ. સ ૧૫૨૫મા, નીધરલેન્ડસના, મશહુર એવા બ્રેડા નગર પાસેના એક ગામડામાં જન્મી ચૂકયો હતો

આ કલાકારનો બાપ એક અદનો કિસાન હતો આ કિસાન ઘરની માતા એક હળધરની, ખેડુતની દીકરી હતી. એ પોતે પણ પગથી માથા સુધીનો ખેડુત બાળક જ હતો. એણે બાળપણમા જ ધરતીના રોજના રંગ ચિતરવા માંડયા હતા એને કોઇએ, ચિત્રકળા શિખવા માટે પૈસા આપ્યા અને આ અદનો કિસાન યુવાન, ફ્રાન્સ અને ઇટાલીમા જઇને ભણીને પાછો આવ્યો ત્યારે પણ, ફ્લેન્ડર્સના કિસાન જેવો જ રહ્યો હતો.

એણે આન્ટવર્પમાં અને પછી બ્રુસેલ્સમાં ઘર માંડયું અને ચિત્રશાળા ખોલી. સોળમા સૈકાના ત્રીજાભાગમાં એનાં ચિત્રોમાં નવો પદાર્થ દેખાયો. માનવજીવનનો આ પદાર્થ, લોકસમુદાયના રોજના જીવનવ્યવહારની રેખાઓને ધારણ કરીને અને એજ વ્યવહારના રંગમાં મઢાઈને ચિત્રપટ પર ચિતરાયો. આ ચિત્રપટપર ચિત્રકારે મધ્યયુગનો ત્રાસ બનેલું જીવન પણ ચિતર્યું અને એ જીવનનાં કટાક્ષો રચીને જમાનાને જણાવ્યું કે, "અંધ આગેવાનો અંધોને દોરે છે." આ અંધ સરઘસ પરની વ્યક્તિઓપર એણે જીવનવ્યવહારના વિકટ રંગો આલેખ્યા અને કચડાતી માનવતાના કલ્પાતને જીવતુ બનાવીને આલેખ્યું. એણે



પહેલીવાર કુદરતના આબેહૂબ રંગોને. માનવજીવન સાથે ઓતપ્રોત કરીને, જીવનને કુદરતનું સહોદર બનાવ્યું અને ધરતીનું, જીવનવ્યવહાર સાથે, એકતાનું રૂપ લખીંનાખ્યું. એની પીંછી જીવનવ્યવહારને અડીને જીવતી બનીને,

ફ્લેમીશ કલાનું રૂપ ધરીને, આ ચિતારાને નુતનયુગનો, સર્વયુગી ચિત્રકાર તરીકે પૂરવાર કરી ગઈ.

નુતનયુગ પહેલાંના અંધકારમાં પ્રકાશના એકજ કિરણ જેવી ચિત્રકલાના રૂપની નવી જાતની ટીકા કરતો જમાનો, હવે રૂબેન્સ નામના એક ચિત્રકારનાં ચિત્રોની ખામીઓ દેખવા માંડતો કહેતો હતો, કે દેખો તો આ રૂબેન્સની ચિતરાયલી સ્ત્રીઓનો અંગમરોડ પુરૂષો જેવો છે. એનાં દેવદૂતો આકાશમાં ઉડે છે પણ એ ઉડનારાંઓ ગુરૂત્વાકર્ષણના નિયમને નહીં જાણનારાં રૂપાળાં છતાં અબુધ જેવાં નથી લાગતાં! અને એની દેવીઓની પ્રતિમાઓને જાણે કોઈ વાર, કોઇ રોગ થતો જ ન હોય તેવી જડ જેવી કૃત્રિમ લાગે છે!

રૂબેન્સ પોતે, હવે ટીકાઓ સાંભળતો, ટીકાઓપરથી, ચિત્રકલાની ખામીઓ પૂરવાનો પ્રયત્ન કરવા લાગી ગયો હતો.

રૂબેન્સ, જયારે દશવરસની ઉંમરનો હતો ત્યારથી જીવનની ઉથલપાથલનાં જીવતાં ચિત્રો દેખવા માંડયો હતો. રૂબેન્સનો મોટો ભાઈ તો જેલમાંજ જન્મ્યો હતો, અને એનો પોતાનો જન્મ કેદખાનામાં થયો હોત પણ એ બચી ગયો હતો અને કાલવીનના મતવાળા એનાં મા-બાપ આન્ટવર્પમાંથી જર્મનીમાં ભાગી ગયાં હતાં. એનો બાપ કોલોનમા ઘરમાંડીને, સેક્સનીના શાસક, વીલીયમની તરછોડાયલી રાણી એનના સલાહકારની નોકરી કરતો હતો. ત્યાં આ ફ્લેમીશ નાગરિકે, વીલીયમની

દિકરી સાથે "ખાનગી સંબંધ બાંધી દીધો એટલે એને પકડીને પાછો કારાગારમાં "પૂરી દેવામાં આવ્યો ત્યારે રૂબેન્સની પત્ની વિલીયમ પાસે આવીને આજીજી કરતી બોલી, "મને પણ મારા ધણિ સાથે કેદખાનામાં રાખવાની કૃપા કરો !"

"તારા આવા ધણિ સાથે, તું !" વિલીયમને અજાયબી થઈ.

"પણ ત્યાં, એ ગમે તેવાનું કોણ ?"

એમ રૂબેન્સનો "ઘરસંસાર": કારાગારમાં ચાલ્યો. પછી આ કેદી કુટુંબને સીજેન નામના એક જરમન ગામમાં જઈને રહેવાની છૂટ મળી. ત્યારે એ ગામમાં આવેલા કુટુંબને પીએટર પોલસ નામનો નવો દિકરો ઇ. સ. ૧૫૭૭ માં સાંપડયો અને થોડા જ દિવસ પછી બાપ મરણ પામ્યો. પછી માએ ફરીવાર કેથોલીક ધર્મ સ્વીકારી લીધો, અને પોતાના નવા દિકરા, પીએટર–પોલસ–રૂબેન્સને લઈને વતનમાં આન્ટવર્પમાં પહોંચી ગઈ ત્યારે આ રૂબેન્સની ઉંમર દશ વરસની હતી. દશ વરસની ઉંમરે ચિતરવાના શોખવાળા આ દિકરાને એણે પોતાને ત્યાંની એક ચિત્રશાળામાં ભણવા મૂકયો.

હવે એની ઉંમર તેવીસ વરસની હતી. હવે આ નવજુવાન રૂબેન્સ ભણી ઉતરીને ઇટાલીમાં ચિત્રકલા દેખતો, બુદ્ધિમાન ચહેરાથી શોભતો અને ઉમરાવ બની ગએલા એના મરણ પામેલા બાપની જુવાન છબીની મગરૂરી ધારણ કરી રહેલો, વેનીસમાં આવી પહોંચ્યો હતો. વેની-

સથી એ સ્પેઇનમાં જતો હતો અને ત્યાંપણ ચિત્રોનું અવલોકન કરતો હતો. પછી પાછો એ ઇટાલીમાં આવીને રહેવા માંડયો હતો.

ઈ. સ. ૧૬૧૮ ની સાલ ચાલતી હતી. રૂબેન્સ હવે ચિત્રકાર તરીકે પંકાઈ ચૂકયો હતો અને રોમ નગરમાં રહેવા માંડયો હતો. પછી એની માતાનું મરણ થયું અને અકારા બનેલા રોમને સલામ કરીને એ ચાલી નીકળ્યો અને આન્ટવર્પમાં આવી પહોંચ્યો. ત્યાં એણે ઇઝાબેલાને દેખી. અઢાર વરસની એક ઈઝાબેલાની આંખમાં એણે સ્વર્ગીય પ્રકાશ દીઠો, અને એ ઈઝાબેલાને પરણી ગયો. એણે ઈઝાબેલાની આખના રંગો જેવા રંગોનાં અનેક ચિત્રો ચિતરી નાખ્યા. એની પાસે ચિત્રકળાના વેચાણમાથી ખૂબ દોલત આવી. એણે ઇટાલીની ઇમારતોના રૂપમાં એક મહાલય મઢાવ્યો અને એક ચિત્રકળાના કારખાના જેવી ચિત્રશાળા શરૂ કરી.

એ ચિત્રશાળામાં એક ચિતારો ભણુવા આવતો હતો.

આ જુવાન ચિતારાનું નામ વાન-ડીક હતું. વાનડીક પણ આન્ટવર્પમાં જ જન્મ્યો હતો, અને ઇટાલીમાં ઘણાં વરસો સુધી ભટકયા પછી તેત્રીસ વરસની ઉંમરે ઉથલ પાથલ થતા જમાનાને દેખતો હતો. સ્પેઇનની શહેનશાહતનો હોલેન્ડ પર વિજય થઇ ગયો કે તરત જ જ્યાં એકવાર કલાકારોની પ્રયોગશાળાઓ હતી તેવા આન્ટવર્પ નગરની હીલચાલને રૂંધી નાખે તેવી નાકાબંધીમાં આન્ટવર્પની

શેરીઓમાં ઘાસ ઉગવા માંડયું હતું એટલે વાન–ડીકે અંગ્રેજી રાજાનું દરબારી ચિત્રકાર બનવાનું, આમંત્રણ સ્વીકારી લીધું.

પણ વાન–ડીકે, હોલેન્ડને છોડતા પહેલાં જાહેર કર્યું કે, હવે, જીંદગીની વાસ્તવતામાં ન હોય તેવાં દેવ દેવીઓના ચિત્રો રચવાનો જમાનો જતો રહ્યો છે. હવે રાજા મહારાજાઓની યશગાથા-નાં જીઠાણાં ચિતર્યા કરતી કલા કાયાપલટ કરી રહી છે આજે તો અદના માનવોની જીંદગી ચિતારાઓએ ચિતરવી જોઇશે. એમ કહીને એણે જાન, સ્નીલીંગનું એક સામાન્ય માનવીનું જીવતું ચિત્ર દોર્યું.



વાન–ડીક ઇ. સ ૧૬૪૧ મા મરણ પામ્યો



ડચ લોકોનું લીડેન નગર જુના જમાનાનું ઉદ્યોગ—નગર હતું. એ ઉદ્યોગનગરને ઘેરો ઘાલીને એકવાર જ્યારે સ્પેનીશ લશ્કરોની છાવણી પડી હતી ત્યારે . . .



"ત્યારે અહાહા . ત્યારે, જ્યારે, ડાઇકસને તોડી નાખીને દરિયાના પાણીને આ સીમાડાઓ પર સૌએ પાથરી દીધા હશે ત્યારે, કેવી રળિયામણી લાગતી હશે આ કુદરત અને આ .." બોલતો બૂમ પાડીને વિચાર કરી પડતો એક છોકરો આ નગરની દિવાલપર ચઢીને આડો થઇને, ચિત્ર દેખી રહ્યો હતો. ત્યારે એણે, બાપાની લોટ દળવાની ઘંટીના ઘરમાંથી કાકાનો ઘાટો સાંભળ્યો અને તરત જ કાકાનું જમાના જુનું કલેવર દેખાયું.

"હેઠો ઉતર તો રેમબ્રાન્ટ."

"તમે જાતે જોએલુ ને કાકા!" પેલા છોકરાએ જવાબને ગળી જઈને સામો સવાલ ફેંક્યો.

"જ્યારે સ્પેનીઆડોએઘેરો ઘાલેલો અને તમે લોકોએ ડાઇક્સ તોડી નાખીને. .."

"હા, હા, હું ત્યારે તારા જેવડો જ હતો" કાકાએ મગરૂરીથી કહ્યું, "એ તો મેં તને અનેકવાર કહ્યું છે."

"અને હું ત્યારે હતો જ નહીં?" છોકરાએ નિઃસાસો નાખ્યો.

"તું નહોતો તેથી કંઇ ડાઈકિસ તટયા વિના રહ્યાં!" કાકાએ હસીને કહ્યું, "તું હેઠો ઉતર હવે."

છોકરો હેઠો ઉતર્યો અને કાકાની પાછળ ચાલતો ઘંટીઘરમાં પેઠો. ઘરમાં પેસતાં જ બાપાએ એને પૂછયું, "તારે ભણવું નથી જ!"

"ચિતરવું છે" છોકરાએ અદબથી કહ્યું.

"એટલે એમ કે તારે, વકીલ નથી થવું અને ચિતારો થવું છે!"

છોકરાએ ડોક હલાવી.

"પણ તારે આ ઘંટી તો નથી જ ચલાવવીને?"

રેમબ્રાન્ટે ના પાડી દીધી.

"તો ચા, આગળ!" બા બાપા સાથે નક્કી કર્યા પ્રમાણે કાકાએ છોકરાને આગળ કર્યો અને પછી ત્રણે જણ રેમબ્રાન્ટને લઈને લીડેનની ચિત્રશાળા તરફ ચાલ્યાં. કાકાએ રેમબ્રાન્ટે દોરેલાં થોડાંક ચિત્રો સાથે લઈ લીધા

સ્વાનેનબર્ગની ચિત્રશાળા આવી પહોંચી. આ ચિત્રશાળામાં, સ્વાનેનબર્ગ પાસે, રેમબ્રાન્ટને સોંપતાં, પેલાં ત્રણ વાલીઓએ કહ્યું, "એને ચિતારો થવું છે!"

"ભલે થાય, ભલે થાય" બોલતા સ્વાનેનબર્ગે, નવા શિષ્યને ચિત્રશાળામાં દાખલ કર્યો.

બે વરસ વહી ગયા, પછી પેલાં ત્રણે વાલીઓ પાછાં ચિત્રશાળામાં આવ્યાં હતાં. તેમને, સ્વાનેનબર્ગ કહેતો,

હતો, "હવે આ લીડેનનો સર્વોત્તમ ચિતારો હું નથી, રેમબ્રાન્ટ છે"

"એમ્ હે!" વાલીઓ હરખાયા

"એને આમસ્ટરડામ મોકલો હોલેન્ડના મહાન કલાકારો ત્યાજ વસે છે"

જુવાન રેમબ્રાન્ટ આમસ્ટરડામ ગયો એણે આમસ્ટરડામના ઉત્તર મહાસાગરના મોજાઓ દેખ્યા એણે આ ડચ નગરની શેરીઓમા ઉભરાતા, નર નારીઓના વ્યવસાયની અનેક રેખાઓ દેખી અને ચિત્રપટપર દાખવી દીધી આમસ્ટરડામના નગરજનો આ નુતન ચિત્રકારની રેખાઓમા પોતાની અનેકવિધ છબીઓ દેખીને આનંદ પામ્યા



આજે આમસ્ટરડામનો મશહૂર ચિતારો, સાસકીયા નામની એક શ્રીમંતની યુવાન દીકરી સાથે પરણ્યો હતો. પરણીને એણે સુંદર અને ખરચાળ એવા ઘરને શણગારવા સાધનોનો સાજ વસાવી દીધો હતો. આમસ્ટરડામની સુંદર છબીઓ એણે અનેક રંગોમાં મઢી હતી. પોતાની યુવાન પત્નીના રૂપને પણ એણે આલેખી નાખ્યું હતું. હવે, રેમબ્રાન્ટ અને સાસ્કીયાના ઘર સંસારમાં બાળક જન્મ્યું હતું. બાળકને છાતી સરસું ચાંપેલી સાસકીયાનું એણે ચિત્ર ચિતર્યું હતું. આ ચિતારાનું ડચનગર સુંદર હતું. એણે ચિતરેલી શ્રીમંતોની છબીઓ સુંદર હતી. આ સુંદરતામાં સજાયલા એના સંસારની સુંદર છબીઓ હવે, રંગનાં અનેક રૂપ ધરેલી છાયાઓ બની હતી. આ બધી છાયાઓમાં પ૭છાયાની ભાત પાડીને, પ્રકાશ અને છાયાની મિલાવટ જે જીવન વાસ્તવતાના રૂપમાં હતી તે સચોટ બનીને; એનાં નવાં ચિત્રોમાં આવવા માંડી હતી.

આ નવીનતાથી ઓપી ઉઠતું એણે, રાત્રિ ચોકીના નામવાળું મશહૂર બનેલું એક ચિત્ર દોર્યું. આમસ્ટરડામનાં શ્રીમંતો અને ચોકીયાતોને આ ચિત્ર ગમ્યું નહીં કારણ કે તેમાં, એકલો પ્રકાશનો જ રંગ

નહોતો પણ છાયાઓ પણ હતી.

કેવળ આનંદ અને સુખમાં લપેટાયલા આમસ્ટરડામના ચિતારાના સંસારપર, શ્રીમંતોના અણગમાજેવા પડછાયાની છાયા ઉતરી પડી. એના હાથમાંની પીંછી જેમ એકજ હલકથી જીવનનું રૂપ ચિતરી નાખતી હતી તે રીતે એના જીવનરૂપપર શ્રીમંતાઈના અણગમાનો આંચકો ઉતરી પડયો.

એટલે એના જીવતરની છબીમાં જીવનની પ્રખરતાની જે છાયા હતી નહી તે આવી પડી. એની નજર સામે કપરા દિવસો આવી પહોંચવાનું એંધાણ એને દેખાયું. જીવનની વાસ્તવતા સાથેજ પ્રેમમાં પડેલો આ ચિતારો, અડગ બનીને, ચિત્રકલાના વાસ્તરૂપનેજ ચિતરતો, શ્રીમંતાઇની ખુશી ખુશામતને ઠોકર મારતો, ઈસુનું ચિત્ર ચિતરતો, ચિત્રની જબાનમાં જાહેર કરતો હતો કે, "ઈસુ કોઈ ભગવાનનો દિકરો નથી પણ મનુષ્યનોજ દિકરો હતો અને મનુષ્ય જ હતો."

એણે જીવનની કઠોરતાનાં આઠ વરસ પસાર કર્યાં અને આઠ વરસમાં એની સાસકીયા બિમાર પડીને મરણ પામી. આમસ્ટરડામના મહાન ચિતારાનો સાથ, શણગારનોજ પ્રેમ કરી શકતી શ્રીમંતાઇએ છોડી દીધો અને ગરીબાઈની યાતનાનો પડછાયો, આ સંસ્કાર સ્વામીના, સંસારપર ચિતરાવા માંડયો. એણે સાસકીયા અને પોતાના બાળકનું વાસ્તવ ચિત્ર દોર્યું.

સાસકીયા, એક ટીટસ નામના પોતાના બાળકને સોંપીને મરણ પામી ચૂકી હતી. બાળકના ઉછેરની



અને ઘર ચલાવવાની આવડત વિનાનો આ ચિતારો, એ બન્ને કામ કરી શકે તે માટે હેનડ્રીકી નામની એક બાઈને,તેની સાથે લગ્ન કર્યા વિનાજ પોતાની ઘરવાળી બનાવતો હતો, કારણકે આ બાઈ સાથે, રેમબ્રાન્ટ જો લગન કરે તો, પોતાના દિકરા ટીટસને, તેણે સાસકીયાના કુટુંબમાં સોંપી દેવો પડે તેવો કાયદો એને લાગુ પડતો હતો.

આ જીવન સંજોગમાં, આમસ્ટરડામનો ઉપલોવર્ગ એની સામે જીવનકલહનો જાલીમબનીને લાગી ગયો હતો. ત્યારે ગભરાયા વિના ફલકપર ચિતરાઈલી પોતાની જાતને, અંતરિક્ષમાં દેખીને, રેમબ્રાન્ટ પોતાનું ચિત્ર ચિતરતો હતો.



આ નુતન છબીમા એની પીછીમાથી એનો ભપક ભર્યો ડગલો ચિતરાતો નહોતો આ ચિત્રણુમા એની નજરમા હતી તેવા અધિકારની ચમકવાળી મસ્તી ચિતરાતી નહોતી આ સ્વય છબીમા એ વાસ્તવતાના સસ્કારના કારીગર જેવો ડગલો પહેરેલો, શ્રમમાનવની અદાથી, અધારી છાયામાથી ઓપી ઉઠતો, પ્રખરતાની રેખાઓથી મઢાયલી ઉદાસીનતામા, મક્કમતાની છાયાનો નિરધાર જાહેર કરતો હતો, “હુ આખરતક લડતો રહીશ”

એણે લડત ચાલુ રાખી શ્રીમતાઈના શૃંગારને, સ્વચ્છંદરૂપમા ચિતરવાને અને ઉપલા થરના મિથ્યા અભિમાનની ખુશી–ખુશામત કરવાને બદલે એણે જેવુ જીવન દેખાતુ હતુ તેવું, આબેહૂબ ચિતરવા માડયુ. એમા એણે એ જીવનનો પ્રાણ જ્યા હતો ત્યાથી, બહાર લાવીને તેના સુખદુ ખના ધબકારા પોતાની રેખાઓ અને ર ગમા ઉતારવા માડયા

એટલે એના ઘરાકો ઓછા થયા એની આવક કમી થઇ ગઇ એના પડોશીઓ એનાપર ચિડાયા. એના સગાઓ એની સાથે રિસાઇ પડયા

તોય પિછીને મક્કમતાથી પકડી રાખતો એ કહેતો હતો, "હુ સ્વતત્ર રીતે મારી કલા ચિતરતો રહીશ" એણે સ્વતત્ર રીતે ચિતરવામા પોતાની કલાના સ્વરૂપોને ચારે બાજુએ અવકાશની વચ્ચે સ્વતત્ર રીતે ઉભા રહેવા દીધા અને રૂપની આ રગભૂમિપર જીવતરની અદાને એણે સ્વાભાવિક રીતે ફરવા દીધી

એની ચિત્રની દુનિયા, બહારની દુનિયા સાથે, હળતી મળતી, એકબીજાની છબી એક બીજાના અતરમા દેખતી, એકમેકના કાનમા નિખાલસ વાત કરતી દેખાઈ પણ માનવતા, "કાલવીનીસ્ટ ડોમનીઓ"ને આવી નિખાલસતા પસંદ પડી નહી મરજાદી પાદરીઓએ, પોતાની વ્યાસપીઠ પરથી, રેમબ્રાન્ટની નિંદા શરૂ કરી મરજાદી મહાશયોએ, નીતિ માન નાકના ટેરવા ચઢાવીને, આ ચિતારાને અનીતિ માન કહ્યો

દેવાદાર બનેલા આ મહાન ચિનારાપર, શિકારીની છગાથી શાહુકારો અને લેણદારોએ આ સસ્કારના ૩પકારનુ ઘર ૧૬૫૭મા ટાચમા લઈલીધુ આમ્ગ્રરામની અદાલતનુ આખુ કમઠાણુ એના સામાપક્ષમા ઉભેલુ દેખાયુ પડોશી પર પ્રેમ કરવાના દેવળોના પાદરીઓ સસ્કાગ ઘરના લીલામનો જલસો દેખતા આનદ પામ્યા રેમપ્રાન્ટે આ સોનેની જમાનાના માનવીને સુવર્ણનો તાજ પહેરાવીને



ચિતર્યો એ માનવીના પ્રતાપથી રેમબ્રાન્ટનુ ઘર વેચાઇગયુ એના ઘરનુ બધુ રાચરચીનુ માગતાવાળાઓને ઘર હરરાજીમા ચાલ્યુ ગયુ ચિનકારના બધા ચિત્રો લીલામની લીલામા ઘસ ડાઈ ગયા ઙચ સાહસિકોની શ ગારનગરીએ, હકુમતની તાકાતથી પોતાના સસ્કાર માનવને અકિચન બનાવીને, રસ્તા પર રખડતો કરી દીધો

ચિનકાર ચાલતો થયો ઘરવખરી વિનાનો રેમબ્રાન્ટ મક્કમ પગલા માડતો, આગળ હતો, પાછળ એની ઘરવાળી એક નાનકડી બાળકીને લઈને, ચાલતી હતી પહેરેલે કપડે નીકળી પડતો સસ્કાર સ્વામી એક ગરીબ ઘરમા એક

ઓરડો ભાડે રાખીને, અદની માનવતાનો અકિંચન પડોશી બનીને ઉંડો શ્વાસ ખેંચતો હતો, " મારા જીવતરના ચિત્રનું છેલ્લું પ્રકરણ હવે શરૂ થાય છે. "

સોળમા સૈકાના ખ્યાલ પ્રમાણે એ અધાર્મિક હતો કારણ કે પ્રેમસ્વરૂપ પિતા જેવા ભગવાનને માનતો છતાં, તેને દેખવા માટે એ કોઈપણ દિવસ દેવળમાં ગયો નહતો. ઈસુની છબીને એ અદની માનવતામાં, આમસ્ટરડામનો શ્રમ બોજ વહ્યા કરતાં શ્રમમાનવોના સંઘમાં દેખતો હતો, અને એ, આ મહાનગરનાં માનવોને, ચિત્રો દોરીદોરીને પૂકાર કરતો હતો કે, " જે ગરીબો, જે અકિંચનો, જે લૂલાં-લંગડાં, અંધો અને અપંગો, તથા અહોરાતનો શ્રમ વહેતાં માનવસ્વરૂપોને મેં આલેખ્યાં છે, તેમનાથી જ આ નગર ભરપૂર ભરેલું પડ્યું છે. ઇસુના એ સંઘને, આપણા જગતની ઘટનામા, સમાન જીંદગીનું સ્થાન આપીને જ આપણે ઈશ્વરને ઓળખી શકીશું. "

જગતને જીતવા, જહાજોપર સ્વાર થતી ડચ દુનિયાને પૂકાર કરતો, સંસ્કાર સ્વામી, પોતાના જીવન પટપર ચિતરાયલી, વેદનાની સારવાર કરતો બેઠો હતો. એની કલામાંથી હવે ડોકટરને દેવા જેટલી ફી એ કમાઈ શકયો નહોતો, એટલે, મરણ પામતી પોતાની સ્ત્રીને દવાદારૂ વિનાની આખરી વિદાય દઈને, શબને દફનાવવા માટેની કબર ખરીદવા દેવું કરતો હતો.

પણ ત્યાં તો, એનો દિકરો ટીટસ, થોડાજ મહીના પહેલાં પરણીને, પોતાની ગર્ભવતી પત્નીને પાછળ મૂકીને મરણ

પામતો હતો, અને ટીટસના શબને દફનાવવા જેટલી જગા મેળવવા એ પોતાની સ્ત્રીની કબરને ગીરો મૂકતો હતો.

ત્યારે જીવતરની રંગભૂમિ પર રૂપની આરાધના કરતો પોતાની પુત્રવધુનો પ્રસવ દેખતો, હરખાતો, આ સંસ્કાર સ્વામી, જીવનનું નુતન રૂપ ધરીને આવેલી બાળકીનું નામ ઇસુની સહચરીના નામમાં, મેગડાલીના પાડતો હતો.

છેવટે ૧૬૬૯ની સાલ આવી પહોંચી. છેવટે આ ચિતારાની જીવતરની રંગભૂમિના છેલ્લા પ્રવેશ પર, પડદો પડવા લાગ્યો.

વિશ્વની ચિત્રકલાએ, આ મહામાનવના શબ પર પડદો ઢાંકી દઈને પોતાના ઈતિહાસમાં, ડચ ચિત્રકલાનું છેલ્લું પ્રકરણ લખ્યું. રંગભૂમિ પર પડદો પડયો અને મોતની ભયાનક શાંતિએ. ગરીબાઇ, ઉદાસીનતા, અને સંસ્કાર તરફની બેજવાબદારીનો કોલાહલ કરી મૂકીને, હોલેન્ડના આ સંસ્કાર સ્વામીના, શબને દફનાવવા માટે તેર ફ્લોરીનનું ઉઘરાણું કર્યું.

જેણે સેંકડો ચિત્રોની સખાવત કરીને ડચ જગતને અને વિશ્વની કલાકૃતિને, સંસ્કારના રૂપમાં મઢી હતી, તેનું મૂલ્ય સોનેરીશૃંગારના ભાવતાલમાં તેર ફ્લોરીનનું ચૂકવાયું.

★



નૂતન યુગના ઉંબરાપર બેસીને, એક ગોયા નામનો ચિતારો જૂના જગતનું સ્મશાન સરઘસ ચિતરવા મચી પડયો હતો. જેવું જગત હતું તેવું જ તેનું ચિત્ર હતું. જગત જેવા આ ચિત્રમાં અનેક માનવોનાં, અનેક કુદરતી દેખાવોનાં, દંતકથાઓનાં રૂપકોનાં, અને રોજીંદા જીવનનાં જીવનની રંગભૂમિ પર ભજવાતી, હાસ્ય કથાઓ અને કરૂણ કથનીઓના કટાક્ષનાં, મજાકનાં, ભવાઈઓનાં અને ભવાડાનાં અથવા કહોને કે પગથી માથા સુધીના ત્યારના સામાજીક જીવતરના ચિત્રો આ ચિત્રમાં ઉભરાતાં હતાં અને સરઘસ બનીને જુના જગતના કબ્રસ્તાન તરફ કુચ કરતાં હતાં.

નહીં રૂપાળું અને નહીં કદરુપું એવું આ ચિત્ર અસરકારક હતું. આ ચિત્રનો ચિતારો નામે ગોયા અથવા ફ્રાનસીસ્કો-જોસે-ગોયા-લુચીનટીસ, સ્પેઇનના એરેગોન પ્રાંતના એક ખડતલ ખેડુતને ત્યાં ૧૭૪૬ ના માર્ચની ૧૩ મીએ જન્મીને, સારાગોસા જનારા રસ્તાપરની પોતાના

બાપની ઝુંપડીની દિવાલ પર, ચૌદ વરસની ઉંમરે જ થોડીક રેખાઓ દોરી નાખીને, એક રસ્તે જતા સાધુને બૂમ પાડતો હતો, "દેખતા જાવ, સાધુબાવા, મે ચિતરી નાખ્યા છે તમને"

પેલા સાધુબાવા, પોતાનું કઢંગુ રૂપ ચિતરાઈ ગએલું દેખતા, સ્મિત કરતા ચાલ્યા જતા હતા, અને આ ગોયાને એરેગોનમા, સારાગોસાની ચિત્રશાળામા ભણવા જવાની સગવડ કરી આપતા હતા પંદર વરસનો ગોયા સારાગોસાની ચિત્રશાળામા ચિત્રકામ શિખતા શિખતાં એ જીવનના ભિતરમા પેઠો કેવુ એ ભિતર હતુ ! એમાં, ગાવાનું, પિવાનું, નાચવાનું, યથેચ્છ વિહાર કરવાનો અને એક બીજાની પીઠ પરથી ઠેકી જઈને, જીતવાનું હતું આ ભિતરનું જીવન કોઈવાર શેરીપરની ગુંડાગીરીમા દેખાઈ પડતું. આવા દેખાવમા ગોયા સૌથી મોખરે રહેતો હતો. એકવાર એક શેરી પરની, ગાવા, પીવા, અને નાચવાની લડાઈમાં, ત્રણ જુવાનોનાં શબ પડયાં. ગોયાનું નામચીન નામ આ યુદ્ધમા પણ પકાયુ અને અદાલતનો ફેંસલો એના પર આવી પહોચે તે પહેલા, થોડીક પીંછીઓ અને રંગ લઈને, સ્પેઈનના પાટનગર માડ્રીડનો રંગ માણવા સારાગોસામાથી ગોયા મધરાતે નાસી છૂટયો

માડ્રિડમા એ મેંગ્સની ચિત્રશાળામા પહોચી ગયો. માડ્રિડમા ચિત્રકામ ભણવા આવેલો આ સ્વચ્છંદ છોકરો વીશ વરસની ઉંમરમાં ઉત્તેજીત થએલો, કેડ પર તરવાર તાણી બાંધીને હોઠ પર ગીતનો ગુંજારવ લાવીને માડ્રિડ

નગરના રસ્તાઓ પર ઠેરઠેર વિહાર કરવા લાગ્યો. એક વહેલી સવારમાં સ્વચ્છંદ વિહારનો આ સાહસિક એક શેરીના ખુણા પર પડયો હતો અને એની કુખમાં ખંજરનો ઘા થયો હતો.

પણ ઘાતો રૂઝાઇ ગયો અને એને કોઇએ ઇટાલીમાં મોકલી આપ્યો. પ્રાચીન કલાકારોની અનેક પ્રતિમાઓ સાથે વાતો કરતો રોમનગરના રસ્તા પર રખડતો, રોમના ભિતરમાં ઉતરી પડીને, પેટ ભરીને, પીતો, નાચતો, અને પ્રેમ કરતો, એ પાછો જીવ બચાવવા પોતાના પાટનગર માદ્રિડમાં આવી પહોંચ્યો. ત્યાં એણે સૌથી પહેલું કામ પરણી જવાનું કર્યું. એણે માદ્રિડ નગરમાં ઘર માંડીને જીવ તરના ઉછળતા જોમને ત્યારના માનવ જીવનની પગદંડી પર જોતરી દીધું. પછી સમયના હાથમાંની પીંછીને ધારણ કરતો, ગોયા ત્યારના જીવતરના ઘમસાણને અનેક રેખાઓ અને રંગમાં આલેખી નાખતો અરધા સકા સુધી યરોપના જગત પર અનેક ચિત્રોનું સરઘસ કાઢીને ચાલ્યા કર્યો.

યરોપના તખ્તા પર જીવનના ઘમસાણની આ હલ-ચલ "રેફરમેશન" ની હીલચાલથી શરૂ થઈ ગઈ હતી. તેમાં કેથોલીકો અને પ્રોટેસ્ટંટોએ એક બીજાની ભયાનક કત્લેઆમ ચલાવ્યા કરી હતી. આવી કતલો કરતા યરોપની ધરતી પર, નવી જ જાતના વેપાર અને ધંધા, અને નવા રૂપવાળાં નર નારીઓ અને ઘરબારો, નિપજ્યા કરતાં હતાં. ઉત્તર યરોપથી દક્ષિણ સુધી અને વરસેઇલ્સથી પોટસડામ સુધી આર્થિક અને સામાજીક વ્યવહારના પિરામીડને ખભા પર ટેકવીને, યરોપના જીવન વ્યવહારનો

પિરામીડ, હાલીઓ, કિસાનો નાના મોટા વ્યાપારીઓ, ઉમરાવો અને સૌની ઉપરની ટોચપર બેઠેલા યરોપના શહેનશાહે આલમોનો બનેલો હતો. આ શહેનશાહોના સાહસિકો જહાજોની પાંખ ફફડાવતા, નવી નવી શોધાતી દુનિયા પર ધિક્કાર વરસાવતા, સોનું લૂંટવાનો હડકવા ધરીને બેઠા હતા.

ઈતિહાસનું આ એક જંગી સરઘસ યરોપની ધરતી પરથી ચાલ્યું જતું હતું. કયાં જતું હતું એ સરઘસ!

ઇતિહાસનું આ સરઘસ ફ્રાન્સ દેશના પેરીસ નગર તરફ આગળ વધતું હતું. આ નગરના માનવ સમુદાયે, ત્યા એક નવી જાતની રૂપ પ્રતિમા ચણવા માંડી હતી. ઈતિહાસના યુગસ્મારક જેવી આ નવી પ્રતિમા આઝાદીની હતી. આ પ્રતિમાના પાયામાં, સમાનતા, બાંધવતા અને આઝાદી નામના શબ્દો યુગવેગના ટંકારવથી કોતરાવા માંડયા હતા. યરોપનાં બધાં રાષ્ટ્રોનાં ઈતિહાસનાં સરઘસો પિરામીડ જેવા ઉંચાં વધીને, વિશ્વ ઈતિહાસની પગદંડી પર, પેરીસ પહોચવા નીકળી ચૂકયાં હતાં. આ સરઘસના પિરામીડ પર બેઠેલો, રાજા અથવા શહેનશાહ, પેલા પિરામીડની



ટોચ પર આંખો બનતો જતો હતો. ઊપરના આકાશમાં, અલોપ બનતો એનો તાજ, એનાં અંતઃપુરો, એના રાક્ષસી

રસાલાઓ, અને એનો રાજદંડ બધુંય અદ્રશ્ય થતું જતું હતું. જેમ જેમ સરઘસ પેરીસને પંથે આગળ વધતું હતું તેમ તેમ જૂના જગતની રજવાડાશાહીની દુનિયા, ગુજરી જઇને અવસાન પામતી હતી.

પેરીસ તરફ આગળ વધતા, યરોપની ધરતીપર ચાલતા થયેલા, આ સરઘસના પાયામાં જ, માડ્રીડ નગરમાં બેઠો બેઠો પેલો ગોયા નામનો ચિતારો, ચિત્રોના ઢગલા ચિતરતો હતો.

હવે આ ચિતારો, માડ્રિડ નગરના શહેનશાહનો, દરબારી ચિતારો બની ગયો હતો. એટલે સ્પેઈનના રાજા ચાર્લ્સ અને તેના અંતઃપુરનું ચિત્ર દોર્યા વિના પણ એનો છૂટકો હતો નહીં. રાજા ચાર્લ્સ ચોથાને તેના કુટુંબ સાથે ચિતરી નાખતો, અને પછી એ ચિત્ર તરફ દેખી રહેતો એ બબડતો હતો, " છકી ગયેલી માનવ ઓલાદને સાંપડેલું આ, જીવતરના ભિતાર જેવું " રાસકલો " નું માનવ ઝૂમખું અથવા ટોળકું કેવું દેખાય છે. ! "

કેવો વિફરેલો આ ચિત્રકાર, પેરીસ પર ઉછળતા, આ માનવ સમુદાયના મિજાજથી બોલતો હતો ! સ્પેઇનના રાજાએ જ એને, પ્રથમ પંકિતના ચિત્રકારનો ઇલ્કાબ આપ્યો હતો છતાં, આ ચિત્રકાર સ્પેઈનના એજ રાજાને છેલ્લી પંકિતનો સ્પેનીઆર્ડ કહેવાનીય ના પાડતો હતો.

આ ચિતારો, શહેનશાહની તથા તેના આખા કુટુંબની રેખાઓને, કઢંગી, છકીગએલી, પતિત બનેલી ચિતરતો હતો તથા આ રેખાઓ ઉપર રજવાડી પોશાકના

વાગા લપેટતો હતો. જેવાં રાજારાણીઓનાં પતિત રૂપ આ ચિત્રમાં મઢાયાં હતાં તેવાં જ તેમનાં ફરજંદોનાં મોઢાં અને માથાં, વિચાર કરવાની એક પણ માનવી તાકાત વિનાનાં, બીલકુલ હાડકાનાં ભરેલાં હોય તેવાં અચેતન એણે ચિતરી દીધાં હતાં. ઈતિહાસના સરઘસના પિરામીડના માથાપર, આ બધો રજવાડો, રાક્ષસી કલેવરમાં, માખી જેટલો ઝીણો આત્મા ધારણ કરીને અલોપ બનતો હતો, અને પારીસ નગરમાં નુતન રચનાની પ્રતિમાનો મુદ્રાલેખ વિશ્વઈતિહાસનું જાહેરનામું પેશ કરતો હતો કે " આજથી રજવાડાનો ઈશ્વરીહકક નાશ પામે છે અને જનસમુદાયોની સમાનઘટના, સાર્વભૌમ બને છે. "

એવા માનવસમુદાયના જીવતરના રૂપની અનેક રેખાઓ ગોયાએ ચિતર્યા કરી. પછી ઈ. સ. ૧૮૨૨ માં એણે એકા એક પીરેનેઝ પર્વતમાળ ઓળંગી અને પોતાના વતનને વૃદ્ધ વયે છોડી દઇને એ બોરડોમાં આખરી જીવન વિતાવવા આવી પહોચ્યો, અને ૧૮૨૮ ના એપ્રિલની ૧૬ મી તારીખે એના અવશેષ બોરડોમા દફનાયા.

પછી ૧૯૦૦ ની સાલ સુધી દેશવટે દેવાયલો આ ચિતારો, બોરડોની ધરતીમાં પડી રહ્યો ઈ સ ૧૯૦૦ માં સ્પેઈનના અને યરોપના આ પ્રથમ પંક્તિના કલાકારને માડ્રિડ નગરમા પાછો આણીને, તેને ભવ્ય સ્મશાનયાત્રાનું માન આપવામા આવ્યું

*



અઢારમા સૈકાનો અરધો ભ ગ પૂરો થઈ ગયો હતો ત્યારના યરોપમા ફ્રાન્સ પર સોળમો લુઇ નામનો શહેનશાહ રાજ કરતો હતો આ શહેનશાહના રાજકારભારમા, આખા યરોપ પર પથરાતુ નવી દુનિયાનુ ચિત્ર ક્યારનુ ય દેખાવા માંડયુ હતું.

આ ચિત્રનું સંસ્કારરૂપ, ડેવીડ નામના કલાકારે દોરવા માંડયુ હતું. ઈ. સ. ૧૭૪૮માં જન્મ પામીને, ઇ. સ. ૧૭૭૫ માં એ કલાકારોના પ્રદેશ ઇટાલીમાં ચિત્રકલા શિખતો હતો. ઇટાલીમાં ભણતર ભણીને આવ્યા પછી એ ફ્રેંચ શહેનશાહ લુઇ સત્તરમાના દરબારમાં કલાકાર તરીકે દાખલ થતો હતો.

ડેવીડે ઇટાલીનાં કલાધામોનું જુનું જગત ચિતરાયલું અને પત્થરમાં કોતરાયલું દીઠું હતું. એ જુના જગતને ડેવીડ પોતાની નવી પીંછીથી ઢંઢોળીને જીવતું કરવા માગતો હતો ત્યારે જ એના અસ્તિત્વપર પેરીસના હવામાનમાંથી નવી હવા ફુંકાતી હતી. સમાજનું કલેવર કરવટ બદલતા પહેલાંની મથામણ કરતું હતું તેનું એને ભાન થતું હતું. પ્રાચીન જગતને જીવતું કરવા માગતી કલાકારની પિંછી એને પોતાને કહેતી હતી. " રાજા મહારાજાઓનું આજે છે, તે જગત પણ, કકડભૂસ કરતું બેસી જવા માંડયું છે ત્યારે તું ! "

કલાકારે પ્રાચીન જગતનો પીછો છોડી દીધો. કલાકાર, રજવાડી દુનિયાની ઘટનાને ભાંગી જતી દેખી રહ્યો. બેસ્ટાઈલ પડયો. રજવાડો પણ પડયો. રજવાડી જીવન રચનાના ભંગાર પારીસની શેરીઓમાં, રખડતા થયા.

નવા જગતનું કટક ચઢયું. જુના જગતે કાયાપલટ કરી. નુતન જગતના જન્મની, પારીસની, રાજક્રાન્તિએ, રજવાડી જગતના નાશનો પૂકાર કરીને, અને માનવમાત્રની સમાનતાની ઘોષણા કરીને જાહેરાત કરી.

ઈ. સ. ૧૭૮૯ ની સાલગિરાહને, જગતભર માટે, પેરીસ નગરે વિશ્વ ઇતિહાસની આગેકૂચને ક્રાન્તિનો સમારંભ પોતાને આંગણે રચીને ઉજવી બતાવી. આ ક્રાન્તિ સમારંભમાં, સત્તરમા લુઈનો દરબારી કલાકાર ડેવિડ, મોખરે હતો. એણે ૧૭૯૨ માં જેકોબીન કલબમાં પ્રવેશ કર્યો અને આ કલાકાર ૧૭૯૨ ના નેશનલ કનવેનશનમાં ચૂંટાયો તથા તેનો મંત્રી પણ બન્યો. જાહેર સલામતિની ક્રાન્તિકારી સરકારની સમિતિના એ સભ્યે, શહેનશાહને દેહાંતદંડ દેવાના નિરધાર પર સહી કરી તથા લોકશાહી રીત રસમમાં, પોતાના દીકરાઓને પણ દંડ દેનાર બ્રુટસનું ગૌરવ ચિત્ર દોરનાર એ કલાકારે, ક્રાન્તિનું કરાલ ચિત્ર પણ દોરી બતાવ્યું.

ક્રાન્તિના કરાલ કાળના કઠોર ઇન્સાફ પર વહેતો આ કલાકાર આજે ગમગીન બનીને એક નવું ચિત્ર દોરતો પહેલી વિશ્વક્રાન્તિના, મેરટ નામના મહારથીને અંજલિ દેતો હતો. લોકમિત્ર નામે મશહૂર થએલો આ મહાનુભાવ ક્રાન્તિના રૂપદર્શનથી ભડકી ઉઠેલા શ્રીમંતોએ મોકલેલા એક ખંજરનો ભોગ બનીને મરણ પામતો હતો. શહાદતના આ ચિત્રને ચિતરતો ડેવિડ, ક્રાન્તિના આગેવાન મેરટને ઇતિહાસના આપશોસ નામના મૂલ્યથી મઢતો હતો.

પ્રતિક્રાન્તિના કોઈ આવરણો વડે પાછી ન વાળી શકાય તેવી ઈતિહાસની ભરતી ચઢતી જતી હતી. આ ભરતીનાં મોજાં પર ઠેકી જઈને, નેપોલીયન બોનાપાર્ટ ક્રાન્તિના નામમાં, નવા ઉગતા ફ્રેંચ શાહીવાદને માટે જગત જીતી લેવા નીકળી પડતો હતો, અને આખા યુરોપ સામે યુદ્ધ જાહેર કરતો હતો, ત્યારે પણ ડેવિડ નુતન દુનિયાનું ચિત્રપટ દોર્યે જતો હતો.

હવે નેપોલિયન વિશ્વનાં સમરાગણોમાથી ઇજીપ્ત થઇને પાછો આવો પહોચ્યો હતો. ઇજીપ્તના રણ સાગરમા સમ યની પ્રતિહારસમી ઉભેલી સ્ફીંકસની પ્રતિમાનાં, ગૂઢ સ્મિત કરતાં અનેક ચિત્રો હવે પારીસ નગરના ખૂરશી ટેબલોપર દોરાવા માંડયા હતાં.

ક્રાન્તિનો સમારંભ જગતપર, પોતાના અક્રૂર નિર્ણયનું અસલી રૂપ મૂકીને હવે સમેટાતો હતો. નેપોલિયન પાછલા દિવસો કારાગારમા વિતાવવા એક ટાપુમા જતો હતો. યરોપના શહેનશાહોએ હવે, લોકજુવાળ, સંહારાઈ ગયો છે, એમ માનીને, પોતે ખૂટલી મૂકેલી ખૂનામરકીના ગોઠીયાઓના સરઘસ કાઢીને પોતાની જમાવટનું નવુ નામ, "હોલીએલાયન્સ" આપીને વીએના નગરમા પોતાનું મિલન ગોઠવ્યુ હતું અને સર્વશકિતમાન ભગવાનને આ શહેનશાહો કહેતા હતા કે અમારે ત્યા એકઠા થએલા શહેનશાહોની અરજ છે કે અમારી પ્રજાઓને, જેમને તે અમારી સંભાળ નીચે સોપી હતી તેમને આઝાદી, બંધુતા અને સમાનતા નામના સેતાનો પાસેથી છોડાવીને, ફરીવાર અમારી સોપણને અમારે હવાલે કરી દે!"

બસ એટલો એક પવિત્ર ઠરાવ ઘડીને જુના જગતના આ રસાલાઓ, વીએના નગરને, પોતાની પરોણાગતથી થએલા દેવાના અસહ્ય ભાર નીચે દબાવીને પોતપોતાના નગરો તરફ પ્રયાણ કરતા હતા ત્યારે ૧૮મુ શતક અંતપામતું હતું અને નેપોલીઅનના યુગના અંતભાગમાં, નવા જમાનાનો ચિતારો ડેવિડ, દેશનિકાલ થઈને, પોતાની પીંછી અને ચિત્રપટ લઈને બેલજીઅમમા મરણ પામવા વિદાય થતો હતો.

**ઉત્થાનયુગની** રેખાઓ હવે નુતન યુગનું રૂપ ધરીને મધ્યાહ્ન પર આવી પહોંચી હતી. ઇતિહાસની સીમામાંથી ઉત્થાન યુગે બહાર નીકળીને, યરોપખંડમાં હીલચાલ બનીને, યરોપની ધનદોલતમાંથી વિજ્ઞાનનાં ઉત્પાદનો નિપજાવવા માંડયાં હતાં. પદાર્થજગતને સમજવામા, હવે નવો રસ જાગી ચુકયો હતો માનવસમાજનાં સંસ્કાર રૂપો પર ડારવીન, બેકન, અને ડીલાકોય ફ્રેંચક્રાન્તિની આસપાસનાં નવાં માનવોની અસર જણાવા માંડી હતી.



" માણસ તારી જાતને તપાસ ! " એવી ગ્રીસના એક ડાહ્યાએ ઉચ્ચારેલી વાત હવે, વિજ્ઞાન અને સંસ્કારનો નવો પ્રકાશ ધારણ કરીને, આજ સુધી નિષેધાયેલા એવા પ્રદેશ પર, પણ 'સર્ચલાઇટ' બની ચૂકી હતી. આ સર્ચલાઇટને ધારણ કરનાર, શિક્ષણશાસ્ત્રીઓ અને મનોવૈજ્ઞાનિકો પણ પદાર્થ વૈજ્ઞાનિકો જોડે ભેગાં મળ્યા હતાં. આ સર્ચ-લાઇટને લઇને, કવિઓ અને નવલકથાકારો પણ સાહિત્ય

સર્જતા હતા આ સર્ચલાઈટને ધારણ કરવાનું તાન, સંગીતના તાનસેનોના સંગીતનો તાલ બનતું હતું ત્યારે આ સર્ચલાઈટને ધારણ કરવામાં, માનવીનું સૌંદર્ય ઘડનારો કલાકાર, શિલ્પી કે ચિતારો પણ પાછળ રહી જવા નહોતો માગતો

એવી વિજ્ઞાનની સર્ચલાઈટનો શોધક પ્રકાશ કોના પર પડતો હતો ?

રેમબ્રાન્ટે, અને બ્રુઘેલે, આ શોધકપ્રકાશનના રંગો અને રેખાઓ વડે, રજવાડી પશુ અને શાહીવાદી રાજ્યોની પાશવતાને પ્રકાશ નીચે મૂકી દેવા માંડી હતી ક્ષુદ્રલોભને વરેલા અને ધનદોલતને જ્યાંથી ત્યાંથી ઝડપી અને હડપી લેવા દોડતા દોલતમંદોના, બેજવાબદાર વ્યવહાર નીચે, ખાણોમાં, ખેતરોમાં અને કારખાનાઓમાં કચડાતા માનવો, હવે ચિતરાવા માંડયા હતા એશિયા અને આફ્રિકામાં બેફામ દોડતો અને આ પ્રાચીન ભૂમિઓની ખાનાખરાબી કરી નાખતો તથા તેની માનવતા પર ત્રાસ, યાતનાઓ અને એકધારી સંહારક ઘટનાઓની ઘાણીઓ ઠોકી બેસાડતો, યુરોપનો શાહીવાદ પણ સૌંદર્યની ઉપાસના કરતા, અને સંસ્કાર મૂલ્યની રેખાઓ ચિતરતા, યુરોપના ચિતારાઓના સંસ્કારની સર્ચલાઇટ નીચે આવવા માંડયો હતો

સંસ્કારનું આવું સ્વરૂપલેખન, ત્યારની અપરાધી મનોદશાને પસંદ પડતું નહોતું, કારણકે આવું આલેખન આ અપરાધી બેજવાબી પરના અંધારપિછોડા ઉઘાડી નાખતું હતું

આ યુગના પ્રકાશના પ્રણેતાઓ, આજસુધી જાણી-બુઝીને ઢાંકી રખાયલી બદબોને ચિત્રપટ પર બતાવીને તેનો ઉપાય માગતા હતા. આવા જ્યેતિર્ધરોમાં કેટલાકો, પોતાની પિંછીને ભયાકુલ બન્યા વિના શોધક પ્રકાશવાળી બનાવતા હતા, અને બીજાઓ, આ વિકટ બનેલી જગતની કઠોર અને કરપીણ બનેલી વાસ્તવતાપર પોતાનાં વેદનો અથવા વેદનાઓને અથવા "ઇંપ્રેશનોને" રૂપકોનાં રૂપમાં ચિતરતા હતા.

એવો નવો જમાનો ચિત્રપટના ફલક પર ચઢતો હતો. આ જમાનાએ, કલાકારના માથા પર બેઠેલા કલાના રજવાડી "પેટ્રનો" ખોઈ નાખ્યા હતા. નવાં "પેટ્રનો" એ પોતાની નવી દુનિયામાં ચાલતા "સપ્લાય અને ડીમાન્ડ" ના એક માત્ર કાનુનની કસોટી પર ચઢીને, બજારૂ બનીને પોતાનાં ચિત્રોની હાટડી માંડવા બિજારમાં આવી જવાનો પડકાર કલાકારને આપીદીધો હતો.

એવી નુતન દુનિયામાં કલાકાર એના ખભાપર, પીંછી રંગો અને ફલકોનું પોટલું લઈને, નવી દુનિયાની નવી આઝાદીમાં, આઝાદ બનીને ચિતરતો હતો, અને પોતાની સંસ્કાર કલાને લઈને જીવન કલાના બજારમાં ફરતો ફરતો, પારીસ નગરમાં દર વરસે ભરાતા, કલાના પ્રદર્શનમાં આવી પહોંચ્યો હતો. પણ આ પ્રદર્શનમાં નવી દુનિયાનું ચિત્ર ચિતરતા કલાકારોને પ્રવેશ નહોતો કારણ કે, સાલોન નામના એ પ્રદર્શનનાં કમાડ પર ચોકી કરવા ૧૮૬૩ ની સાલમાં પણ રૂઢિચૂસ્તો બેઠા હતા.

ત્યારે ગસ્તાવ કોરબેટે પોતાનો એક માંડવો, આ વિશ્વમેળાની બહાર બાંધી દીધો હતો અને તેના કમાડ પર પાટીયું માર્યું હતું, "વાસ્તવવાદ!"

જુની દુનિયાની બહાર, નવી દુનિયાનું આ લેબલ નુતન કવિએ પણ ધારણ કર્યું હતું. બાયરન તુર્ક શહેનશાહ સામે ગ્રીસની આઝાદીના માથમાં પોતાના સ્વત્વનું સ્વાર્પણ કરવા પહોંચી ગયો હતો ત્યારે આઝાદીની આ યાતનાને ડીલાક્રોય ફલક પર અમર કરતો હતો, અને સાહિત્ય કલા સાથે ચિત્રકલાની સાથીદારી નોંધાવતો હતો.

ઈ. સ. ૧૮૩૦ માં ડીલાક્રોયના પારીસનગરમાં પાછો ક્રાન્તિનો કૂકડો બોલી ઉઠયો. ડીલાક્રોયે આઝાદીની પગદંડી પર ઉભા રહીને, આઝાદીની દેવીને દીઠી અને જ્યાં દીઠી ત્યાં જ, આઝાદ થવા માગતા જીવતરની જેહાદપર તેનું રૂપ ચિતર્યું. એ ચિત્રનું નામ "જનતાને દોરતી આઝાદી" હતું. આઝાદીની આ મ્યુઝના રૂપની કણિકાઓ જીવન વાસ્તવમાંથી ભેગી કરીને એણે આ આઝાદીની દેવીને માર્ગમાં નાખેલી આડો પરથી ઠેકી જતી આલેખી. એના પડખામાં પ્રતિક્રાન્તિને પડકારતું એવું બાળફરજંદ ચિતર્યું. એના ડાબા પડખામાં, જનઆઝાદીનો રક્ષક શ્રમમાનવ તે સમયની કામદારોની ઉંચી ટોપી પહેરેલો આઝાદીની પગથી પરનો આગેવાન દેખાયો.

અત્યારે સેલોન નામના પેલા ચિત્રકલાના સમારંભમાં ફ્રેંચક્રાન્તિએ ખૂટલી મૂકેલી નવી દુનિયાના કલાકારમાં ડીલાક્રોયના ચિત્રો પણ આવી પહોંચ્યાં હતાં.

નૂતન દુનિયાના સંસ્કાર સ્વામીઓની અહીં સૌરભ ઉભરાતી હતી. રૂબેન, વીલાસકવીઝ, ગોયા, રેમબ્રાન્ટ, અને ડેવીડે ઉપજાવવા માંડેલી રેખાઓ અહીં નુતન રંગ અને જીવનકલા સાથે જોડાઈને સંસ્કારના સત્યનું વાસ્તવરૂપ ધારણ કરતી હતી.

આ સંસ્કાર રૂપનો ચિતારો આજે ડીલાક્રોય હતો. ૧૭૯૯ માં એનો જન્મ થયો હતો.

એણે જે પિંછી વડે ચિતરવા માંડયું હતું તેને રૂઢિ ચુસ્તોએ નશો કરેલી પિંછી કહી હતી. ફ્રેંચ ક્રાન્તિએ જગતભરમાં વહાવેલા, નૂતન જીવન ઘટનાના ધોધ પર હજુ એ વહેતો હતો. નૂતન રચના રચાશે જ એવા યુગ-વેગનો નશો ધારણ કરીને, આ કલાકાર બાયરન, હ્યુગો અને શેલિની રોમાન્ટીક દુનિયામા ફરતો હતો, અને ઈ. સ. ૧૮૨૪ મા "મેસેકર એટ સ્કીઓ" નામનું વિશ્વવિખ્યાત ચિત્ર ચિતરતો હતો.



બિમાર, કંટાળેલાં, ભૂખેમરતાં અને પિડનોમાં પિસાતાં માનવોનો એક પિરામીડ જાણે એક બાજુ પર ચઢતો હતો. આ પીરામીડથી એક માનવ આકાર જમણી તરફ દોરાઈ જતો હતો. ત્યાં શહેનશાહનો એક સામંત સ્વાર એક સ્ત્રીને ઘસડી જતો હતો. પશ્ચીતમાં તારાજ થતા નગરમાંથી ધૂંધવાતાં ખંડિયેરોનો ધૂમાડો ઉંચો ચઢતો હતો. જમણી બાજુને ભોંયતળીએ ઘવાયલાંઓ ભેગી એક જનેતાનું શબ ત્યાં પડયું હતું અને શબ પર એનું પોતાનું જીવતું બાળક એના પડખા પર ચઢતું હતું.

ત્યારના જગતમાં જીવન પટપર ભજવાતા આ ચિત્રમાં ચોંટી જવા, ગ્રીક આઝાદીના જંગમાં, પોતાની કવિતાઓ લઈને સાહિત્ય કલાકાર બાયરન પ્રખર વાસ્તવમાં પ્રાણ પાથરતો હતો.

પણ ૧૮૩૦ ની ક્રાન્તિ પાછી પડયા પછી, આવાં ચિત્રો ગેરકાયદેસર ગણાયાં. રોમાન્ટિક વાસ્તવવાદ પર દમનના દોર વિંઝાયા.

ત્યારે ૧૮૬૩ મા ભરાયેલા પારીસનગરના વિશ્વ મેળામાં, ડીલાક્રોય આવી શકયો નહી કારણ કે એ તેજ રાતના મરણ પામ્યો અને આ મેળા પછીના બીજા મેળામાં એના ચિત્રો પર પણ મના ફરમાવાઈ ગઇ.

ત્યારે હવે ? હવે તો, હવે ડાહ્યાં, શાણાં અને લાગણીને ઉશ્કેરી મૂકે તેવાં જ ચિત્રો ચિતરીએ તે ઠીક છે, એમ જેમને સમજાયું હતું તેવાંઓમાનો એક જુવાન ચિત્રકાર ડીગાસ

કાયદેસરના ચિત્રો ચિતરવા, પ્રતિક્રાન્તિના કાનુને કહ્યા



પ્રમાણેની ચિત્રશાળા જમાવીને બેસી ગયો અને પછી ૧૯૧૭ મા મરણ પામ્યો ત્યાર પછી એક જ વરસે, ઇ. સ. ૧૯૧૮ મા, ડીગાસના વારસદારો આ કલાકારના ચિત્રોની કિમત ઉપજાવી લેવા, તેમની હરરાજી બોલાવવા લાગ્યા. હરરાજ થતા આ સુદર ચિત્રોને ખરીદવા, પહેલા વિશ્વ–યુદ્ધની કત્લેઆમ કરીને અને વિશ્વની ખાનાખરાબી પર વિજયને વરીને, જીવતા રહેલા અને પાછા આવેલા યુદ્ધખોર ફ્રેંચ અમલદારો આવી પહોચ્યા હતા

બીજું એક કલાકારોનું મંડળ, જે રસ્તે ડીગાસ ગયો તે રસ્તે જવાને બદલે વાસ્તવવાદમાંથી માનસિક રીતે ભાગી જતું હતું તથા કહેતું હતું, આપણે આપણી રીતે, અને કોઈને સમજાય નહીં તેવી રીતે, આપણી વાસ્તવ પરિસ્થિતિમાંથી જાગતી આપણી વેદનાઓ અને વેદનાઓને જ ચિતરીએ, માનસિક પદાર્થની જ બનેલી એ સ્વૈરવિહારની, મનોમય એવી મુર્તિઓને !

એમણે ચિતરવા માંડયું. ઈ. સ. ૧૮૭૪ માં એમનાં આ આ ચિત્રો, પારીસના પ્રદર્શનમાં પ્રવેશી શકયાં પણ આખું પારીસ નગર આ, યથેચ્છ મનોમયતાને દેખતું પેટપકડીને હસવા લાગ્યું, અને એક બીજાને પૂછવા લાગ્યું, "બોલ, આવડેછ, આની પારખ !"

મેનેટ, મોનેટ, ડીગાસ, સીઝેન અને પીસારો જેવા કલાકારોએ ચિતરેલાં આ ચિત્રો, કેવાં હતાં વારૂ ?

જીવન વાસ્તવતાની પછીતમાંથી જીવતરની કોઇ હકીકતને અદ્ધર અને એકલી અટુલી ઉપાડી લઈને, પછી તેને પ્રકાશની જ વચ્ચે મૂકી દેવામાં આવે તેવું આ ચિત્રોનું રૂપ હતું.

આ ચિત્રકલાની દિક્ષા દેનાર મોનેટ એટલા જ માટે કહેતો હતો કે ચિત્રકારે ચિત્ર દોરવા માટે પ્રકાશના જ સ્વરૂપને સમજવાની જરૂર છે. એ સમજણ પછી પ્રકાશને તેના વિવિધ રંગોમાં વહેંચી નાખવાની જરૂર હોય છે. આવા ચિત્રને બરાબર દેખી શકવા માટે દૂરથી જ દેખવું જોઈએ.

મોનેટે વાસ્તવવાદમાંથી, મનની દુનિયામાં ભાગી જઈને, રંગનાં ચિત્રોનો સ્વૈરવિહાર કરવાની "ઇમ્પ્રેશનવાદ" તરીકે જાણીતી બનેલી આ ચિત્રકલાનો આરંભ કર્યો.

ત્યારે ઇ. સ. ૧૮૯૧ માં બાવીસ વરસનો એક જુવાન કલાકાર, દક્ષિણ ફ્રાન્સમાંથી પેરીસ નગરમાંઆવી પહોંચ્યો હતો. એકલવાયો, અને મિજાગના ઉભરાથી



ઉભરાતો, આ મુંઝવતો કલાકાર કળાના નામમાં ચિત્રોની દુનિયાનો યથેચ્છ વિહાર કરવા લાગ્યો, અને પારીસનગરના વિશ્વમેળામાં, પોતાના શ્રીમંત પિતાના પૈસાથી દોરેલાં ચિત્રો લઇને પહોંચી ગયો.

પણ પેલા પ્રદર્શનના સંચાલકોએ એને કેમ પાછો કાઢ્યો તે, એને પોતાને સમજાયું જ નહીં અને અઠાવીસ વરસની ઉંમર સુધી એણે ચિત્રો દોર્યાં જ કર્યાં.

એને ભાવભીની પત્ની મદદની તરીકે મળી ગઈ હતી. ઈકસની વતની એવી આ યુવતિનું નામ સૌએ ધિરજબાનુ પાડ્યું હતું કારણકે જ્યારે જ્યારે, સીઝેનને માનવ મોડેલની જરૂર પડે ત્યારે, અહલ્યામાંથી શિલા થઇ ગઈ હોય તેવી એ ધિરજની મૂર્તિ બનીને શું ચિતરાય છે તેની ભાંજગડમાં પડ્યા વિના મોડેલ બનીને બેસી રહેતી.

પણ પોતાનાં ચિત્રોની કિંમત નહીં આંકી શકનાર પારીસ નગરને ગમાર કહેતો સીઝેન પારીસમાંથી બહાર નીકળી જઈને ચિત્રોને વેચવાની દરકાર કર્યા વિના, પોતાની પત્નીના ગામમાં, ઈકસમાં ઘર માંડીને ચિતરવા મંડી પડયો. ત્યારથી જગત પરનો એનો ગુસ્સો એણે પોતાનાં જ ચિત્રો પર અને સાધનો પર ઉતારવા માંડયો. કદર નહીં કરનાર કૃતઘ્ની જગતપર ઘા કરવા માટે એણે બારીમાંથી પોતાનાં ચિત્રો તથા પોતાનાં સાધનો ફેંકી ફેંકીને મકાનની બારીમાંથી એણે જગતપર ઘા કરવા માંડયા, અને એણે ફેંકી દીધેલાં ચિત્રોના ઢગલા ખેતરોમાં રખડવા લાગ્યા.

પણ આખરે એક વોલાર્ડ નામનો કલા પ્રેમી પારીસ નગરમાંથી ઈકસમાં, સીઝેનનાં ચિત્રો ખરીદવા માટે ખાસ આવી પહોંચ્યો અને રસ્તાપરથી અને ખેતરોમાંથી પકડી આણેલાં ચિત્રોને, વેચી દેતાં ઈકસનાં કિસાનો અંદર અંદર વાત કરવા લાગ્યાં, "આપણાં ગામના મુરખાની કદર કરનારો, પારીસ નગરનો કોઈ મુરખનો સરદાર ભલે આવી પહોંચ્યો આટલાં વરસે!"

ત્યારે, વીશમું શતક ઉઘડતું હતું અને આ નવા સૈકાના ઉંબરા પર ઉભો રહીને, પેલો કલાકાર, પોતાના ચિત્રની કદર થતી દેખતાં એક બાળકની જેમ આનંદ પામતો કહેતો હતો, "આખરે મેં શરૂ કરેલી હીલચાલે જગતને હચમચાવવા માંડયું છે!"

એવો મુઝવતી દુનિયાનો આ મુઝવતો કલાકાર હતો. સ્ત્રીઓથી ગભરાતો અને તેમને ધિક્કારતો સીઝેન તેમનાં

વિરૂપ ચિત્રા ચિતરતો હતો એની ઠેકડી કરતા કલાકારો પર એનો રોષ હતો એની કલાની પિછાન પામવા જેટલો પણ સંસ્કાર નહી બતાવનાર પેરીસ નગર એને મન હજુય ગમાર નગર હતું

એટલે એવા નગરમાથી નીકળી જઈને, કુદરતી દેખાવો, અને વનસ્પતિના જીવનમા જઇને એ ભરાયો હતો, અને સ્ત્રીઓમા સંસ્કારી એવી મેડમ સીઝેનનું એણે સુંદર ચિ। દોર્યું હતુ કારણકે, આ સ્ત્રીને કલાકારની જાત સાથે સૌથી વધુ ગાઢો સબધ બંધાઈ ગયો હતો

ઈકસનો આ મહાનચિત્રકાર, સંતચિતારો કહેવાયો. એણે એક પછી એકની મમતા છોડી દેવા માડી ઝોલા જેવા મહાન મિત્ર સાથે પણ એણે કજીયો કર્યો કારણકે, જીવન વાસ્તવતામાથી ભાગી જઈને ઈકસમા વિરાગી બની જનાર આ ચિતારાને સંત કહેવાને બદલે એમીલ ઝોલાએ એને ભાગેડુ કહ્યો હતો, અને છતા પણ એમીલ ઝોલાના અવસાનના સમાચાર સાભળતા આ સંતચિતારો રડી પડયો હતો હવે એ વૃદ્ધ બનતો જતો હતો અને વનસ્પતિ જીવનમા જપી ગએલો એનો જીવ ફળફૂલના જીવન્તચિત્રો ચિતર્યા પછી, જીવતરની મુસાફરીના પાછા પડતા પોતાના પગની ચિંતા કરતો કહેતો હતો, "હુ શિખર પર પહોચી શકીશ નહી!"

એની બીધેલી નજર સામે જીવનની વાસ્તવતા, ભૂમિતિના નક્કર આકારો જેવી જીવલેણ દેખાતી હતી અને કલાકારને પડકારતી હતો એણે આ પડકારતા દેખાવોને

'સીલીન્ડર અને સ્ફીઅર'ના રૂપમાં ચિતરવા માંડયા. એણે વેદનવાદીઓ (ઈમ્પ્રેશનીસ્ટ) સાથેનો સંબંધ પણ છોડી દીધો અને જાહેર કર્યું કે, "મારે અજ્ઞાન સાથે કશો જ સંબધ નથી. એક નવી ચિત્ર કલાનો ઉપાસક, હું તો 'પ્રાથમિક દશાનો' માનવી છું."

નુતનયુગની પ્રખરતાના તાપ નીચે તવાયલો, એકાંતવાસમાં ભાગી છૂટેલો ઈકસનો એવો સંત ચિતારો કહેતો એક દિવસ હતો કે, "ઓગણસમું શતક હવે અંત પામી ગયું છે અને વીશમું શતક વળાંક લે છે ત્યારે હું મારૂં અધુરૂં ચિત્ર આલેખી નાખવા ઉતાવળો જાઉં છું."

સીઝેન કુદરતમાં જવા ઉતાવળો નીકળી પડયો. રસ્તામાં ગાડીવાળાની ગાડીને એણે પાછી ઠેલી કારણ કે ગાડીવાળાએ વધારેભાડું માગ્યું હતું.

કુદરતના શાંત અને અચેતન ચિત્રો આલેખતા આ કલાકારને કુદરતી ચેતના વંટોળ બનીને ઘેરી વળી, અને પવનના તોફાનની ઠંડીમા કંપી ઉઠેલા કલેવરની એની કાયાને ગાડીમાં બેસાડી લેવા ગાડીવાળો ઘોડાને દોડાવતો પાછળ દોડયો

ઈ સ ૧૯૦૬ સુધી કુદરત અને માનવતાના જડ રૂપને ચિતર્યા કરતો ચિતારો, કુદરતના ચેતનના વંટોળમા અચેતન થઈને રસ્તામાજ પડયો. અને ગાડીવાળાએ માનવી ચેતનાની મમતા ધરીને સીઝેનને ગાડીમા સુવાડી લીધો

પણ અચેતન કલાકારની કાયામા ફરીવાર ચેતનનો સંચાર થયો નહીં.

દક્ષિણ ફ્રાન્સમાં મારસેઈલ્સમા ઇ. સ. ૧૮૦૮ના કેણુ આરીમા ડોમીઅરનો જન્મ થયો. લોવરેમાં ભણીગણીને એકવીસ વરસની ઉંમરના આ નવજુવાને, બાપાને પોતાનો નિશ્ચય કહી બતાવ્યો કે, જમાનાની જીવન વાસ્તવતાને ચિતરવાનો ધંધો હું ધારણ કરવા માગુ છું.

એણે પિંછી ધારણ કરી અને ચિતરવા માંડયું. ત્યારના દશમા ચાર્લ્સની સરકાર સામેના લોકોના ધિક્કારને 'કેરીકેચર' નામના અઠવાડિકમા અને એક દૈનિકમાં આલેખીને ત્યારના જીવન વ્યવહાર પર ચિત્રનાં નિરૂપણ આપ્યાં.

પોતાનું હતું તેવું રૂપ કાગળપર દેખીને સરકાર ભડકી ઉઠી. એણે ડોમીઅરને છ મહીનાનું કારાગાર આપ્યું તથા કેરીકેચરને બંધ કરાવી દીધું. પણ છ મહીના પછી બહાર આવીને ડોમીઅરે "ચારી વારી" દૈનિકમા ત્યારની જીવન ઘટનાપર એક હજાર લીથોગ્રાફ ઉપજાવી દીધા.

૧૮૪૬ માં એ ચોવીસ વરસની એક યુવતિ સાથે પરણ્યો. સીન નદીના કિનારાપર એણે એક ઘર ભાડે રાખ્યું અને ત્યાં એણે પાતાનો સંસાર માડી દીધો.

એણે પારીસ નગરને રસ્તે રસ્તે રખડવા માંડયું, અને સીન નદીના કિનારાઓપર ટહેલવા માડયું. એની નજરમાં, શ્રવણમાં અને ચકોર ચિત્તમા ત્યારના જીવતરના સત્વનાં

તરેહ તરેહનાં રૂપ અંકાયાં. ઘેર આવીને એ બધાની તસ્વીરોને એણે પત્થર પર અને કેનવાસ પર આલેખી.

પારીસ નગરના કલાકારોનું વર્તુળ હવે એના ઘરમાં જામવા માંડયું. બારી, ડીલાક્રોય, ડોબીની, વિગેરેનું એનું કલાવૃંદ બન્યું.

પણ ફ્રાન્સની ધરતીપર પાછા વંટોળ વાવા લાગ્યા. 'ચારીવારી'માંથી આવતી એની આવક પણ બંધ થઈ ગઈ. ડોમીઅરનો રોટીનો સવાલ ડામાડોળ થયો. સીન નદી પરનું રહેઠાણ ખાલી કરવાનો સમય આવ્યો ત્યારે, કોરોટે એને ચિઠ્ઠી લખી, "નગર બહારનું વાલમોનડોઈ, આગળનું મારું ઘર આજથી ડોમીઅર,નું બને એવી મારી વિનંતીનો અનાદર ડોમીઅર ન કરે એવી મારી ઈચ્છા છે."

ડોમીઅરે કોરોટે દીધેલા ઘરનો સ્વીકાર કર્યો અને કહ્યું, "જરાપણ લઘુતા અનુભવ્યા વિના એકલા કોરોટે ધરેલી ભેટનો જ હું સ્વીકાર કરી શકું, તેમાં મહત્તા કોરોટની જ છે."

નવા ઘરમાં ડોમીઅરે પાછો નુતન યુગને ચિતરવા માડયો. પાછું બહુમાન એને શોધતું આવ્યું. "લીજીઅન ઓફ ઓનર"નો ઇલ્કાબ એને એનાયત થયો પણ, તેને ફગાવી દેતાં એણે કહ્યુ. "મને એ કશા જ ઉપયોગનો નથી."

આંખોની રોશનીને એણે ઉદાર બનીને, જીવતરનાં રૂપ ચિતરવામાં વાપરવા માડી. ફ્રાન્સની રંગભૂમી, ફ્રાન્સના ઈન્સાફની અદાલતો, ફ્રાન્સના ઘરસંસાર અને જીવન વ્યવહારની અનંત જેવી રૂપ સૃષ્ટિ ડોમીઅરે સંસ્કારમૂલ્યનાં ગજ કાતર લઈને ચિત્રરૂપમા હરતી ફરતી બનાવી.

કેવો સુરમ્ય સંસ્કારનો આકાર ડોમીઅરે પારીસની શેરીઓમાંથી, ચાલીઓમાંથી ગરીબાઈના ડંખમાંથી શોધી શોધીને મઢયો હતો !

એજ સાધનામાં મચી પડેલો, ડોમીઅર આંખનું તેજ ગુમાવતો, વધારેને વધારે શ્રમ કરતો હતો. એક મહાજને, આ ચિત્રકારના શ્રમને દેખતાં વ્યથા દબાવીને કહ્યું, "શો જમાનો છે, જેમાં ડોમીઅર જેવાએ પણ આખર તક રોટીનો સવાલ હલ કરવા મથવું પડે છે!"

અને આખર તક શ્રમ કરતા કલાકારે મગરૂર ડોક ઉંચકીને નિસ્તેજ નજર સ્થાપીને કહ્યું, "આપ મહાનુભાવને મુડીની આવક છે, મારી માલમત્તા આ ધન્ય ધરતી પરનો જનલોક છે, જે, તમે અને હું નહીં હોઈએ ત્યારે પણ દિલ ચોર્યા વિના જીવન મૂલ્ય નિપજાવ્યા કરશે."

એ જીવન્ત મૂલ્યનાં જ એણે અનેક રૂપો ચિતર્યાં કર્યાં, અને 'મોડેલો' ભાડે લેવાની ના પાડી. એણે કહ્યું, પેરીસ નગરનું લોક જીવન મારૂં "મોડેલ" છે." એમ કહીને સમુદાયના જીવનનું વાસ્તવ રૂપ એણે, શોધી શોધીને મઢયા કર્યું.

'દાખલા તરીકે આ રહ્યો મારો મોડેલ !' એણે અદાલતમાં જતા વકીલનું અવલોકન કર્યું. એણે વકીલાતના વ્યવહારમાં ખૂલતા વકીલના મોઢાને આલેખ્યું અને કહ્યું, "જૂઠના વ્યવહારમાં ક્રિયાશિલ બનતા આ મોઢા કરતાં જીવનના મૂલ્યનો ઉપહાસ કરતું વધારે આકર્ષક બીજું શું રૂપ હોઇ શકે!"

એમ કહીને જીવન વ્યવહારમાંના જીવતા સ્વરૂપ જેવા વકીલને, તેના પરનાં બધાં આવરણોનાં ભ્રામક પડદાઓને હટાવી દઈને, તેને તેના મોઢા મારફત એણે સરજી દીધો, અને સરકાર સ્વામીઓએ એ મોઢાના ચિત્રનો કલાસર્જન તરીકે સ્વીકાર કર્યો.

આજે મ્યુઝીઅમમા પ્રથમ પંક્તિમા માન પામેલું એવું એક સર્જન ડોમીઅરે ચિતરેલો આગગાડીનો ત્રીજા વર્ગનો ડબ્બો છે એક સો વરસમાં અનેક આગગાડીઓમાં ત્રીજા વર્ગના ડબ્બાઓ દોડયા પછી ડોમીઅરે તેની અંદરના જીવન વ્યવહારને પકડી પાડીને, કલાનું સર્જન બનાવીને ખુલ્લો મૂકયો અને, મિલ્કતની માલીકી પ્રમાણે ઉંચનીચના વર્ગમાં વહેંચાયલી સમાજ ઘટનાના બેઅદબ રૂપને એણે સૌની નજર સામે ત્રીજા વર્ગના ડબ્બામાથી રજુ કરી દીધું.

ઓગણીસમું શતક એવા ત્રીજા વર્ગના ડબ્બાની ટીકીટ લઈને, વકીલ બનીને, અને એવાં અનેક વિવિધ સર્જનોમા આલેખાયલા ક્રિયા વ્યવહારને ધારણ કરીને વહેતું, એણે ચિત્રરૂપમા નોંધી બતાવ્યું અને સંસાર સામે સમયના ધડકતા દિલને આલેખી બતાવ્યું.

એગનીસ મોરગનના શબ્દોમા કહીએ તો, એણે યુગ જીવનની વાર્તામા મુખ્ય નાયક, માનવીને બતાવીને, તેના જીવતરના પિડનો અને વેદનોને ગંભીર રીતે, જીવતા બનાવ્યા.

એ પિંડનો કરવાના પરવાના ઘડીને, તેને કાયદો કહેતા, અને એ કાયદાનો અમલ કરવાની જ જીવન



ઘટનાને રચીને, તેને વ્યવસ્થા કહેતા, કાયદો અને વ્યવસ્થા સાચવવાના શાહીવાદના માનવ સંહારક સ્વરૂપને એણે આલેખી નાખ્યું જગતભરમા આ સ્વરૂપનું લેખન મશહુર બન્યું. પછી ડોમીઅર, ઈ સ ૧૮૭૯ ના ફેબ્રુઆરીમા મરણ પામ્યો



"મારા વ્હાલા બધુ, થીઓ !" ઓગણીસમા શતકની યુગ યાતનાએ, બૂમ પાડી હોય તેમ એ બોલ્યો,



"શુ કહે છે તુ !" જીવનભર સહયોગ સાચવનારા બધુભાવે થીઓએ એને કહ્યા કર્યુ," માગ માગે તે આપુ !" પણ યુગ તરસ્યા કઠ જેવો ચાતક કલાકાર, બૂમ પાડીને બોલ્યા કર્યો, ' ઓગણીસમા શતકનો, ક્ષુદ્રલોભી જીવન-વ્યવહાર જોતો હુ જીવનભર અજપો સેવવા માગુ છું."

એમ કહીને અજપા જેવા જીવનની ફરિયાદને કલાની યાતનાના ઉગ્રસ્વરૂપમા, સસ્કૃતિના જડવાદી ફલકપર એણે ચિતરવા માડી

એવો, યુગ ફરિયાદ જેવા જીવનનો, આ, અકુર ઇ સ ૧૮૫૩ મા, ઝુટ ઝુન્ડર્ટ નામના હોલેન્ડના એક ગામડાના ઇસાઈ ધર્મશાળાના 'પાસ્ટર' ને ઘેર ઉગ્યો ગરીબના આ ફરજદનુ નામ, વીનસેન્ટ, વાન ગોગ અને ગોગના નાના ભાઇનુ નામ થીઓ હતુ

બન્ને ભાઈઓને, બાપાએ ગોપીલ નામની એક કલાનો સામાન વેચનારી પેઢીમા દાખલ કરી દીધા.

થીઓએ પોતાની ઓફિસ પારીસમા જમાવી અને ગોગ લંડનની ગોપીલ ઓફિસમા કામ કરવા લાગ્યો.

બસ ત્યારથી જ ગોગે, ઓગણીસ શતકના જીવન ઘટનાના ક્ષુદ્રલોભ અને દંભ નામના વ્યવહાર રૂપ સામે ફરિયાદ કરતા વિચારપ્રેરક પત્રો અંતરના અવાજની ભાષામા લખવા માડયા. એણે ભાઈ થીઓને જણાવવા માડયુ કે, હુ મારો ઘણો સમય હવે ચિત્રોનુ અવલોકન કરવામા અને ચિતરવામા ગાળવા માડયો છું, તથા મેં અંગ્રેજી અને ફ્રેંચ સાહિત્યનો પણ અભ્યાસ કરવા માડયો છે ”

એવા થોડાક દિવસ વહી ગયા પછી એ પોતાના મન સાથે વિચાર કરતો હતો, “હુ આ ગોપીલમા કામ કરતો સમય વિતાવુ છું તેની પાછળ, આ એક ઉરસુલા જ છે ”

એની નજર સામે ઉરસુલા આવીને ઉભી એના ઘરમાં જ એ પોતે ભાડુત અતિથિ બનીને રહેતો હતો. બાળકોની શાળા ચલાવતી એક વિધવાની એ દિકરી હતી ઓગણીસ વરસની ઉરસુલા એકવીસ વરસના ગોગ સામે આવી ઉભી. સુરેખ ચહેરા વચ્ચ ચમકતી મોટી વિશાળ આખોવાળી અને સુકુમાર ઘાટમા ઘડાયલી ઉરસુલાનુ રોજનુ હાસ્ય એના કાનમાં ઉગતી ઉષાના ઉલ્લાસ જેવુ રેડાયુ એના હોઠપર ઉરસુલાને કહેવાના લાબા સમયથી તૈયાર કરી રખાયલા શબ્દો આવી પહોચ્યા પણ વચમા જ એ પોતાનો ચહેરો પોતાના જ અંતરના અરીસામા દેખતો થભી ગયો અંગ્રેજી ચહેરાઓ કરતા વધારે વજનદાર એવો ચહેરો અને એવુ જ મોટું માથું, સીધા અણીદાર ખડક વચ્ચે

શેપી હોય તેવી આંખો, ઘેરી ભમરો ઉપરથી ઉપસેલા ખડક જેવું કપાળ, કપાળ પર લટકતા લાલ વાળ અને લંબાતું મોટું નાક, તથા તૃષાતુર મોઢા પરથી, એ ખાલીશ અનિમેશ નજરના લીલા પ્રકાશથી જગતપર તાકી રહેલા મનોભાવના શબ્દોએ જાડી ડોક પરથી અને ભરાવદાર હડપચીપરથી, અંતરમાંથી ઉછળતા, ઉન્મેષ જેવો અવાજ ધરીને બોલી ઉઠયો.

પણ પોતાના રસ્તા વચ્ચે ઉભેલા આ આકારને ઉવેખતી ઉરસુલા બોલી, "ના, ના, મોનસ્યોર, વાન, ગોગ, એ અશકય છે. આવતી જ વસન્તમાં મારાં લગ્ન થવાનાં છે"

"પણ હું તે વિના અહીં રહી શકીશ જ નહીં"

"તો ચાલ્યા જાવ" બોલતી ઉરસુલા, જોરથી કમાડ વાસતી ચાલી ગઇ.

વીનસેન્ટ વાન, ગોગ, હોલેન્ડ પાછો જવા ચાલ્યો ગયો, અને જ્યાં પોતે જનમ્યો હતો તે ઝુન્ડર્ટમાં લાકડાના મકાનના કમાડ ઠોકતો આવી પહોંચ્યો ત્યારે એનો અવાજ સાભળતી, માતા, આના, કોરનેલીયાએ એને કમાડ વચ્ચે બાથ ભરીને, કપાળ ચૂમતા કહ્યુ, ભલે આવ્યો બેટા!"

પછી ખાણુ ખાતાં ખાતા, આસ્તેથી થીઓડોરસ, વાન ગોગે, દિકરાને પૂછયુ, ત્યાં શું વણસ્યું છે તે તું, પાછો ભાગી આવ્યો!"

"ના, ના, હું તો અમસ્તોજ" ગોગ બબડયો.

થોડા દિવસ પછી ગોગ પાછો લંડનમા આવી પહોંચ્યો થાકીને લોથ થએલો ગોગ એક ઝાડના થડીયાને અઢેલીને

થોડેક દૂર દેખાતા ઉરસુલાના ઘરની બારીમાંથી પ્રકાશતા દીવા તરફ દેખતો ઉભો. " ઉરસુલાએ મારો અનાદર કર્યો તેથી શું થયું ! મેં એનો અનાદર ક્યાં કર્યો છે ! ઉરસુલાને મારા માટે પ્રેમ નથી તેથી શું થયું, મારા અંતરમાં, તો એની જ હયાતી ઉભરાય છે ! " બોલતા, વાન ગોગે નજર સંકેલી લીધી કારણ કે પેલો દિવો, હવે બુઝાઈ ગયો હતો.

એને, ચિત્રો વેચવા તરફ કંટાળો આવવા લાગ્યો. એણે એક દિવસ, ગોપીલના મેનેજરને કહ્યું " જેમને કલાનો ખપ નથી, જેમના દિલમાં કલાની પારખ નથી કે આંખમાં કલાનાં રૂપ નિરખવાના અમીનો છાંટો સરખો નથી, તેમને જ, શ્રીમંતોને જ આ ચિત્રો વેચવા માટે, વિનવવાનાં હોય તો તેમાં કલાના વ્યવહારને આપણે શો ફાયદો કરી શકવાના હતા ! "

પછી મેનેજરે, આ મુરખને સમજાવવાને બદલે હુકમ આપ્યો, " આજથી તમને છૂટા કરવામાં આવે છે. ! "

હવે ગોગે ગોપીલની નોકરી છોડી દીધી અને, મી. જોનની એક ઈસાઇ શાળામાં શિક્ષક બન્યો. ગરીબ ઈસાઈઓનાં બાળકોને ભણાવતો, આ જુવાન શિક્ષક હવે, અઠવાડિયાની દરેક રજાના દિવસે, અંધારૂં થતાં ઉરસુલાના ઘરને દેખતો પેલા ઝાડના થડીએ અઢેલીને દીવો હોલવાય ત્યારે પાછો જતો રહેતો હતો.

" અહીં શિક્ષકે પોતાના વિભાગમાં, ઘરઘરથી વેતન પણ ઉઘરાવવાનું હોય છે. " જોને આ જુવાન શિક્ષકને

"ત્યા તો ત્રીકોણો અને વર્તુળો દોરતા જ શિખવે છે, અને ઇસુના ફરમાનનો અમલી વ્યવહાર તો જ્યાં ગરીબાઇ છે, દુખ છે ત્યા નમ્રભાવે જઇને સેવા કરવાથી થઈ શકે છે સાચી વિદ્યાપીઠ તો ત્યા છે, જ્યા અકિંચનો વસે છે મને, કોઈ ચળકતા ક્રોસને ગળામાં લટકાવીને, કોઈ વિશાળ દેવળની વ્યાસપીઠ પરથી, છટાદાર પ્રવચન કરવામા રસ નથી, અને એટલુ શિખવા માટે, પાચ વરસ વિતાવી દેવાની મારી ઇચ્છા નથી"

માતા અતરની વેદના જેવી તાકી રહી

ગોગ બોલ્યો, "તે, બાપાએ, કાકા, જાને અને કાકા સ્ટ્રીકરે મારે માટે ઘણો ખરચ કર્યો એ બધુ એળે ગયુ એમ તમને લાગતુ હશે પણ "

"તું જે કરે તે ખરૂ !"

પછી બેલજીઅમમા દક્ષિણના પ્રદેશમા, ખાણીયાઓના વાસમા, શાળા ચલાવવાનુ અને ઉપદેશ કરવાનુ કામ મળતા, ગોગ ત્યા જવા વિદાય થયો

બેલજીઅન ધરતીપર દક્ષિણમા દોડી જતી આગ ગાડીમાથી એણે સપાટ પ્રદેશપર કાળા ડુગરા દેખ્યા અને પાસે બેઠેલાને પૂછ્યુ, "પેલા ડુગરાઓ બીલકુલ સપાટ પ્રદેશ પર કેવી રીતે હશે !"

"ટેરીલના બનેલા છે, એ, જમીનના ભિતરમાથી કોલસો ખોદાય છે તેમ, નીકળતા નકામા પદાર્થોના એ ઢગલા આજે પચાસ વરસમા રોજરોજ એક ઈંચના અપુર્ણાક જેટલા વધી વધીને ડુગરાઓ બની ગયા છે આજે !"

પછી વીનસેન્ટ ગોગ વાસમીસ સ્ટેશને ઉતરીને વાસમીસ ગામ તરફ ચાલ્યો. એક લાંબી ટેકરીપરનાં ઝુંપડા વાળા ગામને નિર્જન દેખતો ગોગ એક ઉંબરા વચ્ચે ઉભેલી નિસ્તેજ નજરથી આ નવા આવતા માનવીને જોઈ રહેતી એક બાઈને પૂછતો હતો, "બધાં ઘર ખાલી જેવાં કેમ છે!"

"સૌ કામે જતાં હોય ને, ધરતીની નીચે!" બોલતી બાઈએ પૂછ્યું. "પહેલીવાર દેખતા હશો, ખાણ પ્રદેશને! અમારૂં વાસમીસનગર આખો દિવસ સાતસો મીટર નીચે વસતું હોય છે અને રાતભર નિંદર કાઢવા ઉપર આવતું હોય છે! કયાં જશો?"

પછી વીનસેન્ટ ગોગે વાસમીસનાં ઝૂંપડાઓની ભૂલ-ભૂલામણી જેવી ગલીઓમાંના એક ઓરડા જેટલા મોટા, એક લાકડાના પાટીયાંના બનેલા ઘરમાં નિશાળ માંડી, અને પોતાના ભાઈ થીઓને પત્ર લખ્યો, "હું મારો આત્મા બચાવવા માટે, જીવતી માટી સાથે ક્રિયા કરૂં છું. જીસસ જે સર્વથી મહાન કલાકાર હતો તેણે એવું જ કર્યું હતું"

દિવસ રાત ખાણીયાંઓમાં ફરતો, તેમના જીવતર સાથે, સાચી ઈસાઈ ઉષ્માથી ઉભરાતો, એ જીવતરના એકે એક ધબકારાની રેખાને પકડી પાડતો, અને તે માટે, જે ધરતી પર આ અદનાં માનવોનું જીવતર ક્રિયા કરતું હતું, જંપતું હતું, જાગતું હતું, યાતનાઓના અનુભવ વચ્ચે સંસ્કારનાં અને સુખનાં સ્વપ્નોને, સાચવી રાખવા મથતું હતું, તેને સુંઘીસુંઘીને, સમજવા મથતો, ગોગ ઘણીયે વાર નિશ્ચલ બનીને સાંભળી રહેતો હતો. એના કાનમાં

કહ્યું, "અને કોઈ કોઈ વાર રવિવારને દિવસે, વેદીપરથી પ્રવચન કરવાનું હોય છે!"

પછી પેલો જુવાન શિક્ષક, ભૂખમરામાં જીવતી, ઝુંપડીઓમાં, હાડપિંજર માનવોમાં, ચિંથરેહાલ માનવ કુટુંબોના રોટીના ટુકડાઓમાંથી શાળાનું વેતન માગવા આવી પહોંચતો પણ ઉંબરાપર અટકી જઇને ચૂપચાપ પાછો ફરતો.

"ઉઘરાણુ બાકી રહેશે તો તમારો પગાર પણ બાકી રહેશે" પાદરીએ એને સમજાવ્યું.

પછી એકવાર અકિંચન માનવોના આવાસ વચ્ચે ઉભેલા, ભગવાન ઈસુના દેવળની વ્યાસપીઠ પર, એ શું પ્રવચન કરવું તેની તૈયારી કર્યા વિના ચઢયો અને, અપરાધીની જેમ બોલવા લાગ્યો, "શું કહેવું તેની મને જ સમજણ પડતી નથી. આ ધરતી પર ભૂલો પડેલો હું.... ભગવાન ઇસુને કહેવા માગુ છું કે તારા "કમાન્ડમેન્ટ" અમારે ગરીબોને માટે, ખરેખર શા છે, તે અમને સમજાવ!" પછી એ નીચે ઉતર્યો ત્યારે ગરીબ માનવતાએ એને ઘેરી લીધો અને કહ્યું, "આ દેવળ બંધાયા પછી પહેલી જ વાર, બીલકુલ સાચી રીતે કોઇએ ઇસુને યાદ કર્યો હોય તો તે તમે જ કર્યો છે, મોનસ્યોર, વીનસેન્ટ, વાન ગોગ!"

આનંદમાંને આનંદમાં, પોતાની હેટ વ્યાસપીઠ પરજ ભૂલી જઈને, ગોગ ઉતાવળો ચાલ્યો ગયો, અને પોતાને વિજય સાંપડયો છે, તેવી વાત કહેવા ઉરસુલાના ઘર આગળ વરસાદમાં પલળતો આવી પહોંચ્યો.

એણે આંગણા આગળ અટકીને પૂછયું, "આ બધું શું ચાલે છે, અંદર !"

"ઉરસુલા, લગ્ન કરીને, બધાં સાથે હમણાં જ આવી પહોંચી છે. ઉત્સવ ચાલે છે અંદર !"

એણે પોતના મથામાંથી કરોડની અંદર ઉતરી જતો કંપારો અનુભવ્યો એને ધબકતા દિલમાં કંઈ તૂટી જતું હોય તેમ લાગ્યું.

એ ઘસડાતો ઘેર પહોંચી ગયો અને બગલમાં બચકો મારીને, ફરી કોઈવાર ઇંગ્લેંડમાં નહી આવવા માટે, ચાલતો થયો.

ગોગ પાછો, પોતાની ફ્લેમીસ ધરતી પર, હોલેન્ડમાં આવી પહોચ્યો,

"પાછો આવ્યો તું !" બાપાએ નારાજ થઈને કહ્યું. જખમી જેવા દિકરાને દેખતી કોરનેલીયાએ થોડા દિવસ પછી એને પૂછયું, "છેવટના શા વિચાર પર આવ્યો છે તું !"

"એ જ, ઇસુએ ફરમાવેલા, અદના માનવોની સેવા કરવાના વ્યવહારમાં પડવું અને નવરાશના સમયમાં ચિતરવું. સાચા સૌંદર્યને ચિતરવુ. હેમબ્રાન્ટે જેને ગરીબ માનવોની જીવન વાસ્તવતામાંથી, ભંગારના ઢગલાઓ નીચેથી શોધી કાઢીને, અને ડોમીએરે જેને... "

"મને એ કંઇ સમજાતું નથી, ગોગ ! પણ તું પાદરી થવાનું શરૂ કરે તે પહેલાં હેગમા રહીને ધર્મ વિદ્યાપીઠમાં અભ્યાસ કરી લે તે ઠીક છે. તારા બાપાને પણ પસંદ છે, એ વાત !" કોરનેલીયાએ કહ્યું.

જાણે આ જીવતરની કથની કહેતી હતી ! " મોનસ્યોર, વાન, ગોગ ! તમે ખરેખર યોગ્ય સ્થળે સેવા સ્વીકારી છે. આ બોરીનેજમાં અમે લોક ગુલામોથીય બદતર એવાં પશુઓ બનીને રહીએ છીએ. પાછલી રાતના ત્રણ વાગતાં, અમને ભોમભિતર ઉતારી દેવામાં આવે છે. ધરતીના કાળમીંઢ ઉંડાણમાં ગરમીમાં તવાતાં અમે કામે લાગી જઈએ છીએ. પછી થાકીને લોથ થએલાં પ્રાણીઓ, અમે શરીરમાં રોટીનો કોલસો નાખીએ છીએ. પંદર મીનીટના આરામ પછી પાછાં, નાગાં શરીરોવાળાં અમે, કોલસાની ધૂળ અને ઝેરી ગેસ વચ્ચે, ગોટણભર થઈને, પેટપર ઢળી જઈને કોલસાને ખોતરી કાઢીએ છીએ. માતાના પેટમાંથી બહાર આવ્યા પછી આઠ કે નવ વરસની ઉંમરેજ અમે, આ પૃથ્વીના પેટાળમાં ઉતરવા માંડીએ છીએ. એકવીસ વરસની ઉંમરે, અમારાં કલેવરોની અંદરનાં કાળજાં કથળવા માંડે છે, નજર નિસ્તેજ બની ચૂકે છે, કાયા હાડપિંજરની છાયા ધારણ કરવા માંડે છે અને જીવતરના યાતના જેવા સિમાડાપર અમારી જીંદગી ઘસડાવા માંડે છે કેટલાંક નસીબદાર, પાંજરામાં જતાં આવતાં, ખોપરી ફૂટતાં કે બીજી રીતે ભટકાઈ મરતાં ઉતાવળાં અલોપ થઈ જાય છે અને અકસ્માત જેવા જીવનમાં જે કોઈ ચાલીસ વરસની વય ને અડવા માંડે છે તેમને ક્ષયનો તાવ શરૂ થઈ ગયો હોય છે. "

" ધીરો પડ, ભાઈ ! " બોલતો, કલાકાર જીવતરના તાપથી શેકાતો હોય તેમ સાંભળવાની હામ એકઠી કરતો શ્વાસ ખેંચતો હોય છે.

"મારૂં નોં માને તો પૂછી પડો, આ ડીકરૂકને" બોલતો શ્રમમાનવ, ડીકરૂક નામની શ્રમમાદાના નાગની બૂમ પાડે છે.

પાદીયાના ખંડિયરના છેડા પર બેઠેલી, કેરોસીનના દીવાની અંધારી જ્યોતમાં, પડછાયાના ચિતરામણ જેવા, પોતાના માટીડાની આપવીતીને, જીવતર તરફના વિરામ વિષાદથી સાંભળી રહેલી ડીકરૂક શબની ઢબથી સળવાળી ઉઠે છે અને ત્રણ માનવ ફરજંદોને જણ્યા પછી હતાશા જેવી જનેતા આ કથાનકમાં ઉમેરો કરે છે, "અને આ બધી કાળી મજુરીના બદલામાં અમને મળે છે, શું, મોનસ્યોર ગોગ! એક ઓરડીનું ખોરડું અને રોટી અને કાળી કોફીનું કોડીયુ, જેથી અમારાં આ કાઠાં. શ્વાસ લેતાં રહી શકે અને પૃથ્વીનાં પેટ ફાડી ફાડીને એમના કારણત કાઢયા કરે!'

હવે, ગોગ, ચિત્રકાર ગોગ બની ગયો હતો અને એની પિંછી વડે શોકની રેખાઓમાંથી, વિષાદની છાયાઓમાંથી, દુઃખના રંગમાંથી, માનવીના આત્મામાં ભરેલાં સ્વપ્નોની સુરખીમાંથી ક્રિયા વાસ્તવતાને લાગી જતા, થાકના ભાવમાંથી ચિતર્યા કરતો હતો. બીજા પાદરીઓની જેમ રોજ રવિવારે એ પ્રવચન પણ કરતો હતો પણ હવે કોઇવાર એવું કહેવાની એ હિંમત કરતો નહોતો કે, "એક પર્વના દિવસે, તમે સ્વર્ગનાં કમાડમાં પેસીને શાંતિ પ્રાપ્ત કરી શકશો."

એ ચિતારાની જેમ ચિતરતો હતો, શિક્ષકની જેમ લેખનવાચન શિખવતો હતો, ડાકટરની જેમ દિવસ રાતભર, માંદાંઓની સારવાર કરતો એકેએક ઘરમાં ફરતો હતો અને,

ક્ષય તથા ટાયફોઈડની છાયામાં. લવરી કરતાં અને સન્નિપાતમાં સળવળતાં માનવ કલેવરોનાં ખંડિયેરો ભેગો, ખંડિયર બની જઈને વિહરતો હતો.

એના નામના ઉદ્દગાર વાસમીસની વસાહતમાં સંભળાયા કરતા હતા એકએક ઘરખોલીમાં એણે દોરેલી અનુરાગની રેખાનું કોઈને કોઈ ચિત્રણ, અંકાઇ ગયું હતું.

મોનસ્યોર, વિનસેન્ટ, વાસમીસનો ઈસુ બની ગયો હતો નાતાલને દિવસે મોનસ્યોર વિનસેન્ટ, વાન, ગોગ એક જુની પુરાણી કોઢમાં નાતાલની સભા ગોઠવવા, મધરાતનો સાવરણો લઈને મચી પડયો હતો. કેરોસીનના ખડીયામાંથી ટગમગતા દિવા આ કોઢમાં ઈસુની યાદને જ્યોતિર્મય બનાવતા હતા.

"નાતાલનો દિવસ, આપણું જનસેવાનું સરવૈયું કાઢવાનો દિન છે આજે એ દિવસે, હું આપ સૌનો આભાર માનવાની રજા લઉં છું. મારી જીંદગીની સખ્તાઇમા મેં ઇશ્વરને ખોઈ નાખ્યો હતો ત્યારે આજે તમે સૌએ તમારા પ્રેમનો, મને પરચો બતાવીને, ભાગી ગએલા ઈસુને મારા અંતરમાં પાછો આણ્યો છે, હુ તમારો આભાર માનું છું."

પછી કોઈ પોતાનાં વખાણ કરી બેસે તો, તે જીરવી નહી શકાવાના ભયથી એ ભાગ્યો. એક બે છોકરાં એની પાછળ દોડતા બોલ્યા, "મોનસ્યોર, તમારો ડગલો અને તમારી હેટ!"

એણે પાછા ફરીને ડગલો ઓઢી લીધો અને હેટને માથા પર દબાવી દીધી અને પછી દૂરદૂરની એક ટેકરીપર ચઢીને બોરીનેજને દેખીદેખીને ચિતરવા માંડ્યું.

ધરતીની કુદરત, ધરતીના રંગ ધરેલાં વાદળોની છાયા, કોલસાના રાફડાઓ ભેગી, ખાણીયાંઓની કોટડીઓ, અને કોટડીઓમાંથી આવતાં ને જતાં, માનવો ભેગી ચિતરાવા માંડી.

આ ચિત્ર પર કાળી છાયા ધરતાં વાદળો ફરતાં હતાં, ધુમ્મસમાંથી ટપકવા મથતા તેજની અસર ચમકતી હતી, અને જીવતરના રંગ રાગની રેલમ છેલ છલકતી હતી, તેમાં અનેક રૂપે દેખાયલી એક જુવાન માતા, ઉભી હતી. એનો પ્રાર્થનાઓ કર્યા કરવાનો અને આવતા જન્મના દિલાસા દીધા કરવાનો રોજગાર, ચિત્રમાંની આ જનેતાનાં જમીનપર ટળવળતાં બચ્ચાંઓ સમક્ષ શરમીંદો બની જતો હતો.

પછી પોતાની ખોલીમાં થાકયા પાકયા પડેલા કલાકારને શિખામણ દેવા, એકવાર ડેકરૂક આવી અને બોલી, "મોનસ્મોર, તમે તમારું બધું જ દઈ દીધું, અને આ લાકડાની પથારી પર પડયા છો! મુરખ છો તમે, મગણ પામીને સ્વર્ગે નથી જવાતું! ઇસુ પછી સૈકાઓ સુધી સમય બદલાયા કર્યો છે તેનું ભાન છે, તમને!"

ડેકરૂકના ગયા પછી ગોગ ભાનમાં આવ્યો. એની પાસે કશું જ હતું નહીં. અકિંચન કલાકારે બધું ખંખેરી જોયું ત્યારે ત્રણ ફ્રેંક હાથ લાગયા એણે બ્રૂસેલ્સ જઈને થોડાંક નાણાં મેળવી લાવવાનો વિચાર કર્યો, અને વેચવા માટે પોતાનાં ચિત્રો.

માંથી થોડાંકને લપેટી લઇને બગલમાં માર્યાં. બ્રુસેલ્સ સિત્તેર માઈલ દૂર હતું. ગાડી ભાડાની જોગવાઇ નહોતી. ત્રણ ફ્રેંક વડે રસ્તામાં રોટી ખરીદી શકાશે અને સિત્તેર માઇલ ચાલ્યા જવાશે, એમ કહીને એણે બ્રુસેલ્સ તરફ ચાલવા માંડયું.

એક ખમીસ અને એક કોટ, હવે એની પાસે બાકી હતાં. એના સુરવાળમાં કાણાં પડયાં હતા. એણે બુટની તડ શિવવા થોડાક પુઠાના કટકા લઈ લીધા હતા.

પણ ચાલવા માંડયું પછી દૂર શું ! એ બ્રુસેલ્સ પહોંચી ગયો ત્યારે ડગલા પર ધુળ ઠરી હતી. ભૂખ તરસ અને થાકથી એની કાયા ઢળી પડતી હતી. પગમાંથી લોહી ઝરતું હતું. એ પિટરસન નામના કલાકારને ઘેર ઉતાવળો ચાલ્યો.

પીટરસનની જુવાન દિકરીએ કમાડ ખોલ્યું પણ કલાકારની આ દિકરીએ, પરસેવાના ઉઝરડાવાળા ચહેરાપરથી, ગુંચવાયલા વાળની લટોવાળું અને ગંદા ડગલાવાળું, ફાટેલા લેંઘાવાળું અને લોહી ઝરતા પગવાળું, માનવરૂપ દેખીને ખૂમ પાડીને કમાડ વાસી દઇને ભાગવા માંડયું. દિકરીના ખૂમ સાંભળતો પીટરસન આવી પહોંચ્યો અને ગોગને જોઇને આનંદ પામ્યો.

વિનસેન્ટ વાન ગોગ પાછો, થોડા દિવસ પછી ખાણીયાં માનવો વચ્ચે આવી પહોંચ્યો. થોડા દિવસ ચાલે એટલું ભાથું લઇને અને ચિત્ર ચિતરવાની થોડીક સૂચનાઓ શિખીને એ પાછો આવી પહોંચ્યો હતો. એણે એના ભાઈ થીઓને લખ્યું;"મને મારો ખોવાઇ ગએલો આત્મા અહીં જડયો છે."

પણ બ્રુસેલ્સથી પેલા મિત્ર કલાકાર પીટરસને થીઓને ગૉગના હાલહવાલ વિષે લખ્યું હતું કે "એને એનો આત્મા ત્યાં જડયો છે પણ એ આત્માને રહેવાનું ખોળીયું એ ત્યાં ખોઇ બેસશે."

એક વાર થીઓ ભાઈની ખબર લેવા ઓચિંતો આવી પહોંચ્યો અને એની ખોલીના કમાડને ઉઘાડી નાખતો, ઉંબરા ઉપરજ બારણા પર અઢેલીને અવાક બનીને જોઈ રહ્યો. એક સાદડી પર એક ફાટેલા કામળામાં લપેટાયલો ગૉગ એણે દીઠો. એક ત્રણ પગા ટેબલ નીચે, અને ખુરશીમાં, અનેક રેખાઓ દબાયલી ચંપાયલી પડેલી એણે દીઠી. આ બધાનો સર્જક ગૉગ, બિમાર પથારીમાંથી ભાઇને સ્વપ્નમાં દેખતો હોય તેમ લાંબા વાળ વાળી દાઢી મસળતો અને આંખો ચોળતો ખાતરી કરતો ઉઠયો, "થીઓ!"

થીઓ છલંગ દઈને પથારી પર નમતો બેઠો.

"તમે શું કર્યું છે આ તમારી જાત પર!"

"મારું પડી જવાયું હતું, હવે તો સારો થતો જાઉ છુ!"

"આ ઘર છે, આજ ઘર છે તમારું!"

"એ તો હું એને મારા સ્ટુડીઓ તરીકે પણ વાપરું છું એટલે એવું થઈ ગયું છે!"

"ઓ વિનસેન્ટ!" થીઓની આગળીઓ પેલા અવધૂત જેવા કલાકારના વાળનાં ગુંછળામા અટવાઈ ગઈ. એના કંઠમાં દુઃખનો અવાજ અકળાયો, "શી બિમારી છે!"

"થાક...ખાવાનું તો, બધા લોકો, જાતજાતનુ આપી જાય છે, ખાણીયાઓની સ્ત્રીઓ, સેવા કરે છે, મારી શા ભલા છે એ લોક!"

"હા, પણ શુ ખાવ છો તમે!" બોલતા થીઓએ આખા ઓરડામા નજર નાખી, "અહીં તો કંઇએ નથી"

"બધુ તૈયાર આવે છે, બહારથી,"

"શું?"

"રોટી, કોફી, કોઇવાર ઇંડા બાકીતો આ ઓરીનેજ પ્રદેશજ એવો છે ત્યા!"

થોડા દિવસની સારવારમા ગોગ ઉભો થઇ ગયો, અને થીઓએ એને કહ્યુ, "તમે પાચ વરસ પસાર કર્યાં, આમથી તેમ રખડતા અને આખરે, શું મેળવ્યુ, ગોગ!"

"આખર નથી આવી હજુ"ગોગ હાસ્યો,અને બોલ્યો,

"જગતને હુ શાથી કયા કામમા આવી શકુ, તે સૂચવી શકે છે, થીઓ!"

"તમે, પારીસ, બ્રુસેલ્સ, આમસ્ટરડામ, અથવા તેગ ગમે ત્યા રહેવાનુ નક્કી કરો બધો ખર્ચ હું આપીશ"

"હે, થીઓ! કયા સુધી તું!"

"ગમે તેટલા વરસ!"

"તો તો હું કલાકાર, ચિત્રકાર બની જાઉ! મે ચિત્રકાર થવાનો નિર્ણય પણ કર્યો છે"

"ઉઠો, ત્યારે, આપણે બ્રુસેલ્સ જઇએ"

"કયારે!"

" ટ્રેનને ઉપડવાને દશજ મીનીટની વાર છે "

વિનસેન્ટ વાન ગોગના, ખખડી ગએલા કલેવરને, ઘસડી જવા માગતો થીઓ ઉતાવળો થયો.

હવે વિનસેન્ટ વાન ગોગે, એક ઓરડો હેગ નગરમા ભાડે રાખ્યો હતો. આ ઓરડો આ ચિત્રકારનો સ્ટુડીઓ બની ગયો હતો. સ્ટુડીઓમાં એણે ચિતરી નાખેલાં અનેક ચિત્રોના થોક પડયા હતા પણ તેમાંનુ એકે વેચાયુ નહોતુ આ ઉપરાત થીઓ મોકલતો હતો તે પૈસા પણ એક મહી નાથી આવ્યા નહોતા એટલે ભૂખનુ ભુલાઈ ગએલુ દુઃખ પાછુ એને લાગુ પડી ગયુ હતુ. એણે એક દિવસથી ખાધુ નહોતુ પણ એક ચિત્રકાર મિત્રનુ જમવા આવવાનુ આમંત્રણ એ પાછુ ઠેલતો હતો અને જે કઈ પૈસા બાકી રહ્યા હતા તે ખરચી નાખવા ગરીબ માણસોની એક હોટેલમાં જઈને, એક ભાગેલી ખુરશી પર, એક ખુણાપરના ટેબલ પરથી કોફી પીતો હતો. આખી હોટેલમા બીજુ કોઈ હતુ નહી. એક એકલી સ્ત્રી બીજા ખુણામા બેઠી હતી અને રોટીનો ટુકડો ચાવતી હતી.

" એકલા છો તો અહીં આવો, " બોલતા ગોગે, કોફી નો બીજો પ્યાલો મગાવ્યો સ્ત્રીએ આ અજાણ્યા પર એક નજર નાખી અને રોટીની રકાબી લઈને, આવી ગઈ, અને બોલી " તમે રોટી પણ ખાવ ! "

" આભાર, વિનસેન્ટ આ યુવતિના કલેવરને, ચિત્રને નિહાળતો હોય તેમ દેખતો, મનમા બબડયો, "એનુ શરીર સુરેખ છે, ચહેરા પર વિષાદ છે, પણ ચિત્ત ચકોર લાગે છે, અને પ્રાણવાળી નજર નાખે છે. "

"મારું નામ ક્રિસ્ટાઇન છે, તમારું ?"

"વિનસેન્ટ વાન, ગોગ !"

"શું કામ કરો છો ?"

"ચિતારો છું !"

"તો તો બહુ દુઃખી હશો, એ જીંદગીજ એવી છે, ચિતારાની !" બાઈ બોલી.

"તમે !"

"એક લોન્ડ્રીમાં કામ કરુ છું, પણ એટલાથી પેટીયું નથી નીકળતું એટલે, રસ્તાઓ પર રખડતી બનીને બાકીનું મેળવી લઉં છું."

"કેટલાં બાળક થયાં છે ?"

"પાંચ, છઠ્ઠું, પેટમાં ધારણ કર્યું છે !"

"તમારા પતિ !"

"મારાં બધાં બાળકો અજાણ્યાંઓનાં છે," બોલતી ક્રિસ્ટાઈને ઈસુને યાદ કર્યો, "સર્વ પોપોને માફ કરશે, ઇસુ ! તમે ચિત્રો વેચતા પણ હશો !"

"હજુ કોઇ ખરીદતું નથી, શરૂઆત જ છે મારી !'

"ઉમર ?"

"ચાલીસ"

"મને ત્રીસ થયાં, હું મારી મા સાથે રહું છું. બાળકોને પણ એ સંભાળે છે. મારે કોઈ મિત્ર નથી અને પેટમાં બાળક છે, એટલે... " બોલતી ક્રિસ્ટાઇનની રોટી-પર એક આંસુ પડયું.

"મારે મોડેલની જરૂર છે, ચિતરવા માટે, જોતું આવે બેસે અને હું તને ચિતરું તો તારી મહેનતનું મહેનતાણું પણ આપું. મારો ભાઈ થીઓ મને પૈસા મોકલ્યા કરે છે,"

"ચિતરાવા માટે બેસવામાં મહેનત શી! ક્યારે આવું!"

"અત્યારે, અત્યારથી જ."

એક દિવસ ક્રિસ્ટાઈને, આ ચિતારાપર પ્રેમ કરતાં કહ્યું, "હુ મોડેલ તો છુંજ, પણ તમને રાધતાંય નથી આવડતું, તમારી જાતની સંભાળ રાખવાનીય ખબર નથી, અને તમે ચિત્રકાર થઇને ઓરડામાં ગોઠવણી કરવાનુંય જાણુતા નથી. હું એ બધું કરીશ હવેથી."

"ભલે!" ગોગે આનંદથી હા પાડી.

પછી ક્રિસ્ટાઈને આ ચિત્રકારની બધી સેવા કરવા માડી. એકવાર ગોગે, આ સ્ત્રીને કહ્યુ, "તેજ મને ખાતરી કરાવી છે, કે જગતમા ઈશ્વર છે!"

"હું!" ક્રિસ્ટાઈન ચમકી ઉઠી અને સંકોચાતી માથું હલાવતી બબડી, "નથી! ભૂખમરો બધાને ભરખી જાય છે, કલાને કલાકારને . ."

"પણ વરસો સુધી ભૂખે મરવા છતા હું જીવું છું... હું કલાકાર!"

"એટલે હુ નહીં આવું .. મારો સંગ જાણશે તો આખું હેગ નગર તમને ફેકી દેશે અને અમર બની શકે તેવો કલાકાર પણ નાશ પામી જશે, મારા સોબતથી. તમે ભલે જીવો!"

"એવી તું કેવી છે!"

"હું ખરાબ છું"

"તુ ખરાબ નથી. મારે અમર બનવાનો કશો ખપ નથી. તું ભલે રહે મારા સંગે!"

એકવાર ડી-બ્લેક ગોગને મળવા આવ્યો ત્યારે, ક્રિસ્ટાઇનને જોઇને તે બોલ્યો, "આ તમારી રખાત!"

"એ મારી પત્ની છે."

"પત્ની!"

અને પેલો નાઠો હેગના કલાકારોએ પણ વિનસેન્ટ ગોગનો બહિષ્કાર કર્યો ત્યારપછી વિનસેન્ટનો બાપ અને ભાઈ થીઓ અહીં આવી પહોચ્યા. તોય વિનસેન્ટે સૌની વાતનો અનાદર કર્યો

પણ ભૂખમરો આવી પહોચ્યો ભૂખના ભરડામાં ભિંસાયલા ચિત્રકારને હવે, ક્રિસ્ટાઇન પણ છોડી ગઈ અને એક દિવસ એચિંતી આવીને બોલી, "હુ ભૂખે મરી જવા નથી માગતી મે મારો જુનો રસ્તો સ્વીકારી લીધો છે."

"હે!" ચિત્રકાર માંદગીની પથારીમાથી ચોકી ઉઠીને બોલ્યો

વિનસેન્ટ વાન ગોગે, ભાઈ થીઓને લખ્યું, "હુ હવે પેરીસ આવુ છું ક્રિસ્ટાઇન હમેશ માટે જતી રહી છે."

ગોગ પોતાના ઓરડાની બહાર નીકળ્યો. ઓરડાની અંદરના ચિત્રોનુ પોટલું બાંધીને એણે અંદરનો બધો સામાન વેચી દીધો અને ટીકીટ કઢાવીને બાકીની રકમ ક્રિસ્ટાઇનને મોકલી આપી.

ઉપડે, તે ગાડી પહેલાં ક્રિસ્ટાઈન આવીપહોંચી અને પેલા ચિતારાને લઈને ઉપડી જતી ગાડીને વિલાઇ જતી દેખી રહેતી અને રડી પડતી બબડી, " આ જગતમાં ભગવાન ભલે નથી, પણ, આબેહૂબ ઈસુ જેવો તું તો છે, ચિતારા!'

" છેવટે, આ છે, પેરીસ !" ભાઈ થીઓના ઘરની બારીની બહાર પેરીસ નગરનું દર્શન કરતો ગોગ બોલ્યો, " ક્રાન્તિનું અરૂણનગર, યરોપનું પાટનગર, કવિઓનું, કલાકારોનું સંસ્કાર નગર પેરીસ !"

વિનસેન્ટ, ગોગના આનંદનો અહીં પાર રહ્યો નહોતો. રંગરાગથી સજેલી યરોપની આનંદ નગરીએ એના પર ભુરકી નાખી દીધી. થીઓએ એને બધી ચિંતાઓ ભૂલી જઈને પેરીસનગરની તેજ છાયામા વિહરવાની વિનંતી કરી હતી. આ રૂપનગરીમા કદરૂપો લાગતો, અને આ નગર વ્યવહારનાં નાગરિકોમા ગામડીયો દેખાતો ગોગ, પેરીસ નગરના કલાકારોના ચિત્રોનું અવલોકન કરતો કહેતો હતો, " આ કલાકારોએ તો, હવામાનની શોધ કરી નાખી છે! એમણે ચિતરેલા પદાર્થરૂપો હવામા, પવનમા, પ્રકાશમા, આસમાનના જીવતા વાતાવરણમા વહેતા બની ગયાં છે! પેરીસે તો નવી કલાનું સર્જન કરી નાખ્યું છે, થીઓ! અને તેં મને અહીં વહેલો કેમ બોલાવ્યો નહીં! તે મને આ નૂતન કલાની વાત પણ કેમ કરી નહી! અને મેં મારા છ વરસ ગુમાવ્યાં કર્યાં !"

" ના, ના, ના "થીઓ ખડખડાટ હસી પડયો. 'જીવતરના જોમથી નિર્ભર કુદરતમા તમે ચિતર્યા કર્યું.

કોઈ નિશાળમાં એકડો ઘૂંટયા વિના, વિનસેન્ટ વાન, ગોગે કલાકારની અદાથી, જીવનકલાને અંતરમાં ઘૂંટયા કરી છે. પારિસના ચિત્રકારો પણ કબુલ કરશે કે...."

"શું?"

"કે વીનસેન્ટ વાન ગોગે, વિનસેન્ટ વાન ગોગની જેમ કલાનું સર્જન કર્યું છે."

"ના, ના" ગોગે વિશાળ માથું હલાવ્યું, "મને લાગે છે, કે મારે નવેસરથી ચિતરવું પડશે."

"અહીં તો સૌ કોઈ નવેસરથીજ ચિતરવા માંડયા છે!" થીઓએ કહ્યું.

પછી ગોગ, આ નવેસરથી ફરવા નીકળેલી યુરોપની પાટનગરીમાં કલાને ઢુંઢતો ફરવા લાગ્યો. એને એકવાર એમિલ ઝોલા મળ્યો. સાહિત્ય સર્જનના આ કલાકારે ગોગનું માન કર્યું અને કહ્યું, 'વીકટર હ્યુગો, હજુ ગઈ સાલેજ ગુજરી ગયો. એની સાથે અમે જુની સંસ્કૃતિને દફનાવી દીધી છે."

"કેવી સંસ્કૃતિ!" એણે પૂછયું.

"જે આજ સુધી બોલવાનાં અને ચાલવાનાં જુદા જુદાં જડબાં રાખતી હતી, જે રજવાડી ઢબે મુજરા કરવામાં અને પછી નીચી નમીને ખંજર ખોસી દેવામાં ઉત્સાહ રાખતી હતી, જે કેવળ અભિનયની, રોમાન્સની, જુઠની પરી હતી. મારાં પુસ્તકો નુતન સંસ્કૃતિને નવાજે છે"

"તે કઈ સંસ્કૃતિ!" ગોગે પૂછયું.

" વીશમું શતક જેનું જનક છે, તે ! જેની જનેતાની ગ્રન્થિ તૂટી ગઈ છે, તે. જેણે સંસ્કારમાં પણ વિજ્ઞાનની વિનીત રીતભાત સ્વીકારી છે તે. એ રીતભાતને જીવન વ્યવહારમાં મઢવા કલાકારે, જુની સંસ્કૃતિનાં, ઘસડાતાં મડાં, જે દફ્નાઈ જવાની ના પાડે છે તેમને ઓળખી કાઢીને વખોડી કાઢવાં પડશે અને જે આજે કદરૂપી કલા કહેવાય છે તેનું સર્જન કરવું પડશે. તમે મળ્યા, મોનરમોર ગોગ અહીંના કદરૂપી કલાના કલાકારોને ! " બોલતા ઝોલાએ જવાબની રાહ જોયા વિના, આગળ ચલાવ્યું, " મારૂં નામ આ નુતન કલાકારોમાં મોખરે છે. એ યાદીમાં તમારું નામ અમે લખી દીધું છે. આપણે એક જાહેરનામું બહાર પાડવું પડશે. "

" કેવું ? "

" કે જીવન વાસ્તવતા, સત્ય છે. સત્યનું રૂપ કદરૂપું દેખાય તોય તે સત્ય છે. સુંદર જુઠાણા કરતાં અપ્રિય સત્યની સુંદરતા મહાન છે. ઠકરાણી કરતાં અદની નારી મહાન સત્ય છે. વડા પ્રધાન કરતાં, એક મામુલી હલધર વધારે મોટો માનવ છે. "

" ખરેખર, ખરેખર ! " ગોગ આનંદી ઉઠયો.

" જીવતરની કલાનું આલેખન, પોતાની ઘટનાનું આ નવું મૂલ્ય માગે છે. "

" માગો અને તમને મળશે. " બોલતા થોડાક નવા મહેમાનો, ઝોલાની અભ્યાસ ગુફામાં દાખલ થયા.

ઓલાએ નોની ઓળખ આપતા કહ્યુ, " અને, આ નુતન પેરીસની નવી વિભૂતિ છે, કલાકાર સીઝેન ! પણ સીઝેન હવે પારીસ છોડી જાય છે "

એવી પેરીસ નગરની અનેક મુલાકાતો પછી અને પેરીસના જીવન સ્વરૂપોનુ પેટ ભરીને પાન કર્યા પછી ગોગે ભાઈ થીઓને કહ્યુ " હુ હવે પેરીસને છોડી જવા માગુ છુ "

" કેમ ! "

" અહી સુરજ ગરમ નથી અહી કુદરતના રગો જોરદાર નથી અહી મે પેટ ભરીને જીવનનો આવેશ પીધો છે અહી મે હોકલીઓ ફૂકી છે અહીની પટ્ટાઈ સાથે થાય તેટલી ચર્ચાઓ કરી છે, પણ હવે જ્યા શાતિ હોય ત્યા બસ ચિતર્યાજ કરવુ છે, મારે !"

" અહી પણ તેજ કર્યુ છે, તમે ! "

" પણ કલાનો ઉછરગ અહી નથી !"

" પણ અહી સગવ છે, મૈત્રીની હૂફ છે, મારૂ મઝાનુ ઘર છે "

" પણ તુ મને ત્યાનો ખર્ચ પણ મોકલી જ શકીશ "

" કયાનો ! "

" આરલીસ ! '

" આરલીસ નક્કી કરી નાખ્યુ છે ?"

પછી થીઓ કાકાની માદગીની ખબર કાઢવા હેગ ગયો અને ત્યાથી એ પાછો આવ્યો ત્યારે એણે ટેબલપર

પડેલી, ગોગની ચિઠ્ઠી વાંચી " હું આરલીસ પહોંચી ગયો છું અને, ચિતરવા માંડ્યો છું. અહીં જ્યા વેગથી વહેતી રોન નદી વળાક લે છે ત્યાની ટેકરી પર પત્થરના બન્ને કિનારાપર આરલીસ ગામ વસ્યું છે. હું અહીંજ વસ્યો છું. મારા પીળા ઘરની પાછળ મોટા પર્વતોની રેખાઓ આસમાનમાં અલોપ થાય છે અને આગળ લીલાં ખેતરો, સુંદર વાડીઓ, મનોહર કન્દરાઓ અનંત સુધી પથરાયાં છે. અહીંનું આકાશ ઘેરૂં ભુરૂં છે અહીની ભૂમિ લીલા રંગનું સત્વ ધરેલી છે. અહીંના તાપમાં ગુલાબ લોહી જેવાં રાતાં છે અહીંના જીવનના તાપમાં પેરીસની બધી ઠંડક મારામાંથી સુકાઇ જવા માંડી છે."

એણે આરલીસમાં ભાડે રાખેલા પીળા ઘરમાંથી સુર્યોદય પહેલા દૂર દૂર ભાગી જવા માંડયું અને સુરજ તપે ત્યારે ચિતરેલા કેનવાસને બગલમા મારીને પાછું આવવા માંડયું. આરલીસમાં એનુ અંગત જીવન અલોપ થયું. આરલીસે એને ચિત્રો નિપજાવતું યંત્ર બનાવી મૂકયો એણે પહેલાં સાત દિવસમા સાત મોટા ચિત્રો ચિતરી દીધાં અને તેમાંથી ચિત્રકલાની ડચ રૂઢિ બીલકુલ વિલાઈ ગઈ એણે ખુલ્લી નજરે, સળગતા સુરજની પણ પરવા કર્યા વિના ઉગ્ર રંગોને આલેખવા માંડયા અને ઉગ્ર રંગો ધરેલી રેખાઓની છાયામાથી પારીસનગરના બધા પાઠ નુતન બનીને નવું રૂપ સર્જન ધરીને એકલા વિનસેન્ટ, વાન ગોગની કલાકૃતિ બનીને સરજાવા માડયા

આરલીસના લોકોએ, આ વિચીત્ર માનવીનું નામ

ઢોરો પાડયું. આરલીસના રસ્તાઓપર એના નામના અવાજોના આનંદ ધ્વનિ ઉઠયા.



એણે પેરીસના શૃંગારની એને પાછી બોલાવતી અનેક યાદોને પાછી કાઢતાં કહ્યું, "મારા પર પ્રેમ ! મારૂં કલેવર તો દેખો, જ્યારે મારા દાંત નીકળી પડે છે, માથાપરની લાલ રૂંવાટી પણ ખરી ગયા પછી તાળ ચળકી ઉઠવા માંડી છે, અને આંખોનું તેજ ઝંખવાઈ ગયું છે ત્યારે ખરબચડા ખડક જેવા હાડના જ બનેલા, આ ચહેરા પર પ્રેમ !

માનવીનું હું જીવન ખંડિયર છું." બોલતો નુતનયુગનો મહાન ચિત્રકાર એકાંત આરલીસના, પરોશી વિનાના પીળા ઘરમાં, એક અરીસાની અંદર જોઈને પોતાની છબી પોતે ચિતરતો હતો

એણે પાછા ફરવાની, થીઓની બધી વિનંતીઓને પાછી વાળતા પત્ર લખ્યો," હું ચિતરવાના આવેશનો ઉન્માદ ધારણ કરીને ચિતરવા માંડયો છું. જ્યારે હું સુરજને ચિતરૂં છું. ત્યારે અસાધારણ ગતિથી ફરતા આ અગ્નિગોળામાંથી અસાધારણ ઝડપથી ઉડતી જ્વાલાઓ ભેગાં પ્રકાશ અને ગરમીનાં કિરણોને આલેખવાનું મને મન થાય છે. જ્યારે હું ખેતરમાનો અનાજનો દાણો ચિતરું છું ત્યારે એના પરમાણુને અસાધરણ વેગથી ઉગતા અંકુર જેવો ચિતરવાની મને ઈચ્છા થાય છે."

એવો દિવસભર ચિતરતો, અને રાતભર જીવન કલહના પડછાયાઓ સાથે સંગ્રામ કરતો કલાકાર એકવાર મધરાતે અરીસામા પોતાના બેબાકળા ચહેરાનો વિહવળ પડછાયો દેખતો, પડછાયાને કહેતો હતો, "અંતસમય આવી પહોચ્યો છે! તો ભલે તુ અલોપ થઈ જાય!"

રાતભરની જીનનમરણની ગડમથલ પછી ઉષાની સંધ્યામાં ઉઠીને એ ખેતરો તરફ ચાલતો થયો. આજે એની ચાલમાં એક વિચીત્ર આવેગ હતો આજે એણે પિંછીને બદલે અને કેનવાસને બદલે એના ખભા પર એક બંદુક ધારણ કરી હતી. એના હોઠપર ફરિયાદ બોલતી હતી, "મારે ચિતરવું છે, તેવુ ચિત્ર હવે જો હુ ચિતરી શકતો નથી તો મારે જીવન ધારણનોય શો અર્થ છે!"

"પણ, તારો સહોદર, થીઓ, એની પ્રેમાળ પત્ની જોહાના, અને એમનું નવું સર્જન, એમનુ ફરજંદ! આજેજ વિનસેન્ટ, વાન–ગોગનાં ચિત્રોનું એકઝીબીશન પેરીસ નગ રીમાં ખુલ્લું મૂકાય છે ત્યારેજ તું !"

"હું વિદાયનું ચિત્ર આલેખવા માગું છું પણ વિદાય લીધા પછી તેને ચિતરનાર કલેવર હયાત નથી હોતું !" બોલતો એ હસ્યો, "અને બંદુકમાથી ગોળી છોડતા ગોગે વિદાય લીધી" ઇ–સ–૧૮૯૦ નો જુલાઈ મહીનો, ૧૯મા શતકના અંતરની સીમાપરથી હચમચી ઉઠ્યો

પછી શોકથી અવાક જેવો બનેલો, થીઓ, આવી પહોચ્યો હતો પેરીસના કલાકારોનુ એક ટોળુ ગોગની મડા પેટીને ફરતું ઉભુ હતુ રૂંધી નાખતા આસુની અંજલિ આપતો થીઓ, સહોદર પર કફન ઢાકતો હતો, "મારાથી પણ હવે વધારે દિવસો કાઢી શકાય નહીં."

ત્યાર પછી છ મહીનામાજ થીઓડોરસ, જેવો સહોદર જીવનભર સેવેલી બાધવતાની સોડમા, પૃથ્વીના એકજ પેટાળમા સહોદર બનીને દફનાઈ ગયો.



ઓગણીસમા સૈકાના સંસ્કાર જગતમાં સૌથી મોટો યરોપ ખંડ હતો, અને યરોપ ખંડનુ સંસ્કાર પાટનગર પેરીસ પોતાની મહત્તાને છાજે તે રીતે, નગર વચ્ચે ત્યારની દુનિયાની સૌથી મોટી રંગભૂમિ બાંધીને ઉજળું દેખાતું હતું.

રંગભૂમિના આ જંગી કલાનિકેતનનું નામ 'ઓપેરા-હાઉસ' પડયું,

આ ઓપેરા ઘરને બાંધવામાં યરોપભરના વિધાયકો, શિલ્પીઓ, ચિત્રકારો અને ઈંજનેરોએ પોતપોતાની આવડત આ ઘર બાંધવામાં યોજી હતી.

કેવું આ ઘર હતું!

જુના જગતમાંનાં, દેવાલયો અને રાજ મહાલયો હવે સંસ્કૃતિના શણગાર નહોતા ગણાતા. કાયાપલટ કરતા જગતે સંસ્કૃતિના શણગાર તરીકે જીવન સંસ્કારનાં કલા વિજ્ઞાનને પ્રથમ પદ આપ્યુ હતું. એટલે જ સંગીતના આ ઘરને બાંધવામાં યરોપ ભરનાં કલાકારો અને વૈજ્ઞાનિકોનો આ ઘરમાં ફાળો હતો. કોઇ દેવતાનું આ દેવળ નહોતું, કે શહેનશાહનો આ રાજમહાલય નહોતો. આ તો, સંગીતનું, અથવા ગીત નાટકનું એક કલાઘર હતું.

આ કલાઘરમાં અથવા યરોપની ધરતીપર ઉગી નીકળેલાં ઓપેરાઓમાં સંગીતનું સ્વરૂપ કેવું હતું!

સંગીતના રૂપને હજુ રાજા મહારાજાઓ પાસે મુજરા કરવા પડતા હતા. સંગીતનાં સુરૈયાંઓને પોતાના કંઠમાં રજવાડી રાગ રાગણીઓ ઉતારવી પડતી હતી કારણ કે, રાજા મહારાજાઓ પોતાના યથેચ્છ વિહારના આનંદ ઉપભોગના સાધનં તરીકે એને જીવાડવાની સખાવત કરતા હતા. કેવાં હતાં આ ગીત નાટકો ?

એમા નાટકમાં હોય છે તેમ બોલવાનું નહોતું પણ નૃત્ય ગીત અને વાદ્ય સાથે નાટકને ગાવાનું હતું એટલે જ્યારે સંગીત લલકારતું હોય ત્યારે, નાટકના પ્રસંગને પણ થંભી જવું પડતું.

એવું ઓપેરા યરોપની ધરતીપર શરૂ થયું. આરંભનું એનું રૂપ રજવાડાના રસાલાઓના આનંદ માટેના રમકડા જેવું રહ્યુ. એમાં રજવાડાઓને પસંદ એવા હસવાના વિભત્સ રસ ઉભરાયા અને ધર્મના જીવતરની બાલીશતા-માંથી પરીઓની વાતો જેવી દંતકથાઓ ભજવાવા માંડી.

ત્યારે લોકશ્રોતા ક્યાં હતો !

ઓપેરામાં આવવાની એને મના હતી.

પછી ઈ. સ. ૧૬૩૭ માં યરોપના ત્યારના વ્યાપારી પાટનગર વેનીસમાં પહેલું જાહેર ઓપેરા ખુલ્લું મૂકાયું, પણ એનો રંગઢંગ બીલકુલ રજવાડી હતો.

એવાં ઓપેરાઓ યરોપમાં પથરાવા લાગ્યા. વેનીસ પછી રોમ અને નેપલ્સમાં થઈને આલ્પસ પર્વતો ઓળંગીને ઓપેરા, પેરીસ, વીએના, અને હેમબર્ગમાં આવી પહોંચ્યું. મહારાજાઓના ખિલૌના જેવા ઓપેરામાં હેપ્સબર્ગના

રજવાડાએ પોતાની પ્રશસ્તિ માટે વીએનાના ઓપેરાને નવાજ્યું.

ત્યારે ફ્રેડરીક ચોપીન એક ફ્રેંચ પ્રોફેસરને ત્યાં, ઈ. સ. ૧૮૧૦ મા પોલેન્ડમા જનમ્યો. મેડમ ડુડેવાં સાથેનો



એનો પ્રણયકિસ્સો જાણીતો બન્યો. એના જીવતરમાં વણાઇ ગએલો ભવાવેશ એની કવિતાઓના સંગીતમા વિષાદનુ રૂપ ધરીને આવ્યો. એણે પીઆનો નામના વાદ્યમાં પોતાના સંગીતને ઉતાર્યું:

પોલેન્ડ આખો એના પીઆના પર મુગ્ધ બન્યો. ચોપીન, વીએનામાં મશહુર બનીને પછી પેરીસમા રહ્યો ચોપીન ઈ. સ. ૧૮૪૯ મા મરણ પામ્યો



ચોપીનના જન્મ પછી બીજે જ વરસે ઈ. સ. ૧૮૧૧ મા ફ્રાંઝ, લીસ્ટ જનમ્યો. ચોપીનની જેમ આ સંગીતકાર પણ પીઆનાપર મચી પડયો એના કવનના સુર ઝીલીને પીઆનો મશહુર બન્યો અને એ, પીઆનાનાનો પ્રિન્સ કહેવાયો.

હંગેરીઅન સંગીતના સંત જેવો, લીટઝ સંગીતના



સુરનું આલેખન કરતો હતો અને પીઆનો એના સુરોનું વાદ્ય બની ગયો હતો.

એણે જ વેગનરને સંગીતની દિક્ષા દીધી અને વેગનરને જ, એણે સંગીતમાં સુરીલી એવી પોતાની દિકરી પણ દીધી. સંગીત સુતા જેવી કોસીમાને સંગીતકારોમા મહાન એવા વેગનર સાથે



વળાવીને લીઝટ જીવનનાં આખરી વરસો વિતાવવા દુનિયાનો ત્યાગ કરીને ધર્મના મઠમા જઈને વસ્યો અને ત્યાં પણ એણે પીઆનોમાથી ધર્મ સ્તોત્રોના સુરની છાયા બિછાવી દીધી. ઈ. સ ૧૮૮૬ માં એ જર્મનીમાં મરણ પામ્યો.

*

સ્ટાખોમમાં, સ્વીડનમાં, ઇ. સ. ૧૮૨૦ માં જન્મ પામીને એણે સતર વરસની જ વયમાં સ્વીડનના પાટનગરમાં ઓપેરાનો અવાજ ગાજતો કરી દીધો. સ્વીડનની આ દિકરી, જેની–લીન્ડ સંગીતનું ગુંજન બની. જેની, લીન્ડને સાંભળવા સ્વીડનની જનતાએ પડા પડી કરી.



શો સુરમ્ય એનો અવાજ હતો ! આખા યરોપપર સંગીતના સંવેદન જેવું જેની, લીન્ડનું નામ મશહુર બનવા માંડયું.

" જો લોક શ્રાતા સાભળે નહીં, જો કોઇ શ્રવણુ કરનારો અને શ્રવણુ ક્રિયામાથી સંસ્કારનાં મૂલ્ય નિપજાવનારો એવો વિરાટ, શ્રોતાજન અથવા જનશ્રોતા જો હોય નહીં તો મારો ગુંજારવ શા કામનો ! " બોલતી જેની, લીન્ડ પોતાના બહુમાનને મૃદુભાવથી જનલોકને સમર્પણ કરતી હતી, અને સંગીતના સંસ્કાર મૂલ્યને ધારણુ કરનારા પરિબળને, જનશ્રોતાને, પોતાનો ઉદ્ધારક માનતી

કહેતી હતી, "સંગીતને જેટલી સક્રિય રીતે એ ઝીલે તેટલું જ સંગીતનું મૂલ્ય વિકાસ પામે."

અમેરિકાથી બરનમ એની સાથે કરાર કરવા આવી પહોંચ્યો. અમેરિકામાં દોઢસો જલસા કરવાના એક હજાર ડૉલર આપવાનો કરાર કરીને બરનમ એને અમેરિકા લઈ ગયો. એણે નવી દુનિયાની ધરતીપર સંગીતની વ્યાસપીઠ પરથી કહ્યા કર્યું, "મને વિશ્વાસ છે, હું જાણું છું કે મારો ઉદ્ધારક હયાત છે."



"કોણ તારો, સંગીતનો ઉદ્ધારક છે!"

શ્રોતાજન કે લોકશ્રોતાને ગાણ બનાવી દઈ, એકલા સંગીત ખાતર સંગીતની હિમાયત કરનાર અને સંગીતમાંથી સંગીતની વિરાટ કાયાનો લોપ કરનાર વેગનર સંગીતનો ઉદ્ધારક નથી પણ સંગીતનો ઉદ્ધારક, લોકશ્રોતા છે!" એમ કહીને પોતાની તમામ દોલત, લોકસેવા માટે સમર્પણ કરી દઈને જેની, લીન્ડ ૧૮૮૭ મા મરણ પામી.

જેની લીન્ડે, સત્તર વરસની શરમાળ કાયાની યુવાન

પણ સુકોમળ તાજગીની તમન્નાને સંગીતનું ગુંજન બનાવીને સ્ટોખોમ નગરના જનવિરાટને, તેને ધારણ કરવાનું સંસ્કાર મૂલ્ય સોંપ્યું ત્યારે, ચોવીસ વરસને નવજુવાન વેગનર, સંગીત સુતા જેવી, સંગીતકાર લીઝટની દીકરી, કોસીમાને વરીને, તેના સંગમાં સંગીતની આરાધના કરતો, પેલી "સ્વીડીશ નાઈટીંગેલ"નું ઉપનામ પામેલી જેની, લીન્ડ પર અટ્ટહાસ્ય કરતો કહેતો હતો, "સગીત એટલે, એકલું સંગીત!"

સંગીતકાર વેબરના ગયા પછી, ઓપેરાના ઇતિહાસમાં, રિચર્ડ વેગનર નામનો (ઈ. સ. ૧૮૧૩–૮૩) નવજુવાન પ્રવેશ કરતો હતો.



બટકા શરીર પર, મોટું માથું, લાબુ નાક, અને આગળ પડતી દાઢીની અણિયાળી છટા દાખવતો ખૂબ, વાતો કરતો, અને વાતે વાતે, અહંભાવ ઠાલવતો, એ કહેતો હતો, "શ્રોતાજનનું કામ વેગનર લલકારે તે શ્રવણ કરવાનું જ છે."

એણે નાની ઉંમરમાથી નાટકો લખવા માંડયા હતાં અને પોતાનાં લીબ્રેટો, પોતે જ લખવા માંડયાં હતાં. ઓપેરાનું એનું પહેલું આલેખન "પરીઓ" નામનું, એણે ૧૮૩૩માં રચી દીધું હતું, જે કદિ ભજવાયું નહોતુ તથા "પ્રેમપ્રતિકાર" નામનુ એનુ બીજું આલેખન ૧૮૩૬ માં એકજવાર ભજવાયુ હતું.

કહેતી હતી, "સંગીતને જેટલી સક્રિય રીતે એ ઝીલે તેટલું જ સંગીતનું મૂલ્ય વિકાસ પામે."

અમેરિકાથી બરનમ એની સાથે કરાર કરવા આવી પહોંચ્યો. અમેરિકામાં દોઢસો જલસા કરવાના એક હજાર ડોલર આપવાનો કરાર કરીને બરનમ એને અમેરિકા લઇ ગયો. એણે નવી દુનિયાની ધરતીપર સંગીતની વ્યાસપીઠ પરથી કહ્યા કર્યું, "મને વિશ્વાસ છે, હું જાણું છું કે મારો ઉદ્ધારક હયાત છે."



"કોણ તારો, સંગીતનો ઉદ્ધારક છે!"

શ્રોતાજન કે લોકશ્રોતાને ગૌણ બનાવી દઈ, એકલા સંગીત ખાતર સંગીતની હિમાયત કરનાર અને સંગીત-માંથી સંગીતની વિરાટ કાયાનો લોપ કરનાર વેગનર સંગીતનો ઉદ્ધારક નથી પણ સંગીતનો ઉદ્ધારક, લોકશ્રોતા છે!" એમ કહીને પોતાની તમામ દોલત, લોકસેવા માટે સમર્પણ કરી દઈને જેની, લીન્ડ ૧૮૮૭ માં મરણ પામી.

જેની લીન્ડે, સત્તર વરસની શરમાળ કાયાની યુવાન

કેવું હતું આ નુતન સંગીત! જેમાં, લોકશ્રોતાએ અથવા શ્રોતાજને, સંગીતનું "એનેસ્થેટિક" ચૂસીને અથવા કલોરોફોર્મ સૂંઘીને, આ એકધારા વેગનેરીયન સંગીતની ક્રિયા ચાલે ત્યાં સુધી, હીપ્નોટીસ્ટના અચેતન પણ શ્રવણ કરતા વિધેયની જેમ શાન્તિનો જાપ જપતા પડયા રહેવાનું હતું. એવું વેગનરનું આ નુતન સંગીન હતું.

સમજો કે, સંગીત શરૂ થયું છે. બારણું બંધ થઇ જાય છે. દિવાએ બુઝાઈ જાય છે. કન્ડકટર લાકડી ઉંચકે છે, વેગનરની કલ્પનાનાં કવનકલેવર વાળું, એકધારૂં અતૂટ સંગીત આરંભાય છે. હવે કોઇએ કંઈ કરવાનું નથી. વિચારવાનું પણ નથી, શાંતિથી સંગીત શ્રાતનું પાન કરતાં કરતાં નિશ્ચલ બનવાનું છે.

કારણ કે સંગીત લોકશ્રોતાઓ માટે નથી, સંગીતની લીલા માટે, શ્રોતાજન છે.

ઘણાં વરસો સુધી જરમનીની બહાર રહ્યા પછી, જરમન જનલોક અને તેની રંગભૂમિ સાથેનો જીવન્ત સંપર્ક તૂટી ગયા પછી, અને પોતાના મહાન ચિત્તમાં ઉઠતા, પ્રેરણા જેવા તરંગો સાથે જીવ્યા કર્યા પછી વેગનરની દશા સ્વસંકૂચિત બની હતી અને સંગીતને પણ એણે આ અહંભાવી કોકડામાં પૂરવા માંડયું હતું.

ઈ. સ. ૧૮૬૧ માં આ નુતન ખ્યાલ સાથે વેગનર પેરીસ ગયો અને ત્યાં એણે પોતાનું નાટય સંગીત 'ટૅનહોસર' ભજવવા માંડયું, પણ પેરીસના શ્રોતાજને તેને ખૂમરાણ કરીને રંગભૂમિ પરથી નીચે નાખી દીધું.

પણ તેથી શું થયું ! આજ સુધીની ઓપેરાની પ્રણાલિકા છોડી દઈને, વેગનર નવાચીલા પર નુતન રચના કરતો હતો. જરમનીનું હવામાન પણ જાણે ગથે અને શીલર જેવા મહાકવિઓએ કવનથી ઉભરાવી દીધું હતું અને જરમન રંગભૂમિ તેમણે જર્મન રાષ્ટ્રના આદર્શોનાં શણગારથી સજવા માંડી હતી, અને કવિતાની સાહિત્ય કલાને, સંગીત સંસ્કારની ક્રિયા સાથે અતૂટ સંબંધ છે તેની સાબીતી આપી દીધી હતી. જર્મન ધરતીપર નુતન રાષ્ટ્રનાં, નુતન ઊર્મિ કાવ્યો, નુતન સંગીતના સાથમાં હવે ગુંજવા માગતાં હતાં.

ત્યારે સંગીતકાર તરીકે પંકાઈ ચૂકેલો વેગનર કહેતો હતો, "હું સંગીતકાર છું અને ચિંતક પણ છું." એમ કહેતો, સંગીતનો આ અહંભાવ ઓપેરાપર યથેચ્છ વિહાર કરવાનો કદમ ઉઠાવતો હતો.

ઓપેરાપર ગવાતાં ગીત અને દરેક ગીત સાથે જોડાયલા લોકશ્રોતાની ક્રિયા-પ્રતિક્રિયા વાળા, સક્રિય નાટય



સંગીતની જુની પ્રથાને છોડી દઈને, જેમાં ગીતને અટકવાનું નહોય, જેમાં, શ્રોતાને સક્રિય બનવાનું ન હોય પણ આખા અંક સુધી ચુપચાપ શાંતિની શિસ્ત નીચે કેવળ શ્રવણ કરવાનું હોય તેવી નિશ્ચલ સંગીતની અસર વેગનર ઓપરાપર ઉતારતો હતો.

આ સંગીતના રૂપમાં, જીંદગીને બદલે અને જગતની પદાર્થ વાસ્તવતાને બદલે સ્વપ્નને ગોઠવવામાં આવ્યું. સ્વપ્ન જેવું જ મુલાયમ અને સ્વપ્ન જેવા પદાર્થ વિનાના, અને પોકળ, વેગનરના સંગીતને શ્રોતાઓપર ગોઠવવું હોય તો, ઓપેરાનું મંદિર રચવું પડે, પ્રકાશને આંખો કરી નાખવો પડે, બધાં કમાડોને વાસી દઈને, શ્રોતાઓને ઉંઘમાં નાખી દેવા પડે અને પછી સ્તોત્ર જેવા સંગીતને તેમના પર ગોઠવવું પડે.

વેગનરે સંગીતની એવી રચના કરી દીધી.



ત્યારથી વેગનરનું અહં આખા ફ્રાન્સ સામે ઘવાયું. પછી આ ઘાયલ કલાકારે સંગીતને સમર્પણ કરેલી જીંદગીભર, પ્રખર શિસ્તને સંગીતમાં ભર્યો જ કર્યું

જીવતરના પ્રેમથી ઉભરાતા બીથોવનના સંગીતથી જુદું, અને બુદ્ધિની હીલચાલ જગવવાના મોઝાર્ટના સંગીતથી પણ જુદું, શ્રોતાજનને સંગીતની ભુરકી છાંટીને આ નવું સંગીત વશવરતાવવા માગતું હતું. એટલા માટે, સંગીતની આ ક્રિયામા અને વાર્તામા, વાર્તાના સામાજીક પદાર્થની, ચિત્રકળાની, શિલ્પની કશાની જરૂર હતી નહી. વેગનર પોતે એકલોજ આ બધાને માટેબસ હતો સંગીત સસ્કારના લોકરૂપ ને બદલે પોતે એકલો જ આસન જમાવીને, સ્વસંકુચિત સંગીતને જ લલકારવા માગતો હતો.

આવો અખતરો કરવા એણે રજવાડાની મદદ માગી. જનલોકપર આસન જમાવીને બેઠેલી આ રજવાડી હયાતીએ, આવા સંગીતને આશીર્વાદ દઈને, આ સગીતને જીવતું રાખવા આ સંગીતકાર ચિંતકને જોઇએ તેટલા નાણાં આપ્યા.

માનવલોકની જીંદગીમાથી સંગીતની હીલચાલને ઉઠાવી લઈને, વેગનરે સંગીતકલાને જીવતરની હીલચાલથી અળગી કરી દઈને તેને "સંગીત ખાતર સંગીતના" સિંહાસન પર બેસાડી દીધી.

વેગનરના હાથે ચઢેલુ સંગીત, માનવીના સંસ્કારના સસ્કારોને, માનવજાતના દિલ સાથે જોડનારૂં વાહન બનવાને બદલે, અથવા સાધન બનવાને બદલે, "સંગીત ખાતર સંગીત" બની ગયું.

ઈટાલીની સંગીતકલાની હીલચાલમાં ત્યારે મંદી આવી ગઈ હતી કારણ કે રોઝીની, વાનપ્રસ્થ થવા માટે રંગ ભૂમિપરથી ચાલ્યો ગયો હતો, બેલીની મરણ પામ્યો હતો અને ડોનીઝેટીએ મનનીતુલા ગુમાવી દીધી હતી.

ત્યારે બુસેટો ગામમાં પોતાની સંગીત મંડળી માટે, કવન કરતો જુવાન વરડી, ઈટાલીયન રાષ્ટ્રની રંગભૂમિપર આવી પહોંચ્યો.એણે એની સંગીત કલાને આરંભથીજ જન-શ્રોતા સાથે એટલે લોકસમુદાય સાથે જોડી દીધી હતી. ઈટાલીનો જનલોક અત્યારે પોતાની ભૂમિપરથી ઓસ્ટ્રિયનોને હાંકી કાઢવાના ગરમ મિજાજવાળો હતો ત્યારે વરડીએ, આ લોક વલણનું સંગીત રંગભૂમિપર ગાજતું કર્યું, અને કહ્યું, "સંગીતનો આ પદાર્થ એ રાજકારણ નથી, ઈટાલીની જીંદગીનો એ, તત્વ પદાર્થ છે, જે, જેમ કોઇ વિજ્ઞાનના વ્યવહારને, તેમજ, કલાના વ્યવહારને એટલે સંગીતના રૂપને પણ મઢે છે."

વરડીનો હાથ જાણે સંગીતનો ચાકડો ફેરવી રહ્યો. ઈટાલીની ધરતીપર સંગીતનું રૂપ સુરનો વેગ બનીને ફૂંકાવા માંડયું. વરડીએ ઓપેરાનું જીવતું સ્વરૂપ રચી દીધું. જનતાની વેદનાઓ ભરેલું સંગીતરૂપ ઇટાલીના માનવોમાં માનવીની છટાથી ચમકી ઉઠયું. ઓપેરા અને શ્રોતાલોક, અથવા જનશ્રોતા એકમેકના અંગ બની ગયાં. ઓપેરા પર થતા દિલના ધબકારા સાથે, લોકશ્રોતાનું દિલ ધબકયું. ઓપેરા અને જનલોક વચ્ચેનું અંતર પુરાયું અને સંગીતના રૂપમાં જીવનનું મૂલ્ય ઘડનારી જીવતરની એકતા જન્મી.



વેગનર જનમ્યો તેજ વરસમા, ૧૮૧૩ મા એક ગરીબ ખેડુતના ઘરમા વરડીનો જન્મ ઈટાલીમા થયો, અને ભણ્તર ભણ્વાની સગવડ ન હોવાથી આ ખેડૂતનો દિકરો, જીવતરના અનુભવમાંથી જીંદગીના પહેલા પાઠ ભણ્તો, રંગભૂમિપર આવી પહોચ્યો.

લખ્યું અને લોક જીંદગીપરનો સરકારી અધિકાર પાછો, આ કલાકાર સામે ચડભડી ઉઠયો.

ત્યારના સમયમાં ઓપેરાનો ઘાટ રચતા, બે મહાનુભાવો ઉભા હતા, એક વેગનર અને બીજો વરડી. વેગનરને એકલી ઓરચેસ્ટ્રામાં જ રસ હતો અને તેમાંથી નિતરતાં, પાત્રોમાં અને સ્વયંભૂ સંગીતમાં રસ હતો જેને એ સ્વયંભૂ કહેતો હતો તે સંગીત અને અંદરની કથાવાર્તાની વસ્તુ કથા એની પોતાની વિષયીગત સ્વસંકુચિત સૃષ્ટિ અથવા દિવા સ્વપ્ન હતું. આ દિવા સ્વપ્નની રચનાને એણે રંગભૂમિ અને લોકશ્રોતાની વચ્ચેના અંતરાયની જેમ ગોઠવી દીધી હતી અને ગીતને તથા સંગીતની વસ્તુને અથવા પદાર્થને એણે શ્રોતાનો સંપર્ક જ થવા દીધો નહોતો.

આથી જુદી જ જાતના રૂપમાં વરડીએ ઓપેરાની સજાવટ કરી. એણે સંગીતના પદાર્થ તરીકે જીવનવાસ્તવતા રજુ કરી. એણે ઓરચેસ્ટ્રાને બદલે ગાયકવૃંદને આગળ ધર્યો. એ રીતે એણે, સંગીત ક્રિયા અને લોકશ્રોતાની એકતા સાધી. એણે લોકજીવતરમાંથી લીધેલા નાટય સંગીતના પદાર્થને,વાદનમાં કેદ કરી દેવાને બદલે, વાદનને, લોકશ્રોતાનો સંગ સાધવાનું વાહન બનાવ્યું.

આ બધા માટે, એણે જીવન પ્રેમી બીથોવન જેવા તથા, માનવીની બુદ્ધિને જગાડવા માગતા, મોઝાર્ટ જેવા, વીશમા શતકના સંગીતના, મહાન કલાકારો બનેલા, બે સંસ્કાર સ્વામીઓનો રસ્તો સ્વીકાર્યો.

સંગીત કલાને એણે સંગીત ખાતર સંગીતના કોક-ડામાં ગુંગળાઇ મરતી અટકાવીને, એણે જેમાંથી સો

ઇ. સ. ૧૮૪૨ માં, મીલાનની રંગભૂમિપર વરડીએ લખેલું, નાટ્ય સંગીત, નેબુચેડનેઝર ભજવાયું. એમાં યહુદી કેદીઓનું મંદ ગીત, ઈટાલીની રંગભૂમિપર જીવતું થઇ ગયું.

સંગીત અને લોક જીંદગી વચ્ચે ફાચર મારીને જ અથવા કલા અને જીવતરની વચ્ચે અંતરાય રાખીને જ જીવી શકતી, જાલીમ ઘટના, લોકની જીંદગી સાથે જોડાતી કલાની આવી સંસ્કાર એકતાને દેખતાંની સાથે જ તેનો નાશ કરવા તૂટી પડતી હોય છે. ઓસ્ટ્રીઅન અધિકાર એ જ રીતે આ સંગીત હીલચાલ પર તૂટી પડયો. પોપે આ આક્રમણને સાથ આપ્યો. સંસ્કાર હીલચાર પર સિતમ વરસવા માંડયા

ઓસ્ટ્રિઅન અધિકારે, સંગીતની જબાનપર કાપ મૂકતી જાહેરાતો કરી. રાજા, મહારાજા શહેનશાહ કે પોપ મહારાજાની રીતરસમ સામે ઉચ્ચારાતો શબ્દ, કે ઈશારો પણ ગેરકાયદેસર લેખાયા. ઈટાલીની રંગભૂમિપર સંગીત સંસ્કારના બધા માનવમૂલ્યો દંડાયાં. આ હીલચાલને વરેલી, લેડી મોરગાને ઇંગ્લેંડને કિનારે ઉતરીને કહ્યુ કે, "નેપલ્સના કારાગારમા પડતા પડતાં હું બચી ગઇ છું. મે "લીબરટા" શબ્દ બોલવાનો અપરાધ કર્યો હતો.

વરડીએ, પેરીસ નગરનો આશરો લીધો અને સંગીતનો વધારે ને વધારે અભ્યાસ ચાલુ રાખ્યો. ઇ. સ ૧૮૫૫ મા પેરીસ માટે એક ફ્રેંચ ઓપેરા લખવાનું એને આમંત્રણ મળ્યુ. ચાર વરસ પછી એણે બીજું ઓપેરા

લખ્યું અને લોક જીંદગીપરનો સરકારી અધિકાર પાછો, આ કલાકાર સામે ચડભડી ઉઠ્યો.

ત્યારના સમયમાં ઓપેરાનો ઘાટ રચતા, બે મહાનુભાવો ઉભા હતા, એક વેગનર અને બીજો વરડી. વેગનરને એકલી ઓરચેસ્ટ્રામાં જ રસ હતો અને તેમાંથી નિતરતાં, પાત્રોમાં અને સ્વયંભૂ સંગીતમાં રસ હતો જેને એ સ્વયંભૂ કહેતો હતો તે સંગીત અને અંદરની કથાવાર્તાની વસ્તુ કથા એની પોતાની વિષયીગત સ્વસંકુચિત સૃષ્ટિ અથવા દિવા સ્વપ્ન હતું. આ દિવા સ્વપ્નની રચનાને એણે રંગભૂમિ અને લોકશ્રોતાની વચ્ચેના અંતરાયની જેમ ગોઠવી દીધી હતી અને ગીતને તથા સંગીતની વસ્તુને અથવા પદાર્થને એણે શ્રોતાનો સંપર્ક જ થવા દીધો નહોતો.

આથી જુદી જ જાતના રૂપમાં વરડીએ ઓપેરાની સજાવટ કરી. એણે સંગીતના પદાર્થ તરીકે જીવનવાસ્તવતા રજુ કરી. એણે ઓરચેસ્ટ્રાને બદલે ગાયકવૃંદને આગળ ધર્યો. એ રીતે એણે, સંગીત ક્રિયા અને લોકશ્રોતાની એકતા સાધી. એણે લોકજીવતરમાંથી લીધેલા નાટ્ય સંગીતના પદાર્થને,વાદનમાં કેદ કરી દેવાને બદલે, વાદનને, લોકશ્રોતાનો સંગ સાધવાનું વાહન બનાવ્યું.

આ બધા માટે, એણે જીવન પ્રેમી બીથોવન જેવા તથા, માનવીની બુદ્ધિને જગાડવા માગતા, મોઝાર્ટ જેવા, વીશમા શતકના સંગીતના, મહાન કલાકારો બનેલા, બે સંસ્કાર સ્વામીઓનો રસ્તો સ્વીકાર્યો.

સંગીત કલાને એણે સંગીત ખાતર સંગીતના કોકડામાં ગુંગળાઇ મરતી અટકાવીને, એણે જેમાંથી મો

કલાકિયા, જીવન્ત રહેવાનો અને વિકાસ પામવાનો ખોરાક પામી શકે છે, તેવી જીવન વાસ્તવતાને સગીત કલાનું વાહન સુપરત કર્યું.

ઇટાલીએ એના કલાકાર દિકરાને આખરે, લોક સભામા ચૂટીને માન આપ્યું.

વોલ્ટ વીટમેને, આ કલાખંધુનૂ બહુમાન કર્યું અને વરડીએ, લોક અવાજનું વાહન બનનારી સંગીત કલાને, વિજ્ઞાનકલા કહી

વીશમા શતકની ઉષા ભેગી સગીતની જીવનકલા પણ ઉગતી હતી આ કલાસંગીતના કલેવરમા, નુતન ઘટના અથવા પુનર્ઘટના માગતા રાષ્ટ્રોનો પ્રાણ, પ્રેરક સગીત બનીને નુતન સસ્કારને સજતો હતો

આ નુતન સસ્કારનો ઉપહાસ કરતા, બન્ને વિશ્વ યુદ્ધો માનવજાત પર, લાદવામા આવ્યા મહાસહારના ખંડિયરો અને ભગારની રાખ ખખેરીને, જીવન પુન ર્ઘટનાના લોકશાહી સ્વરૂપો, ક્રમે ક્રમે, ઇતિહાસના તખ્તાપર ઉભા થવા માડયા

એ સૌના હોઠ પર લાખ લાખ જબાનોમાથી જીવન અને જીદગીની નુતન મૂક્તિની નુતન ઉર્મિ, જીવન વાસ્ત વતાના જન-સગીતનું સ્ફુરણ બનીને ગાવા માડી,



કલાકાર માનવીની સંસ્કારજ્યોતની રોશનીનું બહુમાન કરતો માનવીનો વિજ્ઞાનનો ઇતિહાસ સમયનાં વહેણ



પરથી કલાકાર માનવીને અને માનવજાતને કહેતો હતો.

"માનવી, તેં હવે કાયાપલટ કરવા માંડી છે, તેં કાયાપલટ કરી છે તે રખે ભૂલતો !"

ઈતિહાસના દર્પણમાં કલાકાર માનવી પોતાનું વિજ્ઞાન પ્રક્રિયા પર ઉભેલું નુતન કલારૂપ દેખતો હતો.

કેવું હતું એના સ્વરૂપનું દર્શન !

જેમાં માનવીના પગમાં વિજ્ઞાનની ઝડપ હતી, જેમાં એના હાથમાં પર્વતોને ઉરાડી મૂકવાની અને રણોને ફળદ્રૂપ કરી દેવાની તાકાત હતી, એની નજર જેમાં તારાઓને દેખતું દૂરદર્શન અરે જીવાણુઓનું અવલોકન કરતુ સૂક્ષ્મ દર્શન અદ્ભૂત સુંદર દેખાતું હતું, અને જેમાં એના કાન પણ અવકાશનાં અનંત અંતરોપરના શબ્દધ્વનિનું પળવારમાં શ્રવણ કરતા હતા તેવું, અનુપમ એનું રૂપદર્શન બનવા માંડયું હતું.

સંસ્કૃતિના આ, સ્વરૂપવાળો માનવસમાજ હવે વિજ્ઞાનની તાકાતવાળો બનીને સંસ્કારમૂલ્યને નિપજાવતો હતો. તાકાત અને સંસ્કારમૂલ્ય હવે એક બીજાની વધારે ને વધારે નજદીક આવતાં જતાં હતાં.

સંગીત હવે, જનવિરાટના જીવતરમાં ઓતપ્રોત થઈ જાય, તેવો રેડિયો બોલવા માંડવાનો હતો. ફોનોગ્રાફ ગાવા માંડવાનું હતું અને શબ્દને વિજ્ઞાનના વાહનમાં બેસાડીને તેની અવરજવરને, માનવમાનવના વ્યવહારમાં અવકાશના અંતરાયને ટપી જઈને અદ્ભૂત રૂપવાળી બનાવવાની આગાહી ઈતિહાસે આપી દીધી હતી.

શબ્દનું આ સ્વરૂપ વિજ્ઞાનના વાહનપર બેસીને માનવી માનવી વચ્ચે ઝડપથી હરતું ફરતું હતુ એવું પહેલું વિજ્ઞાન રૂપ ટેલીગ્રાફનું નામ ધરતું હતું. એ રૂપની શોધ કરનાર વિજ્ઞાનની નિશાળમાં નહિં ભણેલો એક ચિતારો હતો. એનું આખું નામ સેમ્યુઅલ, ફીન્ડલે, બ્રીસી, મોર્સ હતુ.



બેનજામીન ફ્રેંકલીનના વતનની પાસે જ ચાર્લ્સટાઉનમા, ઈ. સ. ૧૭૯૧ મા પ્યુરીટન માબાપને ત્યા એ અમેરિકામા જનમ્યો હતો

દશ જ વરસની ઉમરમા મોર્સ, વોટર કલરથી ચિતરવા માંડયો હતો નિશાળમાભણતા ભાઈબ ધોના ચિત્રો ચિતરીને મોર્સ, શાળા છૂટે ત્યારે રસ્તાપર ઉભા રહીને, એ ચિત્રોને વેચવા માંડયા હતા. ઇ. સ. ૧૮૧૦ મા એણે અમેરિકાની ભૂમિ પર ઉતરતા પિલ્ગ્રીમોનુ એક મોટુ ચિત્ર દોર્યું.

મોર્સ ચિતારા તરીકે જાણીતો થયો અને ચિત્રકલાનો આગળ અભ્યાસ કરવા ૧૮૧૧ માં જ ઈંગ્લેંડ પહોંચ્યો.

આ જુવાન કલાકારે શિલ્પી તરીકેનો સુવર્ણ ચંદ્રક મેળવ્યો અને મરણ પામતા હરક્યુલીસનું એનું ચિત્ર ત્યારના સર્વોત્તમ બાર ચિત્રોમાનું એક ગણાયું.



મોર્સ મહાન કલાકાર તરીકે પંકાઈને ૧૮૧૫ માં અમેરિકા પાછો આવ્યો ત્યારે અમેરિકાએ એને માન આપ્યુ તથા એનાં ચિત્રોને ખરીદીને એને ત્રણહજાર ડોલર દીધા. કલાકાર હવે ડૉલરવાળો બનીને લુકેશીયા નામની યુવતિ સાથે પરણવાને ચોગ્ય લેખાયો. લગ્ન કરીને મોર્સ અને લુક્રેશિયા ન્યુયોર્કમાં આવી પહોંચ્યાં. ત્યાંની કલાસંસ્થામાં મોર્સ પહેલો પ્રમુખ બન્યો અને મોર્સના આવ્યા પછી ૧૮૨૬ માં આ કલાસંસ્થા "નેશનલ એકેડેમી ઓફ આર્ટસ" બની.

પછી તરત જ મોર્સના માતાપિતા અને પત્ની મરણ પામ્યાં એકલો પડેલો મોર્સ યરોપના કલાધામ જોવા, ઇટાલી અને ફ્રાન્સની મુસાફરીએ નીકળ્યો.

ઇ સ. ૧૮૩૨મા સુલી નામના એક જહાજમા, ડૉકટર ચાર્લ્સ ટી-જેકસન સાથે એક કેબીનમા બેસીનેએ ફ્રાન્સથી પણ અમેરિકા આવવા નીકળ્યો. ડૉ. જેકસન પાસે, પેરીસથી આણેલો એક ઇલેકટ્રોમેગનેટ હતો, અને ઉતારૂઓને એકઠા કરીને ડૉકટર જેકમન થોડાક પ્રયોગો બતાવતો હતો

આ ચિત્રકારને બાળપણમા થયેલી વીજળી સાથેની જુની મહોબ્બત જાગી ઉઠી એણે વિજળીની ક્ષણિક ગતિને ઝબકારા જેવી દેખીને વિચાર્યા કર્યું. વિચારમાને વિચારમા એની સામે વિજળીની ક્ષણિક ઝડપના ઝબકારા દેખાયા. એ ઝડપને ધારણ કરીને જો કોઈ ઈશારો, દૂરથી વહેતો આવે તો, એક જ ક્ષણમા તો . ! મોર્સ વિચારમા ગરકાવ થઈ ગયો અને પછી એણે એના વિચારોને કાગળ પર ચિત્રના અક્ષરોની રેખાઓમા દોરવા માંડયા.

ચિતારાએ ચિતરવા માંડયું. એની સ્કેચબુક આખી એક પછી એક વિજળીક પ્રવાહની તરકીબોથી ભરાઇ ગઇ. આ ચિત્રોમાં એક છેડેથી દોડી આવતા સંદેશના શબ્દ અથવા થડકારાને આપમેળે ઝીલી લેતું રીસીવર બીજા છેડા પર પણ એણે ચિતરી નાખ્યું.

એના મગજમાં " આરમેચર " તથા હાલતી ચાલતી ટેપ, અને ' ડોટ-ડેશોના ' થડકારાવાળો ઈલેકટ્રોમેગનેટ ગોઠવાઈ ગયો.

એના ઉત્સાહનો પાર રહ્યો નહીં. ન્યુયોર્કના બંદર પર ઉતરતાં પહેલાં એ, આ જહાજના કેપ્ટનને મળ્યો અને કહ્યું, " કેપ્ટન, તમે જયારે ટેલીગ્રાફની શોધ વિષે સાંભળો ત્યારે યાદ રાખજો કે એ શોધ તમારા આ સુલી જહાજ પર થઇ હતી.



જન્મ ઇ સ. ૧૭૫૬, અને મરણ ઈ. સ..... ...? પણ જેને મરણ નથી એવું સંગીત બાળ, નામે વુલ્ફગાંગ,



આમેડીઅસ મોઝાર્ટ, ચાર વરસની વયે, પીઆનો જેવું એક કલેવીઅર નામનું વાદ્ય વગાડતું હતુ, અને પાચસે વરસે વાયોલીન પર એનો હાથ બેસી ગયો હતો, અને સાતમે વરસે દેવળમાં ગવાતા સંગીતને મનમાં રાખીને એણે એકેએક તાલ અને માત્રાઓને, કાગળ પર આલેખવા માંડયા હતાં.

ત્યારે ૧૭૬૩ ની સાલમા એક જરમન છાપામાં પહેલા પાન પર મોટા અક્ષરે એક જાહેરાત છાપવામાં આવી " મોઝાર્ટનુ છેલ્લું કૉનસર્ટ જોવાનું રખે ચૂકતા!"

એ જાહેરાત પેલા સાત જ વરસની વયવાળા સંગીત કાર મોઝાર્ટને વિષે હતી. સગીતની દુનિયામાં સાતવરસનો આ સગીતકાર પહેલો પાકયો હતો.

સગીતસસ્કારના આ માનવબાળનું જેવું મહાન સંગીત વિશારદ મગજ હતું તેવી જ કુશળ એની આંગળીયો હતી. દશ વરસની ઉમરના મોઝાર્ટે સંગીતની દુનિયાનું

સૌથી અઘરૂં વાદ્ય કોઇના પણ કરતાં વધારે સારી રીતે વગાડીને બતાવ્યું, અને એણે શ્રોતાઓને તાજુબ કર્યા. પછી પોપે આ સંસ્કાર ફરજંદને "નાઈટ ઓફ ધી ગોલ્ડન સ્ટાર" નો ઈલ્કાબ એનાયત કર્યો.



ઓસ્ટ્રીઆના મહારાજાથી માંડીને તે રંક લોકજનોએ પણ આ સંગીત સુતનું માન કર્યું. કાદવવાળા અને ધૂળથી ઉભરાતા રસ્તાઓ પર,ઓસ્ટ્રીયાની ધરતી પર થઇને પોતાના દિકરાના જલસા ગોઠવતો, મોઝાર્ટનો બાપ ફર્યો.અખંડ આનંદની પ્રસન્ન રેખાઓવાળું સ્મિત ફરકાવતો મોઝાર્ટ સંગીતના મનમોહક રણકાર જગવતો વાદ્યોમાંથી મનોહર સુરના શ્રોતની એકધારી ધારા ઉભરાવતો, જર્મન ધરતી પર ધન્ય બનતો સંગીતમય બનતો હતો ત્યારે જલસાઓમાં થાકી ગએલા પણ થાકનું ભાન ભૂલેલા સંગીતમાં મચી પડેલા દિકરાને અટકાવી દેતો બાપ ઘણીવાર કહેતો હતો, "હવે ખમા કર બેટા!"

પણ આનંદમાં ડોલતો જનશ્રોતા બેઠો જ રહેતો હતો અને પેલો સંગીત-સુત, સુર પાછળ સુરનો શ્રોત વહાવતો હતો. પાછો એનો બાપ ઉભો થતો હતો. અને નાગરિક નર નારીઓને "હવે બસ" ની અરજ ગુજારતો હતો ત્યારે આ સંગીતશીશુને ચૂમીઓ ભરતાં ને આલિંગતાં, શ્રોતાઓ કોઈ છીંકણીની રૂપેરી ડબ્બીઓ, કોઈ આંગળી પરની

વીંટીઓ અને કોઈ ઘડિયાળ તો, કંઠમાળ ભેટ ધરીધરીને વિદાય લેતાં હતાં.

મોઝાર્ટનું નામ મશહૂર બની ચૂક્યું. મોઝાર્ટ પાસેથી હું શિખુ છું એમ સંગીતસ્વામી બીથોવન પણ બોલ્યો. અને "મરતા મરતા ચોપીને કહ્યુ કે મારી યાદગીરિમા મોઝાર્ટના સુર વગાડજો" અહંભાવી અને મગરૂર વેગનરે પણ આ નવજુવાન પાસે માથું નમાવ્યું.



મોઝાર્ટના મનમાથી, કંઠમાંથી, વાદ્યને અડતી આંગળીઓના ટેરવામાથી જાણે નુતન સગીતના નુતના સુરના આકાર જન્મી પડયા એણે બાર વરસની વયમા જ 'સીમફોની' અને 'સોનેટા' રચવા માડયા.

યરોપની ધરતીપર મોઝાર્ટની મિજલસો ઉજવાયા કરી. એમ કરતુ મોઝાર્ટનુ સંગીતવૃંદ ઇગ્લેડ આવી પહોચ્યું, અને ઇંગ્લેંડથી હોલેન્ડ ઉપડયું. આ હોલેન્ડમા બાર વરસના મોઝાર્ટે પોતાનો પહેલો "ઓરેટોરીયો" બનાવ્યો. વીએનાથી શહેનશાહ જોસેફે આ બીલકુલ બાર વરસના મહા સંગીતકારને, પોતાના ઓપેરા હાઉસ માટે ઓપેરા રચવાનું આમંત્રણ આપ્યું

પણ સાલ્ઝબર્ગના પ્રીન્સ આર્ચબીશપે, એને વિએના જતો રોકી રાખ્યો અને કહ્યુ કે મોઝાર્ટ જર્મન ધરતીપર પાકયો છે માટે મારા ઓપેરા હાઉસ માટે જ એણે ઓપેરા

તૈયાર કરવો પડશે એટલે રોમથી મોઝાર્ટને લઇને રસાલો બોલોનમા આવી પહોચ્યો બોલોનની વિદ્યાપીઠ મોઝાર્ટ પર મુગ્ધ બની પછી મીલાન નગરમા આર્ચડયુક ફરડી નાન્ડે મોઝાર્ટનુ બહુમાન કર્યું ત્યાથી મોઝાર્ટ યરોપની વિજયયાત્રા કરીને સાલ્ઝબર્ગ પાછો આવ્યો પણ હવે સાલ્ઝબર્ગનો પ્રીન્સ આર્ચબિશપ મરણ પામ્યો હતો અને તેની ગાદીપર નવો આવેલો આર્ચબિશપ તુમાખીથી ઉભરાતી નજર નાખતો, આ એકવીસ વરસના નવજુવાન સંસ્કાર સ્વામીને કહેતો હતો," આખા યરોપમા ભીખ માગીને તમે સાલ્ઝબર્ગની આબરૂ ગુમાવી છે હવે સાલ્ઝબર્ગ છોડીને જવાની તમને પરવાનગી નહી મળે!"એમ ફરમાવીને એણે મોઝાર્ટની પોતાને ત્યા નિમણુક કરી

જુવાન આ રજવાડી હાકેમ તરફ તાકી રહ્યો થોડી વારે એના સુરેખ ચહેરાપર સ્મિત ફરક્યું એણે કહ્યુ,"હું અતિનમ્ર છુ, પણ આપની હકુમતમા આપે મારે માટે નક્કી કરેલી પદવીનો અને નિમણુકનો ઇનકાર કરૂ છુ"

મોઝાર્ટે મહારાજાના ઓપેરા હાઉસમા કામ કરવાની ના પાડી

પછી પેરીસ જઇને પાછા આવવા માટે મોઝાર્ટે પોતાના બાપાને સાલ્ઝબર્ગના રજવાડા પાસે, જામીન તરીકે મૂકવો પડયો કઇ કમાવા માટે મોઝાર્ટ પેરીસ નગરમા પહોચ્યો પણ ત્યા આલોયશા વેબર નામની એક જર્મન યુવતિ સાથે એ પ્રેમમા પડી ગયો પછી ત્યાજ એણે પેરીસમા પોતાની સાથે આવેલીમાતાને,મમ્મા મોઝાર્ટને ગુમાવી મરણ પામેલી માતાને દફનાવીને મોઝાર્ટ પાછો જર્મનીમા આવ્યો

મોઝાર્ટની ૧૫ થી ૨૧ વય વચ્ચેની જીંદગી સંગીતની જ્યોતિ જેવી જળહળી ઉઠી. આ અરસામાં એણે સંગીત શાસ્ત્રના સૌથી કપરા કોયડા હાથ ધર્યા અને ઉકેલ્યા. આ અરસામાં એણે સંગીતને નુતનયુગનું નવું સંગીત બનાવી દીધું

ત્યારે એકવાર યરોપથી પાછા ફરેલા આ વિજયયાત્રીના વૃંદમાં, મોઝાર્ટનો સંગીતપ્રેમી પિતા હતો અને એની માતા હોના, 'મમ્મામોઝાર્ટ' હતી નહીં. હવે પપ્પા મોઝાર્ટના સંગીતના સુર જેવા રસાલામાં, મોઝાર્ટની સંગીતપ્રેમી બ્હેન મેરીઆ હતી. પણ એ ઉપરાંત આ સંગીત કુટુંબમાં હવે, પેરીસથી મોઝાર્ટ સાથે, પરણીને આવેલી, કોનસ્ટન્સ વેબર નામની રૂપવતી હતી. આ તેર વરસની છોકરી, પોતાની મોટી બેન આલ્મોશાને બદલે આવી હતી. છેક નાના છોકરા સાથે પ્રેમમાં પડેલી આલ્મોશાનો સંગીત સ્વામી સાથે પરણીને સંગીત સાથેજ પ્રેમ કરવાનો ઈરાદો હતો પણ પછી આ સંગીત સ્વામી સાવ છોકરૂં છે એમ માલમ પડતાં એણે મોઝાર્ટ સાથે પોતાની નાની બેન કોનસ્ટન્સને વરાવી દીધી હતી.

હવે પેલો છોકરૂ, સંગીતકાર એકવીસ વરસનો થઈ ગયો. કોનસ્ટન્સ નાની ઉંમરમાં જ માતા બનીને બાળકોથી વિંટળાયલી, સંગીતકારના સુરોમાં, પોતાને જન્મેલાં બાળકોના કલરવનો તાલ ઉમેરવા લાગી.

આ નાનકડી કોનસ્ટન્સને મોઝાર્ટ "સ્ટાન્ઝી" કહીને બોલાવતો હતો અને સ્ટાન્ઝી એને 'વુલ્ફી' કહીને પૂકારતી હતી. સ્ટાન્ઝી અને વુલ્ફીને વિંટળાઈ વળેલાં બાળકો

વાળા. મોઝાર્ટના ઘર સંસારમાં, મમ્મા મોઝાર્ટ મરણ પામી ગયા પછી, જે આવે તે ખરચી નાખતા મોઝાર્ટની નજર સામે ગરીબાઇ તરવરતી હતી પપા મોઝાર્ટની નજરમાં પણ શોક છવાયલો દેખાતો હતો. બાળકોની માતા બનતી જતી કોનસ્ટન્સ, દુબળી પડતી જતી હતી. આ બધા સંસાર બોજને ટેકવી રાખવા મથતો, મોઝાર્ટ, ઓપેરાના મેનેજરોના ફરમાન મુજબ નવાં નવાં કવન તૈયાર કરતો જતો, કામના અસહ્ય બનતા જતા બોજ નીચે કચડાતો, ક્ષિણ થતો હતો.

ત્યારે પણ આ સંગીતકાર, વિષાદના રાગો કેમ લખી નાખતો નથી! ત્યારે પણ આ મોઝાર્ટના મનનો ખેદ શોકનો સ્વર કેમ ગાતો સંભળાતો નથી!

ખખડી ગએલા જીવતરની વેલડીપર ડગમગતો, મોઝાર્ટ અજબ જેવી હિંમતથી આગળ ધપતો કહેતો હતો, "મારામાં અજબ જેવી કોઇ હિંમત નથી. આસમાન અને ધરતી વચ્ચે ઉભયને દેખીને આનંદતું, પંખી, છેવટના ફફડાટ સુધી એના કંઠની સહજ એવી મધુરતા જેમ સહજ રીતે રેડયા કરતું હોય છે તેમ મારૂં પ્રાણ પંખેરૂં જન ચિત્તની જાગૃતિનો જ પોકાર કર્યા કરે છે, બીલકુલ સહજ રીતે!"

પણ જીવનનું કમઠાણ એવી સહજ રીતે આ જ્યોતિર્ધર સાથે વધારે ને વધાર કઠોર બનતું જતું હતું અને ઘરનું રાચરચીલું હવે એણે વેચવા કાઢવા માંડયું હતું. બીલકુલ સહજ રીતે જ વીએનાનો શિયાળો પણ

હવે વધારે શિત બનીને ફૂંકાતો હતો કારણ કે આ સંસારને ઉષ્મા આવતાં ઓઢણાં હવે ઓછાં થઇ ગયાં હતાં.

એટલે હવે મોઝાર્ટે નવું ઓપેરા લખી નાંખ્યું હતું, એમાં વીએનાનો શિશિર સંગીત ફૂંકતો હતો. એમાં લુલ્કી અને સ્ટાનઝી નામનાં બે જણુ એક યુવાન નર અને બીજી યુવતિ, નાચતાં હતાં અને આવી વિકટ દશામાં સ્મિતભર બનીને આનંદનો તાલ દેતાં લેતાં હતાં.

પણ ત્યારે જ મોઝાર્ટના ઘરમાં, બળતણના અભાવે કાયાઓ કંપતી હતી અને પુચબર્ગ નામનો એક પડોશી અવારનવાર નાણાં આપી જતો હતો અને પેલો સંગીત-સ્વામી કંપતા અવાજે કહેતો હતો, "હું ભીખારી નથી હો!"

"હા, હા, હા, !" પડોશી એને હિંમત દેતો હતો.

મોઝાર્ટ હવે માંદો પડયો. મોઝાર્ટની કથળી જતી કાયામાંનુ પ્રાણ પંખીડું, બિમારીની પથારી પરથી, તાવમાં ફફડવા લાગ્યું. આ પૃથ્વીપરના આસમાનમાં ઝગી ઊઠેલો જ્યોતિર્ધર હવે, જીંદગીના પાંત્રીસ વરસના અગારા મારીને ઉતાવળો આથમી જવા જતો હોય તેવું દેખાયું.

છતાં પણ ગરીબાઈને ટાળવા અને પ્રેમાળ પિતાને સંભાળવા મોઝાર્ટ દિવસના અથાગ શ્રમ કરવા માંડયો. આ મહાન કલાકારે છસો ને છવીસ નવા રાગ લખી નાખ્યા. પાંત્રીસ જ વરસની વયમાં યૌવનમા પ્રવેશ કરતા આ સંસ્કાર સ્વામીએ જીવતરનું સ્વમાન જાળવી રાખતું મગરૂર માથું ઉંચું રાખીને, ઓપેરાના મેનેજરોને રાગરાગણીઓ દીધા કર્યા.

તો પણ ! ગરીબાઈને ટાળી શકાય તેટલું વળતર મળ્યું નહીં. મોઝાર્ટે માંડેલું ગરીબાઈ સામેનું યુદ્ધ ગજગ્રાહ જેવું ગરવું બનીને, જીવનના ઉંબરા પર જ મોત સામે જાની જંગ ખેલવા મંડી પડયું, અને અસ્ત પામતા પહેલાં ગરીબાઈ સામે ઝઝુમતું, આ, જીવન હોલવાતા દીવાના વધારે પડતા ઝબકારા જેવું ઝળકી ઉઠયું.

એવું, આ, સંગીતસ્વામીના જીવતરનું પાંત્રીસમું વરસ ' મેજીક ફ્લ્યુટ ' નામના જગમશહુર ઓપેરામાં અદ્‌ભુત એવા રાગથી ઉભરાતું લાગતું હતું. આખું વિએના નગર આ નુતન નાટયસંગીતને દેખવા ઉમટતું હતું. આ નાટયસંગીત ખરીદી લેનારને એક નવી રંગભુમિ બાંધવા જેટલો એમાંથી નફો થતો હતો. ત્યારે તાવથી ધીખતો, આ નાટયસંગીતનો લેખક મોઝાર્ટ અંતરની આંખો સામે દેખાતા રૂપ અને ધ્વનિની કલ્પના કરતો લવતો હતો, " હવે પડદો ખૂલતો હશે, હવે ઉડતી જવાલાઓ વચ્ચે, મેજીક ફ્લ્યુટના જાદુઈ ધ્વનિ વચ્ચે પેલા પડછાયા ચાલતા હશે, અને હવે....... "

પણ બદલામાં મોઝાર્ટને શું મળતું હતું ? જંપી જતા જીવતરને ટેકવનાર, એક જ વધારે સગવડ, સાધન, પોષણ એને મળી શકયું હોત તો....! તો મોત આટલું વહેલું નહીં જ આવત !"

પણ ક્ષુદ્રલોભની કાર્યવાહી ત્યારના જીવતરનો દોરી સંચાર કરતી કહેતી હતી, " આજના ભાવતાલમાં એ અશકય છે ! '

એટલે, આ મહાન જીવતરની જીવાદોરી ટુંપાતી હતી. મોઝાર્ટ સન્નિપાતમાં શોર કરતો હતો, " કોણ

છે તું ! મારી પાસે ઓપેરા લખાવીને તારા નામે પ્રગટ કરવાનો કરાર લખવા આવ્યો છે.. તું કાઉન્ટ વાલસેગ !"

બોલતો સંગીતમાનવ, યુગવેગ જેવો ગહન કંઠ ઉચ્ચારવતો, ' જજમેન્ટ ડે " નું આવાહન કરતું ગીતકવન લખાવતો હતો. મરણ પથારી પરથી આખરી દિવસનું તુફાન સંગીતનું રૂપ ધરીને યુગ કલાકારના હોઠપર ગુંજારવનો ઘોષ–પ્રતિઘોષ ઉઠતો હતો, તેમાં મોઝાર્ટ શમી ગયો હતો.

વા, વટોળ ફૂંકાતો હતો. વિજળી ઝબૂકતી હતી. ઘનઘોર ગરજતો હતો પંખીઓ કકળાટ કરતાં હતાં. તરૂશાખાઓ, તાંડવના તાલદેતી તૂટતી હતી ત્યારે મોઝાર્ટની મડાપેટી લઈને થરથરતા સ્વજનોનું એક ટોળું કબરસ્તાન તરફ જતુ હતું.

પણ તુફાન ગરજતું હતુ. સ્વજનોની સંખ્યા વિખરાઈ જતી હતી કબ્રસ્તાન પર ચાર જ માનવીઓ, સંગીતના શબને, અકિંચનોનાં મડાઓ નાખવાના એક ઉઘડી ગએલી કબરનાં હાડલેશું પધરાવી દેતા હતા અને તેના પર થોડીક ધૂળ ઢાકી દેતા ઘેર પહોંચી જવા દોડી જતા હતા.

એકલી કરાલભાવ ધરેલી કુદરત, સંગીતને સર્જીને ક્ષુદ્ર લોભને વરેલા જીવન વહીવટવાળી દુનિયાને, સંસ્કારનો એક સ્વર આપવા આવેલા મોઝાર્ટના મડા પર, સ્વરોની ગહનઘેરી ભેરી બજાવતી લાખલાખ ચૂમીઓ ચોઢતી અભિસાર ઉજવતી હતી. ત્યારે ઈ સ ૧૭૯૧ ના આખર મહિનાનો પાચમો દિવસ પુરો થયો હતો.

"હું નહીં તો તું, ઉઠ, બીથોવન, મારે તને મોઝાર્ટથી પણ મહાન બનાવી દેવો છે!" કોલોનના આર્ચબીશપ



ઇલેકટરનો એક ગાયક પોતાના પાચ વરસના દિકરાને મારી મચડીને ઉઠાડતો હતો. ઈ. સ. ૧૭૭૦ ના ડિસેંબરની ૧૬ મીએ બોનમાં જન્મેલો, કોલોનના ઇલેકટરનો ગવૈઓ નશો કરીને પાંચ વરસના પોતાના બાળકને હચમચાવી નાખતો હતો. પાચ વરસની ઉમરે જ સંગીત પર પકડ પામેલા મોઝાર્ટ કરતા પણ મહાન બનાવવા માટે પેલો ગવૈયો એના બિથોવન પર જાલીમની જેમ જોઈ રહેતો હતો.

પાચ વરસનો પેલો બાળક, આ જાલીમ નશાખોર પિતા સામે હઠીલી નજર નાખતો તાકી રહેતો હતો.

ધીમે ધીમે લડવીગ બીથોવન મોટો થતો હતો. સંગીતના સુર એના કંઠમાંથી આસ્તે આસ્તે મૌલિકતા ધારણ કરીને નીકળતા હતા બીથોવન તેર વરસની ઉમર સુધી નિશાળમાંનું ભણતર ભણ્યો અને સાથે સાથે પેલા ગવૈયા જાલીમ બાપ પાસે સંગીત શીખ્યો અને બાર વરસની ઉમરમાં જ પેલા ઈલેકટરના સંગીતવૃંદનો 'ડેપ્યુટી

ઓરગેનીસ્ટ ' બનીને રંગભૂમિ પર ઓપેરા બેન્ડનો કન્ડક્ટર થયો, તથા આસ્તે આસ્તે નવાનવા રાગ લખવા માંડયો.

પછી ૧૭૮૭ માં એક મહાન બનાવ બન્યો. નવા ઈલેક્ટર મેકસ ફ્રાંઝે સત્તર વરસના આ નવજુવાન સંગીતકારને, સંગીતગુરૂ મોઝાર્ટ પાસે પાઠ ભણવા વીએના મોકલ્યો. મોઝાર્ટે એને થોડાક પાઠ આપ્યા, અને કહ્યું, " તારા પોતાના રચેલા સુર સંભળાવ જોઉ ! " બીથોવને નુતન સુરોને છેડયા.

પેલો મહાન સંગીતસ્વામી આ જુવાન વિદ્યાર્થીનું રચેલું કવન સાંભળતો, આસ્તે આસ્તે ખુરશીમાં ઢળ્યો અને સુરના તાનમાં આંગળીઓ હલાવતો બોલ્યો, " આના તરફ ધ્યાન આપો, આ બીથોવન આખી દુનિયામાં એક વાર અસાધારણ અવાજ કરી મૂકીને, સંગીતના સંસ્કારને વાસ્તવ જીંદગીના પ્રેમથી ઉભરાવી દેશે. "

મોઝાર્ટે આ સત્તર વરસના મહાનુભાવ પર હેત વરસાવ્યું. બીથોવને પોતાના ગવૈયા દાદા અને ગવૈયા



બાપાની વાત કરી અને કહ્યું, " મારી માતા, ઇલેક્ટરના ઘરની નોકર હતી અત્યાર સુધી, એની મમતા વડે હું જીવી શકયો પણ અત્યારે એ નથી."

પછી થોડાક વરસો વીતી ગયાં અને સત્તર વરસનો સંગીતકાર બાવીસ વરસની વયમા મહાન તરીકે પંકાઈ ચૂકયો.

પણ એનો સ્વભાવ ચિડીયો થઇ ગયો હતો. એને બધાપર રીસ ચઢતી હતી. એ કોઈ વાર પીઆનો પર તો કોઇ વાર ટેબલ પર ગુસ્સે થઇ જતો હતો. એને પોતાના દેહ પર પણ ચીડ ચડી હતી, એટલે જ એ ગમે તેવાં કપડાં પહેરી લેતો હતો, વાળ અને ચહેરાની માવજત તરફ બેદરકાર બનતો હતો અને ઘડીક ઘડીકમાં મિજાજ ખોઈ બેસતો હતો. જીવતરના કમઠાણમાંથી એની જીંદગી આસ્તે આસ્તે એકલવાઇ બનતી, ઉદાસીનતા ધરતી, કરૂણ રસ જેવી ઝરવા માંડી હતી.

પણ ત્રીસ વરસનો બીથોવન, દરબારી ગવૈયાનો એક અદનો દિકરો, મહાન સંગીતકાર બની ચૂકયો હતો. એકવાર એ હેટ પહેરીને મિત્રો ભેગો જમતો હતો, ત્યારે અચાનક એક રાજા આવી પહોંચ્યા. " મહારાજા, મહારાજા ! બોલતા મિત્રોએ માન દીધું ત્યારે એ એકલો, હેટ પણ ઉતાર્યા વિના, મહેરબાની કરતી હોય તેવી મગરૂર નજર નાખતો હતો અને રાજાના ગયા પછી કહેતો હતો, " કેવળ રાજા, માત્ર રાજા ! "

ત્રણ હજાર વરસોથી ચાલ્યો આવતો જીંદગીનો શિરસ્તો એવો હતો કે આવા મગરૂર માનવીને વિકટ રસ્તે પ્રયાણ કરવું પડતું હતું અને ભોમભિતર શમી જવું પડતું હતું. અને જાણે પોતે નિરવશાંતિની કોઈ કન્દરામાં શમી જતો હોય તેમ એને લાગતું પણ પછી ઝબકી ઉઠીને ધરતીનાં ઓઢાણ નીચેથી નુતન નજરનો અનુરાગ ઝીલતો, ઇતિહાસનો આ મહાનુભાવ કહેતો હતો, " હું જ....લડવીગ બીથોવન, હું ય એક વાર હયાત હતો ! "

એને એનાં વીતી ગએલાં વરસ યાદ આવતાં હતાં. એના બાપ-દાદાઓના સમયથી જે કયારે પણ દેખાઈ નહોતી તેવી ગરીબાઈ એને એને ઘેરી વળી હતી, કારણ કે એણે ફ્રેંચ ક્રાન્તિના પેલા, સમાનતા, બંધુતા અને સ્વતંત્રતાના ત્રણ સિદ્ધાંતોનાં સોગતરૂપ સરજ્યાં હતાં. એણે ક્રાન્તિના કેન્દન જેવું કવન રચ્યું હતું.

પણ એ પોતાપર ગુસ્સે થવાને બદલે કોઈક વાર હસી પણ પડતો, "હું ય કેવો મુરખ ! મેં પેલા બાગેડુ અને ક્રાન્તિને દગો દેનારા નેપોલીયનને પિછાણ્યો નહીં અને એના પર પ્રશસ્તિ ગીત લખી નાખ્યુ !"

એ ગીતના શ્રવણને મના ફરમાવતો હોય તેમ એણે બન્ને કાન બંધ કરી દીધા. એની નજર સામે શહેનશાહનો રાજદંડ ધરેલો પેલો કોરસીકન દેખાયો. એની નજર સામે એ શહેનશાહ ક્રાન્તિના ઝંડા પરથી સમાનતા, બંધુતા અને આઝાદીને લીપી નાખતો અને 'એન' અક્ષર ચિતરતો જણાયો.

એણે પીઆનો પર અંતરના કોપનો સૂર હલાવ્યો. એણે નેપોલીયનની પ્રશસ્તિના કવનનું કાગળીયું કાઢીને તેના ચૂરા કરી નાખ્યા અને વોટરલુપર પરાસ્ત થવાના પડછાયા જેવો ફિટકાર આ શબ્દ સ્વામીના, અંતરનો શાપ બનીને પીઆનો પર ધ્રુજી ઉઠયો.

બીથોવનની જીંદગી હવે ૧૯ મા શતકમા પ્રવેશી ચૂકી બીથોવનનું સંગીત હવે, મોઝાર્ટે રચેલા પાયા પરથી સરજાઈને નુતન સ્વરૂપ ધરતું, જુની રૂઢિઓને છોડી દેતું વિશાળ અને ઉન્નત બનતું ચોટડરટીન સોનેટા રચતું હતું.

આ મહા સગીતકારની સગીતી ઘટના નુતન એકતા નતા અથવા "હારમની" નુ સગીતરૂપ બનીને સૈકાઓના શબ્દ શ્રોતાના પ્રવાહોમાથી વણાતુ, સૈકાઓના લોક જીવતરના તાણા-વાણામાથી પરસ્પરના સુમેળ બાધતુ, સુરીલા અનેક રાગોના રંગરાગ ધરતુ, બીથોવનના હાથે નુતન સગીતનુ નુતન જમાનાનુ રૂપ ધારણકરતુ સામાજીક જીદગીના પ્રખર પાયાપર ઉભુ હતુ, અને પોતાની આસ પાસની જીદગાનીમાથી શબ્દનુ પ્રાણરૂપ ચૂસતુ વિકસતુ હતુ.

ફ્રેચ કાન્તિએ આરભેલી ઉથલપાથલના ઝઝાવાતમાથી આ યુગ જીવન અજપો ધરીને ઉઠયું હતુ એ અજપાને જ સાપડતો હોય તેવો બીથોવન, જાલીમ માલીક જેવા બાપનું નશાખોર અને રૂદ્ર દર્શન કરતો, જનેતાની મમતાને મરણ પામી જતી દેખતો, શોકની એક પછી બીજી છાયા ઓપરથી ઉઠતો, વિષાદતા આઘાતથી ઉડી કરાડમા પટકાઈ પડતો પણ શિખરપર દોડી જવા મથતો અને ટોચપરથી કન્દરાના તળીએ પથરાઈ ગએલા આઘાતને ખ ખેરી નાખતો, પ્રકોપની જવાળાઓ ફૂકતો, લડાઈને મોરચે ધસી જવા માટે, કપાઇ ગએલી પાખવાળા, ઠેકતા પખીની અદાથી ઉડવા માગતો હતો, અને, ખુશી ખુશામત પર ચિડાતો, જનલોકના પ્રતિનિધિ જેવો, શરણ સ્વીકારવાની ના પાડતો, ઓગણીસમા શતકના ઉબરપર ચિથરેહાલ બનેલા, ઉઝરડાઈ ગએલા લોહી ઝરતા સસ્કાર માનવ જેવો ઉભો હતો

હવે એ નવુ સગીતરૂપ ધારણ કરતો હતો હવે એને પાચમા સીફોનીની પરવા નહોતી હવે એને

ઇરોઇકામાં સરજેલા "હીરો"ની મમતા નહોતી. હવે નિસર્ગ સૌંદર્યના 'પેસ્ટોરલ સીફોની'માં પુરેલા સાથીયાનો મોહ રહ્યો નહોતો અને સાતમા સીફોનીમાના નૃત્યની હલક તરફ એનો રાગ હતો નહી.

હવે શ્રવણ જગત પણ એને ત્યજી ગયું હતું. હવે એના કાન સાંભળી શકતા નહોતા. જીવન ઘટનાની આવી ક્રુરતા કોઇના પર દાખવી નહોતી. હવે એ કોઈ પણ શબ્દનો ગમે તેવો ઉગ્ર સંચાર પણ સાંભળી ન શકે તેવો શિલાબધિર બની ગયો હતો.

વિશાળ વ્યાસપીઠ પર સગીત પુરું થતું હતું. પીઆનોની ચાવી, છેલ્લા સુરના અંત સાથે મરડાતી હતી. ગર્જના જેવી જનખુશી આ નંદનો પોકાર કરી મૂકતી આનંદના આવેશમાં, હાથની મુઠ્ઠીઓ, પછાડતી ખુરશીઓમાં રૂદી ઉડતી હતી. સંગીત ખંડમા ગર્જનાતા ઘોષ પ્રતિઘોષનો શોર ઘૂઘવતો હતો.

પણ પીઆનોપર બેઠેલો પેલો સંગીતકાર આ શોરના સ્પર્શ વિનાનો જેવોને તેવો નિશ્ચલ બેઠો હતો. આ નિશ્ચલ પ્રતિમાને કોઈ મહાનુભાવ આસ્તેથી અડતો, ઉભી કરતો, લોકશ્રોતા તરફ ફેરવતો, સમુદાયના આનંદમા ઉછળતો ઝંઝાવાત બતાવતો હતો

પેલી પ્રતિમા કોઈપણ, સંચારને ચહેરાપર લાવ્યા વિના શબ્દ વિનાનો કંપ હોઠપર અનુભવતી દેખી રહી અને શબ્દહીન જગતમા, એને એનાયત થએલી ખુરશીમાં આસ્તેથી બેસી ગઇ. શબ્દ જેનો પ્રાણ હતો, શબ્દ જેના જીવતરનો અમીરસ હતો, શબ્દ જ જેની હયાતિનો પાયો

હતો તેવો સંગીતકાર, જે જીવતી કબરમાં શબ્દનો કોઇપણ સંચાર પ્રવેશી શકતો નહોતો તેમાં પેસી ગયો હતો.

નિઃશબ્દતામાં પુરાઇ ગએલો શબ્દ સ્વામી એકવાર વીતી ગએલી જીંદગીનાં અનુભવોનાં ચિત્રો દેખતો બેઠો હતો. એ કદિ શ્રીમંત હતો જ નહીં, અને શ્રીમંત થવાનો જરા જેટલો પ્રયત્ન પણ એણે કદિ કર્યો જ નહીં. એ પરણ્યો. એના સાળાએ અને સાળીઓએ અને એના એક નકામા ભત્રીજાએ એના હતા તે પૈસાનું પાણી કર્યું હતુ. એ અકિંચનનું રૂપ ધરીને અનેક રૂપવાળા ભૂખમરાના ભરડાથી વિંટાયલો આજે બેઠો હતો.

એ કોપ કરતો બોલતો હતો. "ભલે હું ગરીબ રહ્યો, ચિંથરેહાલ રહ્યો. મારા ઓરડામાં સંગીતનાં વાદ્યો ભલે અસ્તવ્યસ્ત પડયાં અને એંઠાથી બણબણતી રકાબીઓ ભલે ગંધાયા કરી! મારી ખુરશીનો એક પગ તૂટી ગયો છે, મારાં કપડાં મારા એકના એક સોફા પરજ ગમેતેમ પડયાં છે, મારા સંગીતનાં કાગળીયાં ભોંય તળીયાપર વેરાયલા રખડે છે, અને મારા ઓરડાની બારીઓ બંધ જ રહે છે, તેમાં છે શું!"

"છતાં તું જીવતો રહી શકે છે, સંગીતકાર!" એવું એને લાગતુ ત્યારે એ સ્મિત કરી ઉઠતો. ત્યારે એનું બધું લઇ લીધા પછી, પ્રેરણા બનેલી જીવનની મમતા એના ચહેરાપર ચમકતી. અનેકવાર કરેલા પણ પાછા ફેંકાયલા પ્રેમના આઘાત પ્રત્યાઘાતો એના કપાળપર ફરકી ઉઠતા અને અનંત શાંતિની અખંડ નિરવતામાં ગરકાવ થઇ

ગએલા આ જીવનયોગીને શ્રવણ દેતી સંગીતની અતિપ્રાચીન મ્યુઝ સોલે શણગાર સજીને આવી પહોંચતી અને એના કાનમાં કહેતી હતી, "ઉઠ, ઉભો થા, અને આલેખી નાખ !"



"પણ તું ! ઓગણીસમા શતકનો દોઢ દશકો વહી ગયા પછી. મારા ચહેરાપર એકલા અભાવની ચીડ ચિતરાઈ ગયા પછી, મારા રૂપપર શુ વહાલ કરવા આવી પહોંચી છે અત્યારે !"

"તારા અકિંચન શરીરમાં માનવતાનાં બધાં શબ્દ મૂલ્યોનો તારો આતમ મારા પ્રણયનું નિકેતન છે, હું તારી સાથે જ હતી, ગમે ત્યારે અને ગમે ત્યાં........તું આવેશમાં કોઈવાર તારા આ કલેવરને તોડી નાખે તે પહેલાં ઉઠ, ઉભો થા અને તને ન સંભળાય તોપણ શબ્દનું આવાહન કર !"

એણે નિઃશબ્દ કાનના ચિત્ર પ્રદેશમાં સ્વરોનાં અનેરાં રૂપ સાંભળ્યાં અને કાગળ પર આલેખીને વાદ્ય પર ઉતાર્યા કર્યાં. ત્રીજો, ચોથો, પાંચમો, સાતમો અને આઠમો સીંફની રચાયા. એણે નિઃશબ્દ નિરવતામાં પીઆનો અને વાયોલીન માટે કોનસરટોસ નિપજાવ્યા. એનું સંગીત ત્રીજા તબક્કામાં પેઠું. એણે નવમા 'સીંફોની'નું સર્જન કર્યું.

એણે જીંદગીના પદાર્થમાં, સંગીતનાં રૂપ રેડી રેડીને, જીંદગીના, વિચાર અને લાગણીનાં રૂપોને, જીવનમૂલ્યનાં ઉપરની સપાટી પર ખેંચ્યાં.

પણ ૧૮૨૭ ના માર્ચની ૨૬ મી એ, આ માનવ મૂલ્યને અથાગ શ્રમની અગોચર શાંતિમાં શમાવી દીધું.

☆

પીકાસો, વસંત જેવી સોહામણી અને મલયાનિલ જેવો સોરભવાળી, રંગને રેખાઓ, રેખાઓ અને રંગોના



રૂપમા અનેક સૈકાઓમાં પણ ન નિપજે તેટલાં કલારૂપોથી પંચોતેર વરસની જીંદગાનીને મઢી લેતો, આજે પણ પેરીસ નગરની ચિત્રશાળામાં વીશમા શતકના સંસ્કાર આલેખનના યુગવેગ જેવો હયાત છે.

તાળ પડી ગયેલા વિશાળ માથા નીચે, ઉંડી રેખાઓની કરચલીઓવાળા ચહેરામાં સંસ્કારનું રોશન ચમકાવતી નજર વડે આજે પણ કલા જગતપર અધિકારવાળો છે

સંસ્કાર જીવતર જેવો આ કલાકાર આ યુગવેગનો અધિકાર બનેલો છે. અરધા સૈકા સુધી એ રૂપનો અધિકાર જગતના પ્રેમથી ભરેલો, જીવતરના મૂલ્યોમા ઘડાઈ ઘડાઈને એણે મઢયો છે.આ રૂપ ઘડતરમાં વિવિધતા દેખીને, અણગમો બતાવનારાં કે તે પર મુગ્ધ થનારાં સૌ પર, ગઈ કાલ, આજ અને આવતી કાલની એકતા બનીને દાદા, પુત્ર અને

પૌત્રને ઈતિહાસના અનુસંધાન વડે જીંદગીમાં એક ભૂમિકા પર જોડી દેતો, કલાકાર, પાબલો પીકાસો છે

સ્પેઇનના, માલાગા શહેરમાં ઇ.સ ૧૮૮૧ નાઓકટોબરના ૨૫ મા દિવસે એ જન્મ્યો. એનું નામ બનેલો રૂઈઝ નામનો અધરો શબ્દ કાઢી નાખીને એણે પોતાની માના વંશનો પીકાસો નામનો શબ્દ પોતાની સાથે જોડી દીધો અને, જ્યારે માલાગામા એને કોઈ પિછાણતું નહોતું ત્યારે આ નિશાળીયાએ એક છત્રીની દુકાનનો ઓટલો ભાડે લઈને પોતે દોરેલા ચિત્રોનું પ્રદર્શન બારસીલોનામાં કર્યું.

માલાગાના મ્યુનીસીપલ મ્યુઝીયમના કયુરેટર બાપા પાસે એ ચિત્ર શિખવા માંડયો હતો. પારેવા પાળવાના શોખીન મા-બાપના ઘરમા એણે પખીઓની પાંખનાં ઉડ્ડયનો દેખી દેખીને પોતાનું પ્રથમ ચિત્ર અનેક પારેવાંથી આલેખી નાખ્યું હતું.

પખી પ્રેમી અથવા પારેવા પ્રેમી બનેલો પીકાસો બારસીલોનાની, કળા શાળામા દાખલ થયો અને સોળ વરસની ઉમરે માડ્રિડમા ભરાયલા "ફાઈન આર્ટ એકઝીબીશનમાં" માન પામ્યો

પછી એ પેરીસ નગર તરફ ખેંચાયો અવારનવાર પેરીસને દેખી આવીને એણે પેરીસમા જઇને વસવાનો નિરધાર કર્યો

અઢાર વરસની ઉમરે, એ પેરીસ નગરને પોતાનું બનાવવા ની નીકળ્યો પેરીસ નગરીમાં આકિંચન જેવો પીકાસો આવી પહોચ્યો.

પેરીસમા પીકાસોએ એક પોતાના જેવા જ ગરીબ કવિ સાથે ભાગીદારીમા એક ગરીબ ઓરડી ભાડે રાખી અને એક ભાગેલા ખાટલાના રાચરચીલાથી જીવતરનો આરંભ



કરીને ચિતરવા માંડયું. આજની તારીખે પણ આ યુગ ચિતારો, પંચોતેર વરસની ઉંમરે, અનંત જેવા જીવતરની વાસ્તવતાનાં, અનેક રૂપો ચિતર્યા જ કરે છે.

પેરીસમાં આવીને એક વરસ સુધી એ પેરીસના જીવતરનાં રૂપ દેખતો હતો. પેરીસપર પડતી જગતના ઇતિહાસની છાયા સૂંઘતો, પેરીસની ધરતી પર વિહરતી પ્રખરતાને એકઠી કરતો, ઓગણીસ વરસની ઉંમરે, વીશમા શતકના ઉંબર પર ઉભો રહીને કલાસૃષ્ટિને કહેતો હતો, " મને રૂપના આત્માની કશી પરવા નથી, હું શરીરને શરીરની ઉપરના માથાને, માથાની નીચેના ચહેરાને માથાથીપગ સુધી ચિતરવા માગુ છું. " છતાં એના રૂપલેખનની એકેએક છટામાંથી સંસ્કૃતિનો આત્મા જીવનના અનેક સ્વરૂપો ધારીને જીવતો બન્યો. એવોકલાની સૃષ્ટિમા સરજનહાર બનીને ફરતો આ કલાકાર એક વસ્તુને એકજવાર ચિતરતો હતો.

ઈ. સ. ૧૯૦૧ ની સાલ ચાલતી હતી. વીશ વરસનો આ જુવાન પારેવાંની પાંખો વડે જીંદગીના તાર રણઝણાવી મૂકતો, હવે પોતાના દરેક ચિત્ર પર એક આંખ ચિતરતો હતો. નિરપેક્ષ જેવી કલાકૃતિઓ કરતો અનેતેના સૌના પર પેલી ગોળ આંખ મૂકી દઈને જાણે કહેતો હતો," આ આંખ જગત આખાને આરપાર દેખી શકે છે અને જગતની જીવાદોરીની અતૂટ અપેક્ષા પર જ સમજદાર રૂપન મૂલ્યને ધરી શકે છે."

સમજણું ભુરું રૂપ હવે આ કલાકારની સૃષ્ટિપર વિષાદની છાયા પાથરી દેતું, એની કલાના "બ્લ્યુ પીરીયડ" નામના



કલાકૃતિના તબક્કા તરીકે પકાતું હતું ભુરા રંગની અનેક રેખાઓ 'ગરીબ'નું ચિત્રલેખન બનતી હતી અને આ કલાકાર કહેતો હતો, "યાતના અને વિષાદમાંથી જ સાંપડે છે, કલાનું રૂપ !"

પણ ૧૯૦૪ માં તો આ કલાકૃતિનો "પીંક પીરીયડ" આવી પહોંચ્યો. લોક સમુદાયના સ્મિત કરતા રૂપોના ગંજ એ ખડકવા માંડયો. તેમાં આ સ્મિતની પાછળ શોકની રેખાનો કેવો સુમેળ રચાઈ ગયો હતો ! ચહેરાના સ્મિતપર નજર માંથી વિષાદનો કેવો માનવ વેદનાનો નક્કર આકાર આલેખન બનતો હતો !

પણ ૧૯૦૭ માં પીકાસો શું શોધતો હતો ! પ્રાથમિક દશાના નિગ્રો શિલ્પની કલાના પ્રાણ સાથે સરજનનો નુતન સંકેત ધારણ કરીને, માનવ શરીરમાંથી માનવતાની જીંદગીના ભાનની વેદનાઓના, આડા અવળા થઇ ગએલા અને મરડાઇ ગએલા અંગમરોડો અનેક રૂપોમાં મઢીને એ પોતાની કલાસૃષ્ટિને ઉભારાવી દેતો હતો. 'કયુબ' અને 'કૌન' જેવી ભૂમિતિની નક્કર આકૃતિઓ હવે એના કલા



જગતમાં બનીને રૂપ ધારણ કરીને આવી પહોચતીહતી, અને

'કયુબીઝમ''નું નામ ધારણ કરતી હતી.

આવી આકૃતિઓ હવે વેરાયલી પડી હતી. કુદરતના દેખાવો, આ સૃષ્ટિમાંથી ભાગી જતા હતા. માનવીની જીંદગીના ભંગારનાં રાચરચીલાં, એમાં છિન્ન વિછિન્ન બનીને અહીં રખડતાં હતાં. માનવીનું નાક કયાંક ચોંટી ગયું હતું તો આંખ કયાંકથી તાકી રહેતી હતી. કોઇ દારૂની શીશી તો કોઈ ફૂંકવાની હોકલી, તો કોઈ તૂટેલું મેજ, કોઈ એક તો કોઈ બીજી આકૃતિને ધારણ કરીને જીવનનાં ભંગાર જેવાં જીવન ખંડિયેરોને આશરે શોર કરી પડયાં હતાં.

ત્યારે ઈતિહાસની સીમામાંથી પહેલુ વિશ્વયુદ્ધ ડોકાતું હતુ. શાહીવાદી સોદાગરોએ જગતની ખાનાખરાબી કરવાના સર્વહક્ક સ્વાધીનનાં હુકનામાં કોતરી કાઢવા જગતની જીંદગીપર " નો, મેન્સ લેન્ડ " લખીને, માનવીની માટીના સમરાંગણપર, કાપણી કરી નાખવાનું પહેલા નંબરનું વિશ્વ-યુદ્ધ યોજી દીધું હતું.

વીશમા શતકનો એવો આરંભ બીજા જ દશકામાં થતો હતો. શાહીવાદનો જીવનધર્મ યુદ્ધ અને સંહારનો પૂરવાર થઇ ચૂકયો હતો. આખા વિશ્વનું કુરૂક્ષેત્ર બનાવી દઈને, વિજ્ઞાનનાં સાધનોથી સજ્જ થએલું, શાહીવાદનું કૃર સ્વરૂપ માનવસંહારનાં આયુધો ઉગામીને ખડું હતું.

ત્યારે રેમબ્રાન્ટ અને ગોયાથી માંડીને, ફ્રેંચ ધરતી પર જમા થતો, સીઝેન, વાન ગોગ, ગોગીન, રૂસો અને રેનોઈ જેવા કલાકારોનો સંઘકલામાથી, કલાકૃતિનો પોતાની યુગવેગ સર્જતો હતો એ કલાસંઘનો આગેવાન પીકાસો પૂકારતો હતો, "સંઘ એજ શરણ છે, સૌ સંસ્કાર મૂલ્યોનું!"

માનવ સમુદાયની જીંદગીના વલોણામાથી જન્મ પામતી કલા, આ આફત સમયે માનવ જાતની કતલ કરવા માગતી શાહીવાદી સમરભૂમિનો, પરાજય પૂકારતી જીવનની ઉથલપાથલમા, સંસ્કાર મૂલ્યનો નેજો પકડીને ખડી હતી. વીશમા શતકની જીવન સંધ્યાના સમયથી પોતાના જન વિરાટના સથવારાની સણુત આ કલા આપી ચૂકીહતી વીશમા શતકના કલાકારોએ માનવ પ્રેમનું મૂલ્ય ધારણ કરી લીધુ હતું

એકબીજાની કલાના આલેખનમા ઘણુ અ તર છતા, ડોમીઅર અને સીઝેનનો કલાજીવ, માનવીના અગાધ પ્રેમથી ઉભરાતોહતો જી દગીના તાપથી બચવા એકાતવાસમાં સંતાઈ ગએલા સીઝેનની પી છી પણ માનવ પ્રેમને ત્યજી જવાની ના પાડતી હતી જીવતરની અગ્નિપરિક્ષાનો એકેએક અંગાર ચૂમતો વાસ્તવપ્રેમી વાન ગોગ ઉગ્ર અગ્નિઆળ જેવા રંગધરાને માનવપ્રેમની ચાતક જેવી ઝ ખના બનીને શ્રમી જતો હતો

અને કલાના સંસ્કારની ઝળક જ્યોતને તેજના નુતન અંધારના ભાનરૂપથી જગત જેવી વિશાળ, અને વિવિધ બનાવી દેતો, સંહારનાં ઝેરને પી જતો, અને પછી તેમાંથી, માનવની આવતી કાલનાં ઓજસ મઢતો, ફાસીવાદી ઘોરતિમિરમાં પણ, નુતન યુગનો યુગવેગ બનીને, કલાના, તેજમાંથી, છાયામાંથી, રંગમાંથી અને રેખાઓમાંથી, ઇતિહાસની પ્રખર વાસ્તવતાની પીઠને મઢીને, એ પછીતવાળી જીંદગીની, મા–ભોમ બનેલી ધરતીપર, નુતન માનવતાની શાંતિ ઝંખનાને, નુતન ભાનરૂપનું વેદન બનાવીને, પિકાસો મઢતો હતો.

જાણે કલાના ઇતિહાસના પેલા, ઈજીપ્તના રણસાગરમાં બેઠેલા સ્ફીંક્સને હવે વાચા મળતી હતી લીઓનાર્દો જેવા સંસ્કાર પિતાને સાંપડેલી, મોનાલીસાની નજરના ગૂઢ રૂપનો અર્થ જાણે જીંદગીનો આકાર ધરતો હતો

પીકાસોના ફલક પર જીવતી બનેલી કલા ફલક પરથી પાંખો ફફડાવતી ઉડવા નીકળતી હતી.





ત્યારે પહેલુ વિશ્વ-યુદ્ધ વીતી ગયુ હતુ આખા જગત પર માનવ જાતના જીવતરની ખાનાખરાબી કરીને વિશ્વ-યુદ્ધે, માનવી મૂલ્યોના ભગારને આખા જગતપર વેરી દીધા હતા આ ભગારમાથી વાસ્તવવાદની કલ્કિકાઓ મઢતો પીકાસો, નુતન જીવતરના રગ ચિતરતો હતો આ રગરાગમા, ભારે પોપચાઓ ઢાળતી જનેતાઓની

છબીઓ જેવું નારીરૂપ આલેખતો, આ ચિત્રકાર, રશિયન બેલેમાંની એક ઓલ્ગા કોકલાવા નામની નટીને ચિતરતો હતો. પછી પિકાસો, ઓલ્ગા સાથે લગ્ન કરતો હતો.

કલાનું રૂપ, જીંદગીની સમુદાય એકતા ધારણ કરીને રૂસ અને સ્પેઈન વચ્ચે,સ્પેઈન અને ફ્રાન્સ વચ્ચે અને પેરીસ અને રોમ વચ્ચે પિકાસોની કલાનો સેતુબંધ બનતું હતું.

આ યુગચિતારો, હવે વિશ્વકર્મા જેવો, કુંભકાર બનીને માટીમાંથી રૂપ ઘડવાનો ચાકડો ફેરવતો હતો અને ટાંકણું લઈને શિલ્પ પણ રચતો હતો. પણ એની પીંછીને તો જંપ હતો જ નહીં. ખૂબ મોડો ઉંઘવા જતો અને સૌથી વહેલો જાગી જતો, નિરવ શાંતિ જેવી નજરથી જીવન-વાસ્તવતાની આરપાર જોતો, ઈ. સ. ૧૯૩૬ માં, એ, ફાસીવાદી પશુ સાથે બાથંબાથ આવી ગએલી માનવતાનો જાની જંગ દેખવા પાછો પોતાને વતન બારસીલોનામાં આવી પહોચ્યો હતો.

પહેલા વિશ્વયુદ્ધમાં પરાજય પામીને જગતનો શાહીવાદ હવે આ પાશવતાની પ્રચંડ યુદ્ધ-સામગ્રી બનીને, સંહારનું રોલર સ્પેઈન પર ફેરવતો હતો. ચિતારો કંપી ઉઠીને દેખતો હતો. "ગુરનીકા" નામનું જગ મશહુર ચિત્રલેખન લઈને, સ્પેઈનની વ્હારે ધાતો, સ્પેનીશ જનતાનો સંસ્કાર ફરજંદ પીકાસો સ્પેનીશ માનવતાની અગ્નિ-પરિક્ષામાં આવી પહોંચ્યો અને પ્રાડોનો ડીરેકટર નીમાયો. આ જગમશહૂર મ્યુઝીયમનાં કલારૂપોને, ઓ નાશ પામી જતાંઅને ફાસીવાદી પશુની એડ નીચે કચરાઈ જતાં ઉગારી લીધાં.



ઇ. સ. ૧૯૩૭ માં ગુરનીકાનું જગ વિખ્યાત ચિત્રલેખન જન્મ પામ્યું. યુગવેગ બનેલી પિકાસોની ચિત્રકલા, આ ચિત્રમાં યુદ્ધના સંહારનું વિકટરૂપ રચીને આ ભયાનકતામાં પણ માનવજીવનની નુતન ઘટનાની ઉષાનું એંધાણ આપતી પ્રકાશી ઉઠી.

ગુરનીકાના આ, કાળા અને સફેદ ચિત્રમાં, જમણી બાજુમાં મરણ પામતી વ્યક્તિની યાતના મુંગો શોર મચાવે છે. મોત પામેલા બાળક પાસે માતાની વ્યથા અંતરને હલાવી નાખે છે. ફાસીવાદનાં બોંબરોએ ઉતરડી નાખેલા આ ભૂમિ પરના જીવનનો ચિતાર, ઘોડાનું ચૂંથાઇ ગએલું શરીર દાખવે છે. સર્વાંગી અત્યાચાર તરફ, એક દેખાવમાંથી ઉપજતા બીજા અને એકમેકમાં ઉપર તળે થતા આ ચિતાર પર પ્રકાશ જેવો પુણ્ય પ્રકોપ ઉપરથી ફેંકાય છે. ફાસીવાદી પાશવતાનો પ્રતીક આખલો છે. લોહીલુહાણ બનીને પડેલા રાષ્ટ્રનું પ્રતીક ઘાયલ ઘોડો છે. માનવજાતનો ચિત્કાર ચીસ પાડીને આ દારૂણ દેખાવ પર ઉપરથી દીવો ધરે છે. આ, દીવો લોકસમુદાયની જીંદગીની નીતિમત્તા છે.

પણ થોડાંજ વરસોમાં તો ફાસીવાદે સળગાવેલું બીજું વિશ્વયુદ્ધ આવી પહોંચ્યું અને વિશ્વ પર સંહારનો ભિષણ તાંડવ બનીને પસાર થયું. નુતન બનતા વિશ્વના સંસ્કારના જીવનને રૂંધી નાખતો અમરિકી શાહીવાદ, વિશ્વની શાહીવાદી ઘટનાનો આગેવાન બનીને, સંહારની યુંગાલમાં એક પછી બીજા દેશને પરોવીદેતો, કોરીયા પર લોક સમુદાયનો સંહાર બનીને તૂટી પડયો



પણ ત્યાં સુધીમા જગતભરનો લોક સમુદાય નુતન ભાન ધરીને, કોરીયાની ઘાયલ જનતાના ચિત્કારમા પોતાનો અવાજ ભેળવતો, અમેરિકન શાહીવાદને થંભી જવાનો પડકાર કરતો હતો.

પાછું ચુરનીકાનું ચિત્ર જાણે જાગ્રત થઇને સંહારના ભિષણરૂપને ખૂંદું પાડતુ, રાષ્ટ્ર, રાષ્ટ્રમા જનસમુદાયના શાતિના અંતર્નાદને જગાડતું હતું. વિશ્વની શાતિ હીલચાલે, પિકાસોએ ચિતરેલું, પારેવાનું, શાતિ પ્રતીક, સંસ્કારનું રૂપ ધરેલું, દેશ દેશપર ઉડતું, કોરીયાની ભૂમિપર પણ આવી પહોંચ્યું હતું.

પિકાસોએ શાંતિરૂપક પંખીનું રૂપ આલેખીને જ પોતાની પિંછીની શરૂઆત કરી હતી આજે એજ શાંતિ રૂપ, કરોડ પાંખો ફફડાવતુ જગતભરના લોક સમુદાયોની શાંતિ વાંછનાનો વિરાટ આકાર ધારણ કરીને પિકાસોના પારીસ નગરમાં જ આવી પહોંચ્યુ હતું પિકાસોનો સંસ્કારઆત્મા પારેવાની છટા ધરીને આ શાંતિ સમારંભના ઝંડા પર પાંખો ફફડાવતો હતો



ઇ સ ૧૯૪૯ માં પેરીસનગરમાં માનવ ઇતિહાસમાં પહેલું એવું વિશ્વશાંતિની કાઉનસીલનું આંતરરાષ્ટ્રીય અધિવેશન મળતુ હતુ વિશ્વશાંતિની હીલચાલનો, અહીં જગતના તમામ રાષ્ટ્રોના લોકસમુદાયોના પ્રતિનિધિઓ આરંભ કરતા હતા. આ વિશ્વ સમારંભના પ્રમુખપદેથી ફ્રાન્સની સરકારનો અણુવિજ્ઞાન વિભાગનો, હાઇકમીશ્નર

અને નોબેલ પારિતોષિક મેળવનાર વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક જોલીયો કયુરી, પૂછતો હતો,

"શાંતિ હીલચાલ શા: માટે ?" અને પોતાના સવાલનો પોતે જ જવાબ દેતો એ મહા વૈજ્ઞાનિક વિશ્વભરનાં શાંતિ પ્રતિનિધિઓને યાદ આપતો હતો.



"આપણે મળીએ છીએ તે સમય વીસમા સૈકાનો છે. હમણાં જ વીસમો સૈકો અરધો પુરો થાય છે. અરધા સૈકાના સમયમાં જ છ કરોડ અને સિત્તેર લાખ માનવોની

કતલ કરી નાખનાર બે વિશ્વયુદ્ધો આપણી ધરતી પર લડાઈ ચૂકાયા છે. ”

“ આપણે જગતના માનવ સમુદાયોના પ્રતિનિધિઓ, વિશ્વભરમા એવી શાતિ હીલચાલ, જગવવા માગીએ છીએ કે જે હીલચાલ સર્વ સ્થળેથી, સર્વ સંસ્થાઓમાથી, સર્વ વર્ગોમાથી, શાતિચાહક માનવોનો, જેઓ આપણા, અત્યારના જગતના તમામ સવાલોનો નિકાલ યુદ્ધની હેવા નીમન અને સહારક રીતથી નહી, પરંતુ વાટાઘાટોથી જ લાવવામા માનતા હોય, તેમનો આતર રાષ્ટ્રિય શાતિ મોરચો રચી શકશે ”

હવે ઈ સ. ૧૯૫૪ નો બીજો મહીનો બેસી ગયો હતો પેરીસનગરમા વેલોરીસના જુના દેવળની દિવાલો પર સસ્કારના ઇતિહાસમા પહેલીવાર, ‘ યુદ્ધ વિરુદ્ધ ’ શાતિની જીવનહાકલનુ ચિત્ર પ્રદર્શન, યોજાયું હતુ આખુંય પ્રદર્શન પિકાસોએ તૈયાર કર્યું હતુ

દિવાલોપર માનવ જીવતરના સ્વપ્નો, આશાઓ, યાતનાઓ, જગત જેવા જુજવા રૂપ ધરીને સૈકાઓની સંસ્કૃતિના અતરની માનવી મૂલ્યની કણિકાઓ ધારણ કરીને, ધબકી ઉઠયા હતા

પ્રદર્શનમા પેસનારને આ ધબકારાઓ વિટળાઈ વળતા હતા. એકવાર અદર પેઠા પછી જાણે બહાર નીકળવાપણું હતું જ નહી એવુ આ અનોખુ રૂપદર્શન હતુ

દેખનારા આ પ્રદર્શનની સામે નહોતા ઉભાં પણ ચિત્રપર આલેખાઈ જઈને ચિત્રમય બની જતા હતા આ

પ્રદર્શનોમાં યુદ્ધના હાથાઓમાંથી ઉગામાયલાં આયુધો,પ્રદર્શનને દેખવા આવેલા સમુદાયપર જાણે ફેંકાતાં હતાં.ડેમોકલિસની લટકતી તલવાર જેવું યુદ્ધના દાનવનું ખંજર તમારા જ માથાપર ઉતરતું હતું. દિવાલ પરનું ચિત્રફલક માનવ સમુદાયના ધબકારાને, તમારા જ દિલપર ધારણ કરતું હતું.

ત્યારે ખમૈયા કહેતું એકોણુ ઉડતું આવતું હતું ! શાંતિ હીલચાલનો લોક વિરાટ, સવિતા જેવા તેજનો અંબાર બનીને કોઈ સિમાડાપર નહોતો બેઠો પણ ઉડતો આવતો હતો. છત આખી તેજમાં તરબોળ બનીને વિશ્વશાંતિની વિભાવનાનું રૂપ ધારણ કરતી હતી.

સંહારના શ્યામ પડછાયાંમાં, સંહારના ધૂમાડાના ધુમ્મસમાં શ્યામલ છાયાં ધરતો, શાંતિ હીલચાલનો પ્રકાશનો ઝરો, વિરાટની બાથમાં શાંતિના આકારોને અલિંગતો હતો.

ત્યારે દેખનારાંના ચહેરાઓપર યાતના ભેગી ભળી ગએલી વિષાદની છાયામાં શાંતિની પ્રસન્નતા પ્રકાશ બનીને ઓપી ઉઠતી હતી.

પિકાસોએ એવું પ્રદર્શન રચી દઇને અંદર આવનારનાં અંતરોને પકડી લે તેવું અને પકડી લઈને સંહારના વલોણામાં વલોવીને, શાંતિનું નવનીત દાખવી દે તેવું ક્રિયારૂપ યોજ્યું હતું.

આજેઆ વૃદ્ધ કલાકારની ૧૯૫૫ની સાલ, આજે પણ ચિત્રદર્શનની પિંછી ધારણ કરીને ચિતર્યા જ કરે છે. અહીં " અરેબીયન નાઈટસ " જેવી કથાનો ગજબ અનુભવ

આરંભાઈને પારેવાની વિશાળ બનતી પાંખપર ચઢેલા પ્રાણનું નિત્ય નૂતન રૂપ આલેખ્યા કરે છે, અને જગતના ત્રસ્ત બનેલા અંતરને કહ્યા કરે છે કે, "મેં યુદ્ધની જે ભિષણતા ચિતરી બતાવી છે, તે, વિશ્વ-શાંતિના વિજય સાથે ભુતકાળની બીના બની જવાની છે, અને સંહાર શિવાયની બધી હકીકતો, વર્તમાન અને ભાવિનાં રૂપોમાં મઢાયા કરવાની છે.

"શી સાબુત!"

"તમારે સાબીતી જોઈએ છે!" બોલતો નુતન જગતનો આ વિશ્વ ચિતારો, યુગવેગ જેવી છટા ધરતો, વૃદ્ધ કલેવરપર યૌવનના રંગથી ઓપતો સીગરેટ સળગાવતો, પોતાને, જીવતું દેખાતું સ્વપ્ન ચિતરવા ચાલ્યો જતો કહે છે, "હું કામે જાઉ છું! આપણે નુતન જગતની એવી રચના કરવાનાં છીએ કે જેમાં, "શ્રમકાર્ય" નામના શબ્દના બે અર્થ નહીં હોય. માનવીનું કાર્ય એ નુતન જગતમાં, ખેતર પર, કારખાનામાં, કાર્યાલયમાં, શાળામાં, દવાખાનામાં, કે ચિત્રશાળામાં એક જ અર્થવાળું અને એક જ માનવ મૂલ્યવાળું પૂરવાર થઇ ગએલું હશે."

☆